# "નેપોલિયન બોનાપાર્ટના ચરિત્રનું પુસ્તક"

ડેમી ૨૫૦ થી ૨૭૫ પાનાનું આવતા ફેબ્રુઆરી માસની પંદરમી તારીખ સુધીમાં છપાઇને બહાર પડશે. એ પુસ્તક મે. ડીરેક્ટર સાહેબે મંજુર કરેલું છે તેના અગાઉથી થનાર ઘરાકો પાસેથી રૂ.૧)કીમત લેવામાં આવશે. દશથી વધારે નકલ રાખનારાઓને સેંકડે ૧૨॥ ટકા કમીશન મળશે. માટે ઇચ્છા રાખનારાઓએ આ પત્રની ઓફિસમાં અથવા નીચે સહી કરનારને પોતાના [illegible] સહીત લખી જણાવવા વિનંતી કરવામાં આવેછે. તા. ૧૧-૧૨-૮૯.

ચુનીલાલ બાપુજી મોદી.<br>
મુ. ઇછાપોર, તાબે સુરત.



## જાહેર ખબર.

"હોપકૃત હિંદના ઇતિહાસનો શબ્દાર્થ કોશ" એ નામનું સારા કાગળ ટાઇપ અને મજબૂત પૂઠાનું પૃષ્ઠનું પુસ્તક મારા તરફથી છપાઇ બહાર પડયું છે. ટ્રેનિંગ કોલેજ, સેકંડ કલાસ સરટીફીકેટ ગૂજરાતી ૪-૫-૬ તથા અંગ્રેજી શરૂઆતનાં ત્રણ ધોરણ શીખનાર વિદ્યાર્થીને એ ઇતિહાસ સમજવાને આ ચોપડી એક ખાનગી શિક્ષક તરીકેની ગરજ સારશે. એટલુંજ નહીં પણ વાંચનમાળાના ઘણાક શબ્દોની ભાષા, વ્યુત્પત્તિ, પર્યાય, અર્થ વિગેરેનું એથી ઉપયોગી જ્ઞાન મળશે. તેના એવા ઉપયોગીપણાથી તેની ઘણીક નકલો ખપી ગઈ છે, માટે ઉમેદછે કે એ ખરીદવાની ઉમદી તક જ્ઞેહતાજી સાહેબો જવા દેશે નહીં.

છુટક નકલ લેનારને એ ચોપડીની કીમત આના સાડાછ તથા પોસ્ટેજનો અર્ધો આનો બેસશે. દશથી પચીશ સુધી લેનારને દશ, પચાશથી પચાશ સુધી સાડાબાર અને પચાશથી ઉપરાંત લેનારને પંદર ટકા કમીશન મળશે. અગાઉ પૈસા મોકલ્યા વગર ચોપડી મંગાવનારને વેલ્યુપેએબલ મોકલાશે. મુ. અંજાર, તા. ૧૯-૧૧-૮૯. દયાશંકર શામજી.

તાલુકા સ્કુલમાસ્તર કચ્છ ॰






પુસ્તક ૨૬ મું. જાન્યુઆરી. સન ૧૮૮૭. અંક ૧ લો.

# નવા વર્ષ પ્રસંગે પ્રભુ પ્રાર્થના.

## હરિગીત વૃત.

પરિબ્રહ્મ, પરમાનંદ, પ્રભુ, સર્વજ્ઞ, સંકટહારી છો,
વળિ ભીડભંજન, પાપમોચન, નિત્ય મંગળકારી છો;
હે ભક્તવત્સળ! પતિત પાવન, પ્રાણદાતા શ્રીહરી,
દો હર્ષ વર્ષ નવા વિષે *ઉત્કર્ષ ભારતનો કરી.



ટાળો કુચાલ, કુસંપ, કુમાત, ક્રોધ, દ્વેશ, કૃપા કરી,
આપો સહનતા, સભ્યતા, ઔદાર્ય,ને હિંમત ખરી;
તત તનુંજ પ્રાચિન આર્યજનને મસ્તકે શુભ કર ધરી,
દો હર્ષ વર્ષ નવા વિષે ઉત્કર્ષ ભારતનો કરી. ૨

વળિ નાશ કરી કુવિચારનો નમ્રતા શાંતિ આપજો,
ભ્રાંતિ, કપટને લોભ, મદ, માયા, મહેશ્વર કાપજો;
પ્રસરાવ જે વિદ્યા કળા વ્યાપારની વૃદ્ધિ કરી,
દો હર્ષ વર્ષ નવા વિષે ઉત્કર્ષ ભારતનો કરી. ૩

આળસ્ય, ઇર્ષા, વ્હેમ, નિંદા, ક્લેશ, +આધિમળ દહે,
નિજ સત્ય ધર્મ ગ્રહણ કરી સહુ આર્યજન સંપી રહે;
વળિ અંત પીરજથી સદા ઉદ્યોગ ઉમદા આદરે,

---

* આબાદી. + મનનું દુખ.

સત્કાર કરી વિદ્યા તણો નિજ વિત વિવેકે વાપરે. ૪
દેશાભિમાન ધરે સદા સહુ આર્ય જન મન દઢ ધરી,
ને દેશ હિતકારી સુકારજ કરે આગ્રહ અતિ ધરી;
એવી સુમતિ નિત આપજો હે! જગતત્રાતા શ્રીહરી,
કલ્યાણ કરજો સર્વ જનનું ત્રિવિધ તાપોને હરી. ૫
વિદ્વાન વિજયી ઠામઠામે થાય ભારત દેશમાં,
વાધે વધારે તેમની શુભ કીર્તિ દેશ દેશમાં;
કર માફ તકસીર, વિધી, પાતક, ટાળી સુખ સાતે ભરી,
કર સાય હે જગરાય! સત્વર દાસ વિનંતિ મન ધરી. ૬

વિઠલદાસ વનમાળીદાસ.
વાલોડ નિવાસી.



## हंगरीनो एक महात्मा.

(લખનાર રા. રા. મનસુખરામ સૂર્યરામ.)

યૂરોપમાં હંગરી નામે દેશ છે. તેમાં સન ૧૮૪૮ ના વર્ષમાં સ્વતંત્રતા સારૂ સંગ્રામ ચયો હતો. તે સમયનો એક મહાત્મા અહુણા સદગતિ પામ્યો છે. તેની વાર્તા મહા સ્મરણીય અને ઊંચ ગુણને ઉત્તેજક હોવાથી, તથા તે ધર્મવીર એક મહેતાજી હતો તેથી આ પત્રને અધિક યોગ્ય હોવાથી, અત્રે સમર્પી છે.

તે શૂરવીરનું નામ ફ્રેન્સ્લ્રેન્ચિ હતું, એ સ્વતંત્રતાનો સંગ્રામ આરંભાયો ત્યારે તેનું વય ૨૭ વર્ષનું હતું. તે સ્વાભિમાની, શરીરે સુંદર, તથા ચંચળ વૃત્તિનો હતો અને એક ગામશાળામાં વિદ્યાગુરૂનું—મહેતાજીનું—કામ કરતો હતો. તેનો સ્વભાવ એવા સારો હતો કે તે ગામના લોકો તેના ઉપર બહુ ભાવ રાખતા, અને તેના વિદ્યાર્થીઓ તો તેને પૂજ્ય ગણતા. દેશ પ્રશંસાનાં તથા દેશાભિમાનનાં ગીતો ગવાતાં તેના આનંદમાં તે સામીલ થતો અને પોતે વાદિત્ર વગાડીને આનંદમાં વૃદ્ધિ કરતો હતો. તેનાં વૃદ્ધ માતાજી અને બેહેન તેની સાથે હતાં, અને એક યુવતી સાથે વિવાહની વાર્તા પણ ચાલતી.

એવામાં આસ્ટ્રિઆના રાજ્યે હંગરીને સ્વાધીન કરવા પ્રયત્ન કર્યું. તેથી સન ૧૮૪૮ માં આસ્ટ્રિયા અને હંગરી એ બે દેશો વચ્ચે યુદ્ધ ચાલ્યું.

હંગરીના રાજ્યાધિકારીએ દેશની સ્વતંત્રતાનો ઢંઢેરો પીટાવી દેશાભિમાનીઓને યુદ્ધમાં સામીલ થવા આમંત્ર્યા. ફેરેન્સ્રે તે આમંત્રણ માન્ય કર્યું અને શાળા છોડી સેનામાં સામીલ થયો.

યુદ્ધમાં એક નાયક થઈ તે લડતો હતો તેવામાં દુર્ભાગ્યે તે શત્રુના હાથમાં પકડાઈ ગયો, તે બંદિવાન થયો. સામા પક્ષવાળા સેનાપતિએ તેને બોલાવી કહ્યું કે તારા સંહયોદ્ધા જ્યાં હોય તે સ્થળ બતાવ, નહિતો તારો જીવ લેવામાં આવશે.

તે વીરપુરૂષે દેશ અને મિત્ર આગળ પોતાના જીવને તુચ્છ ગણ્યો. આપણામાં કહ્યુંછે કેઃ— દુહો.

"ધન દે કે જીવ રક્ષિયે, જીવદે રખિયે લાજ
ધન દે, જીવદે, લાજ દે, એક મિત્ર કે કાજ"

ફેરેન્સ્રને ધર્મમાં દૃઢ જોઈ પેલા શત્રુએ બીજો ઉપાય શોધી કહાડ્યો. તે આસ્ટ્રિયાના સેનાપતિના જાણવામાં આવ્યું કે તે વીરનું કુટુંબ પાસેનાજ ગામમાં છે, તેથી ત્યાંથી તેની માતા તથા બેહેનને પકડી મંગાવ્યાં. જ્યાં ફેરેન્સ્રને બંધનમાં રાખ્યો હતો તે કારાગૃહમાં તેમને આણ્યાં અને તેમની સમક્ષ તે સેનાપતિએ તે વીરપુરૂષને કહ્યું કેઃ—

"જો આ બે અબળાઓના જીવ તને વા'લા હોયતો મારે જે સમાચાર જોઈએ છિયે તે આપ." આ સાંભળી તે વીરપુરૂષ કમ્પ્યો, અને તેની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં, તે સ્તબ્ધ થઈ ગયો. આ સ્થિતિ જોઈ તે વીરની વૃદ્ધ જનની-માતા-વદી કે— "હે આત્મજ! હે પુત્ર! કંઈ કહીશ નહિ. તું તારા ધર્મમાં દૃઢ રહે. મારા વિષે કંઈ મનમાં લાવીશ નહિ. હુંતો હવે "મરણના તટ ઉપરછું."

તે વીરને યોગ્ય એવી સહોદર ભગનિએ માતાજીના વચનમાં અનુસન્ધાન કરી કહ્યું કે—"બાઈ! જો દેશનો વિશ્વાસઘાત કરશો તો આપણાં નામ ઉપર બારે કલંક આવશે. યશકીર્તિ વિનાનું જીવિત શા કામનુંછે" બાઈ! કંઈ બોલતા નહિ. કેમ મરવું તે હું જાણુંછું. માટે શાન્ત રહો."

ફેરેન્સે મૌન રાખ્યું તેનું પરિણામ એ થયું કે થોડાકજ પળમાં આ ઉભયવીર સ્ત્રીઓનો શિરચ્છેદ થઈ ગયો. વીરભગિની વદી હતી તેમ તેણે ‘મરી જાણ્યું.’ જન્મકાળથીજ મૃત્યુવશ થયેલા નાશવાન દેહના ત્યાગદ્વારે અમરયશ શરીર સંપાદન કર્યું.

પેલા વીરપુરૂષની ધીરતા ચળાવવા એક બીજું પ્રયત્ન કરવામાં આવ્યું. જે તરૂણ સ્ત્રી સાથે તે સ્નેહ સંબંધ થયો હતો અને પરણવાનો હતો તેને ત્યાં આણી. પણ તે તરૂણીનામાં વીરાંગના થવા જેવા સદ્‌ગુણ નહતા. તે સ્વાર્થી અને નિર્બળ જણાઈ આવી. તેણે આવી પેલા વીરપુરૂષને ચરણે પડી કાલાવાલા સાથે પ્રાર્થના કરવા માંડી કે જે પૂછેછે તે કહી દ્યો. હું યુવતીછું. તમારા ઉપર પ્રેમ રાખુંછું. મને મારી નાંખવા ન દ્યો. જો તમે કહી દેશો તો આપણે બંને બચાશું. તમે છુટી જશો અને આપણે બંને સુખી થઇશું.” ઇત્યાદિ કરૂણાજનક પણ યશઘાતક બહુ કહ્યું. તે યુવાન વીરનું કોમળ હૃદય તેથી બહુ રૂંધાયું, પણ અન્તે ધૈર્ય રાખી તે સ્ત્રીને દૂર કરી તેનાથી વિમુખ થયો. ફરી પેલી નીચ સ્ત્રીએ તેને પતિત કરવા બહુ પ્રયત્નો કરવા પણ કશું તે વીરે લક્ષમાં ન આણ્યું. ત્યારે તે સ્ત્રીએ શાપ દીધા. ફેરેન્સે તેની અવજ્ઞા કરી શાન્તિ રાખી. તે સ્ત્રીના પ્રાણ પણ પેલા શત્રુઓએ લીધા, અને તે વીરને પાછા કારાગૃહમાં લઈ ગયા.

આ અતિ ક્રૂર તથા હૃદયભેદક ઘાતથી ભયંકર પરિણામ થયું. અસાધારણ ધર્મ દૃઢતાથી તેનો જન્મ સાર્થક કરી તે વીરપુરૂષની બુદ્ધિ વિરામ પામી હોય તેમ થઈ તેને પછી ચિત્તભ્રમ થયું. દેહના પ્રારબ્ધભોગ શેષ હશે તેથી તેના હૃદય શૂન્ય દેહમાત્ર આજ સુધી રહ્યો હતો તે થોડાજ દિવસ ઉપર છૂટી ગયોછે.

સમર્થ રાજાઓ જે નામના સારૂ આતુરતા રાખેછે પણ મળવી દુર્લભ હોયછે, તે એક રંક પરન્તુ ધર્મમાં દૃઢ પુરૂષને કેવી સુલભ છે તેનું આ ફેરેન્સ્ઝરેપિ એ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત છે. હંગરી અને આસ્ટ્રેલિયાના મહારાજાનું નામ પણ આ વાંચનારમાંથી થોડાકજ જાણતા હશે. પરન્તુ એક ધર્મ દૃઢ રંક અને તેનાં યોગ્ય માતા તથા ભગિની એમના ગુણનું ગાન દૂર પડાંતરમાં પણ થાય એજ વાર્તા ધર્મદૃઢતાની શ્રેષ્ઠતાને સિદ્ધ કરવા સંપૂર્ણ છે.

પુરૂષાર્થ સિદ્ધ કરી કૃત કૃત્ય થવાનો આધાર મનુષ્યની કૃત્રિમ નીચ ઉચ્ચ સ્થિતિ ઉપર નથી, પણ ગમેતે સ્થિતિમાં છતાં સ્વધર્મમાં અચળ રહેવા ઉપર છે. માટે સર્વેએ પુરૂષાર્થ સિદ્ધ કરવા પૂર્ણ ઉત્સાહથી પ્રયત્ન કરવું યોગ્ય છે.



## आरोग्यरक्षण—चामडी. भाग २ जो.

હવે. ચામડી આપણા શરીરનું ઉષ્ણતામાન શી રીતે જાળવી રાખે છે તે જોઇએ. નિરંતર આપણા શરીરમાં કેટલીક ક્રિયાઓથી ઉષ્ણતા ઉત્પન્ન થયાં કરેછે, અને કેટલીક ક્રિયાઓથી તે ખપી જાયછે. જ્યાંસુધી ગરમીની પેદાશ ને ખપત સરખીને સરખી રહેછે, ત્યાંસુધી માણસનું શરીર આરોગ્ય રહેછે. હમેશના માપ કરતાં ગરમી વધતી કે ઓછી થઈ ગઈ, કે તુર્ત તનદુરસ્તીમાં બિગાડ થાયછે. માટે આપણા શરીરનું ઉષ્ણતામાન કાયમ રહેવું એ ઘણીજ અગત્યની વાત છે, અને તે સારૂ પરમેશ્વરે આપણા શરીરનો સંચો એવી અજબ રીતનો બનાવ્યો છે કે માણસ ગમે તો ભઠ્ઠીની પાસે જઇને બેસે કે ભર્ફમાં ચાલે,—શાહરાના ધગધગતા રણમાં ખરે બપોરે મુસાફરી કરે, કે ઉત્તર ધ્રુવ તર્ફના મુલકો જ્યાં પાણી ઠરી ગએલું હોયછે ત્યાં જઇને વસે, પણ એના લોહીનું ઉષ્ણતામાન એનું એજ રહેછે. મનુષ્ય દેહના આ ચમત્કારિક ધર્મને લીધેજ તે સાર્વભૌમવાસી થઈ શકેછે. એમ જો ન હોત, તે જ્યાં જન્મ્યો ત્યાંજ તેને પોતાની જિંદગી પૂરી કરવી પડત. ગરમ દેશમાં જાત તો લોહી ઉકળીને, અને ઠંડા દેશમાં જાત તો ઠરીને તે તત્કાળ ત્યાં મરણ પામ્યા વિના રહેત નહિ.

આ પ્રમાણે ઉષ્ણતા માનને જાળવી રાખનારાં સાધન બે છેઃ—ચામડી અને ફેફસાં. આપણે બેઠા અથવા સાધારણ હરેતા ફરેતા હોઇએ છઇએ, ત્યારે શરીરમાં જે ગરમી ઉત્પન્ન થાયછે તે અદૃશ્ય પરિસ્વેદનથી બહાર નીકળી જાયછે. પણ જ્યારે ભારે મેહનત કરવામાં આવેછે, ત્યારે શરીરમાં વિશેષ ગરમી ઉત્પન્ન થાયછે, અને તેને નીકળી જવા માટે વિ-

શ્રય સાધનોની જરૂરછે. તેથી ફેફસાં વધારે ચંચળ થઈ ઝપાટાબંધ વધારે શ્વાસ બહાર કાઢવા લાગેછે, અને તેમજ ચામડીમાંથી પરસેવાના ફૂવારા છૂટે છે. આમ થવાથી વધારાની ગરમી આપોઆપ શરીરમાંથી નીકળી જાયછે. તેમજ ઉન્હાળામાં વધારે તાપ પડવાથી શરીરમાં વધારે ગરમી પેસેછે. ત્યારે પણ તે એજ રીતે બહાર નીકળી જાયછે. જ્યારે આસપાસની હવા બહુ ઠંડી હોયછે, ત્યારે પણ આપણા શરીરની ચામડી તેનું ઉષ્ણતામાન ઘણું કરીને કાયમજ રાખેછે તેનું કારણ એ છે કે જેમ જેમ ચામડીની ઉષ્ણતા બહારના વાતાવરણના સ્પર્શથી ઓછી થતી જાયછે, તેમ તેમ શરીરમાંની ગરમી ત્યાં આવી તેને પોતાના મિજાન ઉપરજ રાખવાનો પ્રયત્ન કરેછે. એવે સમે હમેશ કરતાં શરીરમાં ગરમી વધારે ઉત્પન્ન થાયછે, અને પરિસ્વેદન મંદ પડી જવાથી તેનો તે કામમાં ઓછો ખપ પડેછે. શિયાળામાં મહેનત કરવાનું તથા ગરમી પેદા કરે એવા પદાર્થો ખાવાનું મન થાયછે એ સ્વાભાવિકજ છે, કેમકે એ સમે શરીરમાં વધારે ગરમી પેદા કરવાની જરૂર છે, અને તે કુદરત પોતાની મેળે માગી લેછે.

ચોષણ ક્રિયા ચામડીમાં કેટલીક એ કામ કરનારી રજ્જુઓ આવેલી છે તે વડે થાયછે. એને ચોષણ રજ્જુઓ કહીએ. જો ઉપલાં બે પડ ન હોય, તો તો ચામડીને જે જે પ્રવાહી પદાર્થોનો સ્પર્શ થાય તે બધા આ રજ્જુઓવડે શરીરમાં ચૂસાઈ જાય. આ બે પડ છે, તોપણ તેમાં થઇને એ એ રજ્જુઓ કેટલુંક ચોષણ વખતે કરી શકેછે. પારાની ઓષધિઓ શરીરપર ઘસીને લગાડવામાં આવેછે, તો તેની અસર પેટમાં પણ વખતે થએલી માલમ પડેછે. જમાલગોટા જેવા સખ્ત જુલાબનાં તેલ શરીરપર ઘસ્યાથી પણ માણસને જુલાબ લાગેછે, હવા તથા પાણીમાં ઘણીવાર રહેવાથી તેમાંના કાંઈ અંશ આપણા શરીરમાં ચૂસાઈ જાયછે, એમાં કાંઈ શક નથી, પણ કેટલે દરજ્જે તે હજી મુકરર થયું નથી. એક દાક્તરે પ્રયોગ ખાતર એક ઘરોળીને કેટલાક દિવસ સુધી ભૂખી રાખી, બહુજ સૂકવી નાંખી, અને પછી એક પાણીનું વાસણ ભરી તેમાં પૂછડી તથા પાછલા પગજ બૂડે એવી રીતે કેટલાક વખત સુધી લટકાવી રાખી, તો તેનું આખું શરીર પાછું હતું તેવુંજ હૃષ્ટપુષ્ટ થઈ ગયું.

ચામડીનું ઉપલું પડ અસેડી નાંખવાથી તો ચોષણક્રિયા ઝપાટાબંધ ચાલેછેજ. બળેલી કે, ફોલ્લાવાળી આળી ચામડી ઉપર ઝેરી ઔષધી ચોપડવાથી ઘણીવાર મૃત્યુ થએલાં છે. કોઈ વખ્ત તાવના રોગમાં ક્વીનાઈનની પિચકારી મારવામાં આવેછે તે ખાધા કરતાં પણ વધારે સારી અસર કરેછે તેનું કારણ એજ કે ચોષણ રજ્જુઓની માર્ફત તુર્ત લોહીમાં તે ક્વીનાઇન ફરતું થાયછે. ઝેરી જાનવરોના ડંશથી માણસ મરણ પામેછે તેપણ આ ચોષણ રજ્જુઓની ક્રિયા વડેજ. હવામાં ઉડતા રોગ તે શ્વાસ માર્ગે તેમજ ચામડીમાં થઈને.પણ શરીરમાં પેસી શકેછે. મેલેરિયા એટલે વનસ્પતિના કોહાવાણથી નીપજતું ઝેર શ્વાસ કરતાં પણ સ્પર્શદ્વારે વધારે પેસેછે એમ જાણવામાં આવ્યું છે. આ ઉપરથી પણ ચામડીને બને ત્યાંસુધી ઢાંકી રાખવાનું એક વિશેષ કારણ મળેછે. નાહાવા ધોવાની ચોખાઈ ન રાખવાથી ચામડી ઉપર જે મેલ એકઠો થાય છે તેનું પણ ઝેરી સત્વ આં ચોષણ રજ્જુઓની માર્ફતે પાછું શરીરમાં પેસી જાયછે.

સ્પર્શજ્ઞાન ચામડીમાં જ્ઞાનતંતુઓ આવેલા છે તેની માર્ફતે થાયછે. એ જ્ઞાનતંતુઓ નખ અને વાળ સિવાય બધે ઠેકાણે શરીરમાં જાળની પેરે સર્વત્ર પથરાઈ રહેલા છે. જો સ્પર્શજ્ઞાન ન હોત, તો આપણા શરીરને શું થાયછે તેનું કાંઈ પણ આપણને ભાન રહેત નહિ, અને વખ્તે તે બળીને કે છુંદાઈને નાશ થઈ જાત ત્યાંસુધી પણ આપણે કાંઈ જાણત નહિ. એક દર્દી જેના હાથપગના જ્ઞાનતંતુઓ છેક મરી ગએલા હતા, તેની આગળ ઉકળતા પાણીનું વાસણ પડેલું હતું. તેમાં તેણે એક પગ બોળ્યો ત્યારે કાંઇપણ લાગ્યું નહિ, પણ તેમાંથી કાઢીને જોયછે તો પગે એક મોટો ફરફોલો થઈ આવેલો. આ ઉપરથી સમજાશે કે સ્પર્શજ્ઞાન કેવા અગત્યનું છે. જેમ ગરમીનું, તેમજ ટાઢનું પણ સમજવું. જો ટાઢ વાયછે એ વાતનું જ્ઞાન આપણને આ તંતુઓની માર્ફતે થતું ન હોત, તો આપણે ગફલતથી ઠંડી હવામાં એટલીવાર સુધી બેસી રહેત, કે પરિસ્વેદન ક્રિયાજ બંધ પડત એટલું નહિ, પણ આખા શરીરની ગરમી ધીમેધીમે ઓછી થઈ આપણે વખ્તે મરણ પણ પામત.

આ ઉપરથી માલમ પડશે કે ચામડીનાં પરિસ્વેદનાદિક ચારે કર્મ

કેવાં અગત્યનાં છે. એ ચાર કામ કરવાને લાયક સદા આપણા શરીરની ચામડી રહે તે માટે આપણે બહુજ કાળજી રાખવી જોઇએ, કેમકે એમ જો નહિ કરીએ, તો ચામડીજ નહિ પણ શરીરનો આખો સંચો ધીમે ધીમે બગડી ખરાબ થઈ જાય, અને પરિણામે દુઃખદાયક રોગોની સાથે મરણજ નીપજે.

પ્રથમ અગત્યની વાત તો એ બાબતમાં એ છે, કે પરસેવાથી જે મેલ નીકળે છે, તે ફરીને ચામડી ઉપર એકઠો થવો ન જોઇએ. એ મેલ એકઠો થવાથી શરીરનાં છિદ્ર પૂરાઈ જઈ ચામડીમાંથી બેમાલુમ પરસેવો નીકળતો બંધ પડેછે, અને તેમ થયું એટલે લોહીમાંના વિકૃત પદાર્થો તેમાં ને તેમાંજ કાયમ રહી અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાયછે. બીજું ચામડી- પર ચોહોંટી રહેલો મેલ પણ શોષણ ક્રિયાથી પાછો લોહીમાં જતો રહેછે.

શરીરને સ્વચ્છ રાખવામાં સંભાળથી દરરોજ નાહાવું ધોવું એ આ- પણી પહેલી ફરજ છે. નાહાવું તે નામનું—એક ક્રિયા દાખલજ નહિ,–પણ ચોળી મસળીને શરીરનો સઘળો મેલ નીકળી જાય એ રીતે નાહાવું જોઇએ. સાબુ અથવા તેવી હરકોઈ વસ્તુ મેલને કાપે એવી હોય તે શરીરપર ખૂબ ચોળી, શરીરના સાંધા વિગેરે જે ભાગમાં પરસેવો બહુ થવાથી મેલ ઘણો થાયછે, તે ભાગ વિશેષ કાળજીથી ચોળી ચોળીને સાફ કરવા. પાણીની કસર કરવી નહિ. નાહી રહ્યા પછી એક મોટા ખરબચડા અંગુચ્છાવડે આખા શરીરને ખૂબ ઘસી ઘસીને લૂછવું. એ ઘર્ષણથી ચામડી ઉપરનો મેલ નીકળી જાયછે એટલુંજ નહિ, પણ નીચેની સ્નાયુઓમાં લોહી ભરાઈ ચામડી તથા પોતાનું કામ કરવાને વધારે યોગ્ય થાય છે.

નદીના કે દરીયાના બહોળા પાણીમાં નાહાવાનું બની શકે તો, એના જેવું બીજું કાંઈ સારૂં નથી. જીવતા પાણીના પ્રવાહથી મેલ એની મેળે ધસાઈ જાયછે, અને શરીરના છિદ્રોનાં મોં બહુજ સારી રીતે ઉઘડેછે. પણ નદીએ કે ઉઘાડામાં કોઇપણ ઠેકાણે નાહાતી વખતે ઠંડા પવનનો સપાટો ચામડી ઉપર લાગે એમ હોવું જોઇએ નહિ. ટાઢું પાણી ખમાઇ શકે, તો તે કાંઈ શરીરને નુકશાન કર્તા નથી, પણ ઉલટૂં ચામડીને કઠણ અને મજબૂત કરનાર છે.

ઓછામાં ઓછું એક વારતો દરેક માણસે દહાડામાં નાહાવુંજ જોઇએ, અને ગરમ દેશમાં તો બે વાર નહાય તો વધારે સારૂં એમ દાક્તરો ભલામણ કરે છે. કેટલાક આળસુ માણસ એમ સમજેછે કે ઠંડીના વખતમાં પરસેવા થતો નથી, અને તેથી તે વખતે કાંઈ હમેશાં નાહાવાની જરૂર નથી. પણ આ તેઓની મોટી ભૂલ છે. આપણ પાછળ દેખાડી ગયા છિયે કે શિયાળામાં પણ બેમાલુમ પરસેવા તો પુષ્કળ થયાજ કરેછે, અને તેથી મેલ કાઢી નાંખવા દરરોજ નાહાવું જોઇએ, અને તે પણ ઉપર કહ્યું તે પ્રમાણે ચોળી ઘસીને પુષ્કળ પાણીએ.

શરીરશુદ્ધિને માટે નાહાવું એજ બસ નથી. કપડાં પણ સાફ રાખવાં જોઇએ. પરસેવામાંથી જે મેલ નીકળે છે તે લૂગડાંમાં ભરાઈ જાય છે, અને તેમાંથી પાછો તે શરીરમાં ચોષણ ક્રિયાવડે દાખલ થઈ શકે છે. માટે જેમ ચામડીને, તેમજ તેની ઉપર સ્પર્શ કરીને રેહેતાં લૂગડાંને પણ દરરોજ ધોઇને સાફ રાખવાં જોઇએ. નાહીને નવાં નિર્મળ વસ્ત્ર ધારણ કરવાં એવો જે આપણો પ્રાચીન આચાર તે ઘણોજ ડહાપણ ભરેલો છે, પણ હાલ તે નામનોજ આપણામાં રહેલો જણાય છે. કેટલાક લોક દરરોજ ધોએલાં ધોતીયાં પહેરે છે, અને તે બહુ સારૂં છે. પણ જેમ ધોતીયું તેમજ ઓછામાં ઓછું બદન તો દરરોજ બદલવુંજ જોઇએ. અસલ આપણા લોક ધોતીયાં પહેરતા અને અંગવસ્ત્રજ ઓઢતા તેથી તે બંનેને દરરોજ ધોવાનો આપણામાં રિવાજ ચાલે છે, પણ હાલ આપણે બદન પહેરતા થયા છઇએ અને તેથી તેને પણ ખસુસ સાફ રાખવાંજ જોઇએ. અંગરખો ચામડીથી કાંઇક દૂર રહેછે તેથી તેને પાંચ સાત દહાડે બદલીએ, તો ચાલે, પરંતુ બદનતો ચામડીને સ્પર્શ કરી આખો દહાડો રહેછે, અને તેને જો મેલ ચોંટી રહે તો તે શરીરમાં પાછો ચુસાઈ ગયા વિના રહેજ નહિ. પણ આ બાબત આપણા લોકની ચાલ ઉલટીજ છે. અંગરખો બદલવાની કાળજી રાખેછે તેટલી બદન બદલવાની રાખતા નથી, કેમકે તેઓ સમજેછે કે એ ગૌણ દેખે છે, પણ શરીર કે વસ્ત્રની નિર્મળતા રાખવી તે કાંઈ લોકને બતાવવાને માટે નથી, પણ પોતાનું આરોગ્ય જાળવવાને માટે છે. માટે બદનતો ખસુસ દરરોજ બદલવાં. ધોબી પાસેજ

તે ધોવડાવવાની કાંઈ જરૂર નથી. બલ્કે ખાર નાંખેલું કપડું ચામડીના સ્પર્શમાં હમેશાં રાખવા કરતાં ઘરનું દરરોજ ધોવાતું બદનજ વધારે ફાયદાકારક છે.

પહેરવાનાં કપડાં નહિ, પણ સૂવાનાં બિછાનાં પણ સાફ રાખવાં જોઈએ. પાથરવાની ચાદર તથા રાત્રે ઓઢવાનું અંગવસ્ત્ર એતો ધોતીયા બદનની પેઠે દરરોજ ધોવાં એ વાતની આપણા લોકને કાંઈ સમજ નથી. દહાડા કરતાં રાત્રે ઉંઘમાં એ માલમ કે ખુલ્લો પરસેવો વધારે થાય છે, અને તેથી તે વેળા શરીરના છિદ્રો વધારે ઉઘડેલાં હોવાથી તે માર્ગે ચાદર કે અંગવસ્ત્રનો મેલ લોહીમાં પેસી જવાની વધારે દહેશત છે. ગોદડાં તળાઈ પણ ઘણાં મેલાં થઈ જવાં ન જોઇએ, અને તેને માટે ઉત્તમ રસ્તો એછે, કે દરરોજ સવારમાં તેને તડકે લટકતાં રાખવાં, એમ કરવાથી સૂરજની ગરમીવડે તેને લાગેલો પરસેવો ઘણોખરો ઉડી જશે.

શુદ્ધિની સાથે શરીરને ઢાંક્યું રાખવાની પણ ઘણી જરૂરછે. જે વેળા શરીરમાંથી પરસેવો માલમ કે બે માલમ વધારે નીકળતો હોય છે, તે વેળાએ ચામડી ઉપર ઠંડો પવન લાગેછે, તો તેનાં છિદ્રો સંકોચાઇને બંધ થઈ જાય છે, અને તેમ થવાથી તેમાં તાજુ લોહી આવતું બંધ પડે છે, ચામડીનો રંગ ફીકો પડી જાય છે, પરિસ્વેદનદ્વારે મળોત્સર્જન થતું નથી, અને તેમ થવાથી લોહીના વિકૃત પદાર્થો લોહીમાંજ રહી જઈ અનેક રોગોને (પાછળ કહ્યું તે પ્રમાણે) ઉત્પન્ન કરે છે. આવા વિનાશકારી ઠંડા પવનનો સપાટો ન લાગે તેને માટે કસરત વિગેરે કોઈ પણ કારણથી પરસેવો થતો હોય તે વેળા અલબત્ત સંભાળ રાખવી, અને બીજે વખતે પણ શરીર ઢાંક્યું રાખવાથી એ દહેશત દૂર થાય છે, કેમકે ઠંડો પવન એકાએક ક્યારે આવી પડશે તેનો કાંઈ નિર્ધાર નથી, અલબત્ત આ વાતની સંભાળ રાખવાની ઠંડા મુલકોમાં અથવા શિયાળામાં વિશેષ જરૂર છે, તોપણ સર્વ સ્થળે તથા સર્વ કાળે ચામડી ઉપર કપડાં રાખવાં એ ફાયદાકારકજ છે. કપડાં ઠંડીને તેમજ ગરમીને પણ શરીરમાં પેસતી અટકાવે છે. ઉન્હાળામાં કપડાં પહેરી રાખવાથી પરસેવો તો વધારે થાય છે: પણ તેથી અંદર શરીર કેવું ઠંડુ રહેછે તે સર્વને અનુભવસિદ્ધ વાત છે. વળી મલે-

રિયા વગેરે ઉડતા રોગના પરમાણુઓ શરીર ઉપર વસ્ત્ર હોય છે, તોતે અંદર થોડાંજ પેસી શકેછે. ગરમ દેશમાં સુતરનાં કપડાં ચામડીના રક્ષણને માટે ઘણું કરીને બસછે, પણ ફલાનલ નામના ગરમ કપડાનું બદન પહેરી રાખ્યું હોય તોતે વધારે સારૂં છે, અને ચોમાસા શિયાળામાં તો તે અવશ્ય વાપરવુંજ. સુતર કરતાં ઉન વધારે મંદ વાહક હોવાથી શરીરમાંની ગરમી બહાર કે બહારની ગરમી અંદર જવા થોડીજ પામે છે. ફલાનલ પહેરવી તો તે ચામડી ઉપરજ પહેરવી એ ઉત્તમ પક્ષ છે.

આપણા લોક નાનાં બાળકને ઘણું કરીને ઉઘાડાંજ રાખેછે, એ મોટી ભૂલ છે. બાળક જન્મે છે ત્યાંથી કેટલાક માસ સુધીતો તેને સારી પેઠે હમેશાં ઢાંક્યુંઢુંબ્યું રાખવાની ઘણીજ જરૂર છે, કેમકે આ સમે તેના શરીરમાં ગરમી થોડી હોય છે, અને જો ટાઢમાં ઉઘાડું રાખ્યું હોય, તો તે જલદી બહાર નીકળી જાય છે. નાનપણમાં બાળકો ઘણાં મરે છે, તેનું આ એક મોટું કારણ છે.

તે છતાં હદપાર વધારે કપડાં દિલપર રાખવાથીએ નુકસાન થાય છે, જોઇએ તે કરતાં વધારે પરસેવો થવાથી શરીર નાકૌવત થઈ જાય છે, અને કેટલાક-રોગનાં પણ મૂળ રોપાય છે. માટે શરીરને ટાઢ ન વાય અને તેમ પ્રત્યક્ષ પરિસ્વેદન જોઇએ તે કરતાં વધારે ન થાય, એ બે વાત ઉપર લક્ષ રાખી દરેક માણસે પોતાના અંગ ઉપર લુગડાંલત્તાં રાખવાં એ સ્વાભાવિક નિયમજ શાસ્ત્ર પક્ષે પણ સુખાકારી ભરેલો માલમ પડે છે.

'ચામડી ઉપર સૂરજના અજવાળાની અસર કેવી લાભકારી છે તે ખાણમાંજ ઘણો વખત રહેનારા માણસોના ફીકા નબળાઈ ભર્યાં દેખાવ ઉપરથી તુર્ત સમજાઈ આવે છે શેહેર કરતાં ગામડાના લોકનાં મોં લાલબૂન જેવાં દેખાય છે. તેનું એક કારણ એ પણ છે કે તેઓ આખો દહાડો સૂર્યના અજવાળામાંજ કામ કરે છે. વનસ્પતિની વૃદ્ધિમાં છાંયડો એ કેવો વિઘ્નકર્તા છે તે સઘળા ખેડુતો જાણેછે, અને કેટલાક છોડતો છાયામાં ઉગીજ શકતા નથી, મતલબ કે વનસ્પતિ તથા પ્રાણીના જિવન ઉપર સૂર્યનાં કિરણ સારી અસર કરે છે. અને તેથી દિવસમાં અમુક વખત આપણા શરીરની ચામડી ઉપર સૂર્યના કિરણો પડે એ ઘણું લાભકારકછે.

# सारा नरसा महेताजी विषे.

ગરબી.

મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે, એ રાગ.

કરે નામ પ્રમાણે કામ, એ મહેતાજી રે,
જેની દાનત લૂણ હરામ તે નર પાજી રે;
શાળાની જાણે રીત એ મહેતાજી રે,
નહિ કામ કરે નિયમિત તે નર પાજી રે.
ગોઠવી જાણે જે ક્લાસ એ મહેતાજી રે,
કાચો રાખે અભ્યાસ તે નર પાજી રે.
ધોરણની જાણે રીત એ મહેતાજી રે,
ચિંતા નવ રાખે ચીત તે નર પાજી રે.
જે પદ્ધતિસર દે પાઠ એ મહેતાજી રે,
ઠાલો દેખાડે ઠાઠ તે નર પાજી રે.
જે વિવિધ વધારે જ્ઞાન એ મહેતાજી રે,
શીખવવાની નહિ સાન તે નર પાજી રે.
ભણતરના જાણે ભેદ એ મહેતાજી રે,
ખોટો રાખે જે ખેદ તે નર પાજીરે.
ગુસ્સાને રાખે હાથ એ મહેતાજી રે,
જેની વાણી કડવો ક્વાથ તે નર પાજી રે.
બાળકને દે સદ્બોધ એ મહેતાજી રે,
કનિષ્ટપણે કરે ક્રોધ તે નર પાજી રે.
જે શિખવે સાર અસાર એ મહેતાજી રે,
મિથ્યા મારે જે માર તે નર પાજી રે.
રજીષ્ટર પૂરે રોજ એ મહેતાજી રે,
હાજરીની ન કરે ખોજ તે નર પાજી રે.
દફતરમાં ન મળે ડાગ એ મહેતાજી રે,
તરકટનો નહિ તાગો તે નર પાજી રે.
સદ્ગુણ [illegible] જંડપૂર એ મહેતાજી રે,

અઘ ઓઘ તણો અંબાર તે નર પાજી રે.
જે નવા રચે નિબંધ એ મેહેતાજી રે.
જેને બોલ ન મળે બંધ તે નર પાજી રે.
જે સૌમાં રાખે સંપ એ મેહેતાજી રે,
જેના જીવમાં ન મળે જંપ તે નર પાજી રે.
જેની રહેણી કહેણી શુદ્ધ એ મેહેતાજી રે,
અડબંગી બંગી અબુદ્ધ તે નર પાજી રે.
જેને સ્વદેશનું અભિમાન એ મેહેતાજી રે,
બાપણનું ન મળે બાન તે નર પાજી રે.
સુધારાનો છે સ્થંભ એ મેહેતાજી રે,
ખોટો દેખાડે દંભ તે નર પાજી રે.
જે બેશ વધારે બોજ એ મેહેતાજી રે,
રખડે જેમ વગડે રોઝ તે નર પાજી રે.
મન બુદ્ધિ રાખે ઠોર એ મેહેતાજી રે,
જેનું મન હરાયું ઢોર તે નર પાજી રે.
વિવેક ભરેલાં વેણ એ મેહેતાજી રે,
ઉમાનંદ કહે દુઃખ દેણ તે નર પાજી રે.

ઉમીયાશંકર ખુશાલરાય.
હેડમાસ્તર કચ્છમાંડવી ખલફાન સ્કૂલ.



## સારસંગ્રહ.

ચામડીને હેરત ભરેલી હદ સુધી નરમ કરવાની સરકાની શક્તિ.—સરકાના ઉપયોગથી એક સ્પાનિયર્ડે પોતાની ચામડી અજાયબ જેવી રીતે ઢીલી કરી નાખી હતી. તે પોતાના ડાબા હાથે જમણા ખભા પરની ચામડી પકડીને તેને છેક મોહડાં સુધી ખેંચીને તરત તેને પોતાના માથાના તાલકા ઉપર મૂકતો, જેથી કરીને તેની બને આંખો ઢંકાઇ જતી હતી, પણ આ પ્રમાણે ખેંચાયા પછી ચામડી પાછી પોતાની જગ્યા ઉપર બંધ બેસતી હતી. ઉપલા અખતરા તેણે આમસ્ટરડામ ખાતે ઘણા વિદ્વાનો સન્મુખ કરી બતાવ્યા હતા.

સાપના ડંખનો તથા હડકાયાં કુતરાંનો ઇલાજ—હડકાયા કુતરાંના ક-રડવાના ઉપાય તરીકે મીઃ ટી. એમ. ડોનાલ નામનો એક ડૉકટર જણાવે છેકે જે જગાએ જેવું કુતરૂં કરડે કે લાગલું તે જગાએથી લોહી ચુસીને થુકી નાખવું. તેપર છરીના કાપા મૂકીને તે જખમમાંથી સારી પેઠે લોહી વહેવા દેવું. પછી ઠંડા પાણીએ તે જખમો ધોઇ નાખવા અથવા તેમ ન-હિતો ગરમ પાણીએ સેક કરવો. પણ તે બધું કામ કરવા આગમજ તે જખમવાળો ભાગ આગળથી આજુબાજુથી દોરી કે પાટાથી મજબુત બાંધવો કે જેથી લોહી બધે ફરી વળે નહિ. એ બધા ઉપાયો લીધા પછી તે જખમવાળા ભાગને એક લોટું તપાવીને ડાહામવો. અગર તેમ નહિ ડા-હામો તો કેસ્ટીક, નાઇટ્રીક, સલફ્યુરીક કે હાઇડ્રો ક્લોરીક એસીડથી ડાહામ દેવો. સાપના ડંખ બાબત એક સહેલો ઉપાય જે વાલકેશ્વરમાં બન્યો છે તે એછેકે બાતી નામની ૨૫ વર્ષની એક સ્ત્રીને ગયા બુધવારે સાપે ડંખ મારવાથી તુરતજ ડંખની આજુબાજુ સખત પાટો બાંધી લઇને તે ડંખ ઉપર ૧૨ મરઘાં લગાડ્યાં હતાં, જેમાંના ૧૪ વારાફરતી મરી ગયાં અને છેલાં બે નહિ મુવાં ત્યારે માલમ પડ્યું કે તેણી સાજી થઇ છે. તે પછી તે ઓરત તેજ દિવશે સાંહાંજના સહીસલામત ચાલીને ઘેર ગઇ હતી.

શ્રવણેંદ્રિય શરીરમાં ક્યાં છે—અમેરીકામાં એક ઘણો પ્રખ્યાત પુ-રૂષ હાલમાં મરણ પામ્યો છે તેને કાન નોહોતા. તેમ તેની ખોટ પૂરી પાડવાને માથાની બે બાજુએ બીજું કાંઇપણ નોહોતું. એટલું છતાં પણ તે બહેરો નહતો. તે મૂઓ ત્યાં સુધી તેની શ્રવણેંદ્રિય ઘણી તીક્ષ્ણ હતી. તેનામાં અને બીજા માણસોમાં જે ફેર હતો તે એજ કે બીજાઓ કાનથી સાંભળે ત્યારે તે મોંહાથી સાંભળતો. દૂરના અવાજે અથવા કેટલેક છેટે ઉભેલાં માણસો તેની સાથે વાત કરે તે સાંભળવાને તે પોતાનું મોઢું ઉઘાડતો.

ઇંગ્રેજી છાપાનું મહત્વ.—ગ્રેટબ્રિટન ખાતે પ્રગટ થતાં સંખ્યાબંધ વર્તમાન પત્રોની દરરોજ અને દર અઠવાડીએ એક અથવા વધારે વખત પ્રગટ થતી નકલોના એકંદર સંખ્યા હદવિનાની હોવી જોઇયે. "ડેલી ટેલી-ગ્રાફ" કે "પોસ્ટ" જેવાં રોજીંદાં લંડનનાં પત્રોની સંખ્યા આપણને હેરત કરેછે, પણ તેમજ ગ્રેટબ્રિટન અને આયર્લાંડનાં મુખ્ય શેહેરો ખાતે પ્રગટ

થતાં પત્રો ઉપરાંત જીલ્લાએ ખાતેનાં પત્રોની સંખ્યા પણ નાનીસુની નથી. ઘણી ઓછી સંખ્યાવાળાં પત્રોની દર અઠવાડીએ ૩૦૦૦ નકલો છપાય છે, પણ તેથી વધારે છેક ૧૫ થી ૨૦૦૦૦ સુધીની નકલો ખપાવનારાં અઠવાડીક પત્રોની સંખ્યા કાંઈ નાની નથી, વળી ઇંગ્લાંડમાં "બ્રિસ્ટલ આબ્જરવર" નામે પત્ર દર અઠવાડીએ ૫૦૦૦૦ નકલો ખપાવી શકેછે. અને "બર્મીંગહામ વીકલી પોસ્ટ" એથી પણ વધારે યાને ૬૦૦૦૦ નકલો છાપેછે, "લીવરપુલ વીકલી પોસ્ટ"ની પણ એટલીજ નકલો ખપેછે, અને "ન્યુકાસ્ટલ વીકલી ક્રાનીકલ" આ કરતાં બીજાં ૫૦૦૦ વધારે ઘરાકો મેળવી શકેછે, પણ તેની અથવા "ગ્લાસગો વીકલી હેરલ્ડ"ની ૬૫૦૦૦ નકલો અથવા ડબલીન ખાતેનાં "વીકલી ફ્રીમેન એંડ આયરીશ એગ્રીકલ ચરીસ્ટ"ની ૭૦૦૦૦ નકલો પીપલ્સ જનરલ નામના એક અઠવાડીક પત્રની નકલો આગળ અરધોઅરધ ઓછી છે. એ પત્ર ૭ જૂદે જૂદે ઠેકાણે એકજ વખતે પ્રગટ થાયછે, અને તેની ૧।। લાખ નકલો ખપેછે. પણ એ સર્વે કરતાં વધારે "ગ્લાસગો વીકલી મેલ" પત્ર છે તેની દર અઠવાડીએ બે લાખ નકલ પ્રગટ થાય છે.

એક કુતરાની ચતુરાઈ. દવાખાનાં ક્યાં હોય છે અને તેમાં શું કામ થાયછે તે વિષે દરદી કુતરાએ પણ માહીતગારી ધરાવીને દવા કરાવવા જાય એ તે પ્રાણીની ખરી ચતુરાઈ ગણી શકાય. લંડનનાં ચેરીંગ ક્રૉસ હાસ્પીટલનો સેક્રટરી મી. આરથર રીડ એવા એક ચતુર કુતરાની આ મુજબની હકીકત જણાવેછે. એક દિવસ રાત્રે હાસ્પીટલના દરવાજાની આગળ એક કુતરાના ભસવાનો અવાજ સાંભળ્યો જે ઉપરથી દરવાને દરવાજો ઉઘાડતાંજ એક કુતરો માંહે પેઠો અને પાથરેલી સાદડી ઉપર કૂદતો કૂદતો જઇને બેઠો, અને પોતાનો એક પગ ઉઠાવી પેલા દરવાનને દેખાડ્યો. પગ જખમી થએલો જોઇને દરવાન હાઉસ સરજીઅનને બોલાવવા ગયો, અને તેના આવ્યા પછી તેની પુઠે પેલો કુતરો પણ ખોડાતો ખોડાતો દીવાનખાનામાં ગયો તેણે હુકમ કરતાંજ ખુરશી ઉપર કુદી બેઠો અને પોતાનો જખમી પગ બતાવ્યો, સરજીઅને આ પગ તપાસી મલમપટો કીધો અને કુતરાએ તેનાં આ ઉપકારના બદલામાં તેનો હાથ ચાટી પોતાની ખુશાલી

મોસ; કેસરતશાળામાં રૂ૪) નું ઇનામ તથા રૂ૧) નાં પતાસાં. ખુદાવિંદ હજૂર સાહેબ સવાઈ બહાદુરને ત્યાં પાટવી કુંવરનો જન્મ થવાથી છોકરાઓની નિશાળમાં તથા કન્યાશાળામાં પતાસાં—મુંદ્રા કન્યાશાળા. રા. રાઘવજી પુંજા વહીવટદાર તરફથી રૂ૩ાા ની સાકર. રા. મેઘજી જાડા તરફથી રૂ૦ા ની સાકર. ગોરજી મોતીચંદ કુશળચંદજી તરફથી રૂ૦ા નાં પતાસાં. શેઠ ભીમજીભાઈ જયરામ તરફથી ખુદાવિંદ મહારાજ ખેંગારજી સવાઈ બહાદુરની સ્વારી મુંદ્રે પધારતાં રૂ૨પાા નાં પુસ્તકો તથા રૂ૫૦) ની ઓઢણીઓ તથા રૂ૩ાા ના પેંડા વહેંચ્યા; રૂ૧૦) શિક્ષકોને પાઘડીના. રા. મુંદ્રા વહીવટદાર રાઘવજીભાઈ તરફથી રૂ૦ાા નાં પતાસાં. ગોરજી નાનચંદજી તરફથી રૂ૧. ની મીઠાઈ તથા મેહેતાજીને પાઘડી રૂ૦ાા ની આપી. ભરત શિક્ષક જમનાબાઇએ રૂ૦ાા ની કેરી. મેહેતાજી મેઘજીએ રૂ૨ાા નાં પેંડા. ખુદાવિંદ મહારાજા હજૂર સાહેબ ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવી કુંવરનો જન્મ થતાં દરબારશ્રી તરફથી રૂ૫) ની સાકર. શા. નેણશી જેઠા તરફથી બરફી રૂ૧) ની તથા મેહેતાજીને રૂ૦ાા ની પાઘડી, આસિસ્ટંટને રૂ૦ા તથા ભરતશિક્ષકને રૂ૦ા ઠી. નારાણજી લાલજી તરફથી રૂ૦ા નાં જામફળ—બિટ્ટાદ. ગુ. નિશાળ. કવિ લાધાભાઈ વિશરામ તથા વગોડીઆના જાડેજા ઉમરાજી હમીરજીએ રૂ૨—૧૧—૦ નાં પુસ્તકો અને રૂ૧) ની સાકર તથા મેહેતાજીને રૂ૦—૧૧—૦ પાઘડી એમ આપ્યા. જેઓના કારભારી ની વતી રા. કપુરચંદ રૂ૦ાા ની સાકર વહેંચી—તેરા કન્યાશાળા. રા. જગન્નાથ જેઠાલાલ ડે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે વાર્ષિક પરીક્ષા લીધી તે વખતે કુંમારશ્રી હમીરજી તરફથી રૂ૧૬—૯—૦ નાં પુસ્તકો તથા રૂ૧ ની મીઠાઈ તથા રૂ૦—૧૫—૦ ની સ્લેટો. અબડાસા કોર્ટના ન્યાયાધીશ રા. પ્રભાશંકર માધવજી તથા કારભારી રા. વિશ્વનાથ જેઠાલાલે સ્કૂલની પરીક્ષા લીધી તે વખતે કુંવર શ્રી હમીરજી તરફથી રૂ૨)ની મીઠાઈ. ઇંદુરવાળાં બાઇશ્રી બાઇસાહેબ બાએ તેરે પધારી દશ બાર કન્યાઓને દરબારમાં બોલાવી પરીક્ષા લઈ રૂ૧ાા ની મીઠાઈ વહેંચી. રા. પ્રેમજી લાધા, રા. કેશવલાલ ભાઈશંકર તથા રા. દયાશંકર હાથીરામ તરફથી રૂ૧ ની મીઠાઈ. શા. ખીઅશી પદુએ જૈનચિંતામણીની ચોપડી રૂ૨ાા ની જૈનકન્યાઓને આપી. ખુદાવિંદ મહા-

રાજા ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી કુંવરશ્રી હમીરજી તરફથી મીઠાઈ વહેંચવામાં આવી.—તેરા ગુ. નિશાળ. રા. જગનાથ જેઠાલાલ ડે. એ. ઇન્સ્પેકટરે વાર્ષિક પરીક્ષા લીધી તે વખતે કુંવરશ્રી હમીરજી તરફથી રૂ૧૮ાા નાં પુસ્તકો રૂ૩ાા નાં પતાસાં તથા સાકર વહેંચી. શેઠ. લાલજી ગોકુએ રૂ૬૧ નાં પુસ્તકો તથા શેઠ રામદાસ મુરારજીએ રૂ૬૧ નાં પુસ્તકો આપ્યાં. રા. અખંડાસા ન્યાયાધીશે સ્કૂલના છોકરાઓની પરીક્ષા લીધી તે વખતે કુંવર શ્રી હમીરજી તરફથી રૂરાા ની મીઠાઈ વહેંચી. રા. કેશવરામ બાપશંકર રા. દયાશંકર હાથીરામ વિગેરેએ રૂરાા ની મીઠાઈ. ખુદાવિંદ મહારાઓ શ્રી ખેંગારજી સવાઇબહાદુરને ત્યાં પાટવી કુંવરનો જન્મ થવાની ખુશાલીમાં કુંવરશ્રી હમીરજી તરફથી રૂરાા ની વહેંચી. રા. વિશ્વનાથ જેઠાલાલ તરફથી રૂ૧) ની સાકર.—વીંઝાણ ગુ નિશાળ. જાડેજા શ્રી સાહેબજી તથા રા. અમૃતલાલ નારણજી તરફથી રૂ૬—૪—૬ ની ચોપડીઓ તથા રૂ૧-૧૪-૬ મેહેતાજીને પાઘડીના. જાડેજા શ્રી સાહેબજી તરફથી રૂ૪ાા નું ઇનામ. અહીંની સબકમીટીના મેમ્બરોએ સ્કૂલમાં આવી છોકરાઓની પરિક્ષા લઈ રૂ૧ નું ઇનામ વહેચ્યું. ખુદાવંદ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાની ખુશાલીમાં જાડેજાશ્રી સાહેબજી તરફથી તથા શેઠ જમસેદજી જીજીભાઈ તરફથી રૂ૩ાા ની ચોપડીઓ તથા રૂ૧ ના પેંડા.—વીંઝાણ કન્યાશાળા. જાડેજા શ્રી સાહેબજી તરફથી વાર્ષિક ઇનામમાં રૂ૩ાા નાં લુગડાં તથા રૂ૦—૧૫—૦ ની ચોપડીઓ તથા રા. ભવાનજી હરીદાસે રૂ૦—૬—૦ નાં કેળાં વહેચ્યાં. તથા ગરીબ છોકરી નામે સુરજબા બાવાજીને ગુ. ચોથી ચોપડી ઇનામમાં આપી.—ચંગીઆ ગુ. નિશાળ. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૪ાા નાં પુસ્તકો તથા ધોણોધરના પીરશ્રી હરીનાથજી વગેરે સદગૃહસ્થો તરફથી રૂરાા ની સાકર રૂ૧ા મેહેતાજીને પાઘડીના, રૂ૧) ગરીબ છોકરાઓને ઇનામના, શેઠ હીરાચંદ રૂ૦ ની સાકર વહેંચી. જોશી હંસરાજ માધવજી વિગેરે સદગૃહસ્થો તરફથી રૂ૦ાા ની સાકર. આ. પોલીસ કમીશનર રા. અમૃતલાલ નારણજી તથા ડેપ્યુટી રેવિન્યુ કમીશનર રા. મુરારજી ધનજી વિગેરે તથા ગામના મુખ્ય ગ્રહસ્થોએ

મળી ૩૪—૪—૬ ના રૂમાલ, ૩૧—૧૨—૬ ની સાકર તથા ૩૧ મેહે-
તાજીને પાઘડીનો. કવિ લાધારામ વિશ્રામે ૩૮ ની સાકર. ખુદાવિંદ મ-
હારાજા ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવી કુંવરશ્રીનો જન્મ થવાની
ખુશાલીમાં પીણાધસાલીર વિગેરે સદ્ગૃહસ્થો તરફથી છોકરાઓને ૩૫-૧૦-૦
ના રૂમાલ તથા સાકર. ૧—૬—૦ ની તથા મેહેતાજીને પાઘડીનો ૩૧
આપ્યો—ગુંદાળા ગુ. નિશાળ. ગુંદા વહીવટદાર રા. રાઘવજી પુંજાએ
૩૦ ની દ્રાક્ષ વહેંચી તથા નવા મકાનનું વાસ્તુ કરતી વખત રા. વહીવટ-
દાર તથા ગામના સદ્ગૃહસ્થો તરફથી ૩૫) નાં પુસ્તકો છોકરાઓને તથા
૩૧ મેહેતાજીને પાઘડીનો. વાર્ષિક ઇનામ ૩૭—૫—૧૦ નું વહેંચાયું.
ખુદાવિંદ મહારાજ હજૂર સાહેબને ત્યાં પાટવી કુંમારનો જન્મ થવાની
ખુશાલીમાં ગામના સદ્ગૃહસ્થો તરફથી ૩૧) ની સાકર વહેંચી—ભચાઉ દ.
ગુ. નિશાળ. મે. દીવાન બહાદુર મણીભાઈ જશભાઈ સાહેબ તરફથી
૩રાા ની મીઠાઈ. રા. મૂળશંકર પૂર્ણદાસ વહીવટદારની બદલી વખતે મા-
નાર્થે સભા કરી લોકો તરફથી છોકરાઓને ૩૯ાા ના રૂમાલ તથા ૩૩) ની
મીઠાઈ. ખુદાવિંદ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવી કુંવરનો
જન્મ થતાં રા. વહીવટદાર તથા ન્યાયાધીશ વિગેરે તરફથી ૩રાા નાં પ-
તાસાં—શિકારપુર દ. ગુ. નિશાળ. ખુદાવિંદ મહારાજા ખેંગારજી સવાઈ
બહાદુરની સ્વારી અત્રે પધારતાં છોકરાઓને ૩૭ાા ની ચોપડીઓ આપી
તથા ખોજા વાલજી વીરજીએ ૩૧) ની મીઠાઈ તથા ૩૧) ની ચોપડીઓ
ઇનામમાં આપી—સાંધાણ ગુ. નિશાળ. અબડાસા ઓ. ન્યાયાધીશ અત્રે
આવતાં જાડેજા જીઆજી વિગેરે તરફથી ૩૧—૮—૦ ની સાકર તથા
રા. ન્યાયાધીશ તરફથી ૩૦ મેહેતાજીને પાઘડીનો. શા. દેવશી પરબત તર-
ફથી ૩૧૪) નાં પુસ્તકો. ૩રાા ની મીઠાઈ, ૩૮ નાં લૂગડાં વહેંચવામાં
આવ્યાં તથા ૩૩ાા ની મેહેતાજીને પાઘડી આપી તથા ઠા. મૂળજી ગોવિં-
દજીએ ૩૧ ની મીઠાઈ વહેંચી. જાડેજા વિજયરાજજી ઓઢાજીને પેર
કુંવરનો જન્મ થવાથી ૩૧—૬—૦ ની સાકર તથા ૩૧—૧૪—૦ ની
ચોપડીઓ. રા. ગંગાશંકર તથા જાડેજા જીઆજી વિગેરે ભાયાતો તરફથી
૩૦ાા ની સાકર. રા. અબડાસા ન્યાયાધીશ પ્રભાશંકર તથા ગામના પેપા-

રી તથા બાયાતો તરફથી રૂ૯ા ના રૂમાલ તથા રૂ૪ાા ની ચોપડીઓ તથા રૂ૧ા મેહેતાજીને પાઘડીનો તથા રૂ૧ાા ની મીઠાઈ વ્હેંચી—બિદડા દ. શું. નિશાળ. વાર્ષિક પરીક્ષા વખતે દરબારશ્રી તરફથી રૂ૮—૩—૩ નું ઇનામ વેદાંત જોશી રામજી એરાજ તથા જાડેજા વખતસંઘજી વગેરે સદગૃહસ્થો તરફથી રૂ૬—૫—૦ નું ઇનામ તથા રૂ૨) મેહેતાજીને પાઘડીનાં. દીવાન બહાદુર મણીભાઈ સાહેબે રૂ૩) છોકરા બે ગરીબ હોવાથી વરસ એકની ફી પોતાના તરફથી આપી, તથા રૂ૧ા ના પેડા વ્હેંચ્યા. રા. પરશોત્તમ માલજી તરફથી રૂ૦ા ના દાળીઆ તથા ઠી. રામજી તરફથી રૂ૦—૧૦—૦ નાં જામફળ તથા સોની નથુ તરફથી રૂ૦—૫—૦ નાં જાંબુ તથા રૂ૧ નાં પતાસાં. ખોજા કાસમ કોરજી તરફથી રૂ૦—૫—૦ ના દાળીઆ. ખુદાવિંદ હજૂર સાહેબને ત્યાં પાટવી કુંવરનો જન્મ થવાની ખુશાલીમાં ગામના સદગૃહસ્થો તરફથી રૂ૩) ના પેડા—દુધૈ દ. ગુ. નિશાળ. ખુદાવિંદ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુર તથા દીવાન બહાદુર મણીભાઈ જશભાઈ અત્રેની સ્કૂલમાં પધારી રૂ૨૮—૧૪—૧૧ ની ચોપડીઓ તથા રૂ૨ાા ની મીઠાઈ તથા રૂ૨ાા ની ચૂનડી નં. ૨ કન્યા બેને—ગળપાદર દ. ગુ. નિશાળ. રા. પ્રાણજીવન હરજીવને રૂ૦ાા ની મીઠાઈ તથા આધોઈના શેઠ મેઘજી નથુ તરફથી રૂ૦—૫—૦ નું ગરીબ છોકરાને ઇનામ તથા રૂ૦ા ની સાકર—કેરા કન્યાશાળા. શેઠ જેરાજભાઈ પીરભાઈ તરફથી રૂ૨-૧૦ ની ચોપડીઓ. જોગી બાળનાથ તરફથી રૂ૧ા ની. રા. ભુજ વહીવટદાર તરફથી રૂ૦ાા ની મીઠાઈ. શેઠ જેરાજભાઈ તરફથી રૂ૧૩—૨—૦ નાં લૂગડાં તથા રૂ૧—૧૪—૦ ની મીઠાઈ. શેઠ અબ્દુલાભાઈ લાલજી ઠી. ઇસ્માઇલભાઈ તરફથી રૂ૫—૫—૯ નાં લૂગડાં તથા રૂ૧ા ની મીઠાઈ તથા શેઠ નથુભાઈ ગાંગજી તરફથી રૂ૧૦) ની મીઠાઈ. ભુજંડી-ફોજદાર રા. જેઠા પેથાભાઈ તરફથી રૂ૧ા ની મીઠાઈ. ખુદાવિંદ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવી કુંવરનો જન્મ થતાં ખોજા વગેરે તરફથી કન્યાઓને ઇનામ થયું. જાડેજા ફુલજી તથા અલજી તરફથી રૂ૯—૧૦—૦ તથા મેહેતાજીને રૂ૨—૧૪—૦ તથા ખીજમતદારને રૂ૦ાા નું છાપલ આપ્યું—બાપઠ દ. ગુ. નિશાળ. રા. ઉમીઆશંકર માધવજી, રા. મથારામ જમજીવન તથા ગામના સદગૃહસ્થો તરફથી રૂ૧ા ની મીઠાઈ તથા રૂ૧)

મેહેતાજીને પાઘડીનો. નિશાળના નવા મકાનનું વાસ્તુ થયું તે વખતે ગામ તરફથી રૂ૨—૯—૦ ની મીઠાઈ, રૂ૪—૧૪—૦ નાં પુસ્તકો, રૂ૫॥ ની મેહેતાજીને પાઘડી. ખુદાવિંદ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવી કુંવરનો જન્મ થતાં ગામના સદગૃહસ્થો તરફથી રૂ૧૦) ની સાકર વહેંચી—લાકડીઆ ગુ. નિશાળ. રા. જગનાથ જેઠાલાલ તથા કારભારી તરફથી રૂ૨) નાં પતાસાં. કટારીઆના જાડેજા માધવસંઘજી તરફથી રૂ૦॥ તથા ખુદાવિંદ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવી કુંવરનો જન્મ થવાથી રા. રા. પોલીસ કમીશ્નર સાહેબ તરફથી રૂ૧ ની સાકર. કારભારી રા. દલપતરામ તરફથી રૂ૧૦) ના રૂમાલ તથા રૂ૨॥ મેહેતાજીને પાઘડીના. રા. કારભારી તથા આ. પોલીસ કમીશ્નર તરફથી રૂ૧॥ નાં પતાસાં તથા રૂ૧) મેહેતાજીને પાઘડીનો રા. ભિમચંદ ખેંગાર તરફથી રૂ૧) નાં પતાસાં. વાર્ષિક પરીક્ષા વખતે માજન તરફથી રૂ૧૫) નું ઇનામ. —લાકડીઆ કન્યાશાળા. રા. કારભારી તરફથી રૂ૦ા હમીરપુરના મેહેતાજી હરીશંકર કાનજી તરફથી છોકરીઓને રૂ૦॥ તથા ખુદાવિંદ મહારાજા હજૂર સાહેબને ત્યાં પાટવી કુંવરનો જન્મ થતાં ગામ તથા કારભારી વગેરે તરફથી મીઠાઈ વહેંચાઈ. કુંવર હરીસંધજી તરફથી રૂ૧॥ ની મીઠાઈ, રૂ૧॥ ની ચોપડીઓ તથા મેહેતાજીને દીવાની કાયદાની ચોપડી બક્ષિસ આપી—ખાવડા ૬. ગુ. નિશાળ. ઠી. માવજી કાનજી તરફથી રૂ૧ ઠી. પ્રેમજી હંસરાજ તરફથી રૂ૨) ઠી. વાલજી માવજી તરફથી રૂ૧ રા. ખાવડા થાણદાર તથા રા. કસમદરોગા તથા વીંઝાણ કન્યાશાળાના મેહેતાજી વગેરે સદગૃહસ્થો તરફથી રૂ૫—૨—૦ ની મીઠાઈ તથા મેહેતાજીને રૂ૧ પાઘડીનો. મુ. ખત્રી યુસફ તરફથી જેઠ મહિનામાં છોકરાંઓને પાણી પીવરાવવામાં આવ્યું હતું. ઠી. દેવચંદ સુંદરજી તરફથી રૂ૧—૨—૦ ના પેંડા —રામવાવ ગુ. નિશાળ. વાર્ષિક પરીક્ષા વખતે ઇનામ રૂ૧—૯—૧૦ નું તથા મહાજન તરફથી રૂ૦॥ નાં પતાસાં—સુથરી ગુ. નિશાળ. રા. પ્રભાશંકર માધવજી તથા જાડેજા જાસાજી તરફથી રૂ૯—૩—૭ ના રૂમાલ, ૬૩—૧૨—૯ ની ચોપડીઓ, રૂ૧॥। ની મીઠાઈ, રૂ૧ મેહેતાજીને પાઘડીનો આપ્યો. તલાટી તુળશીદાસ બધા તરફથી રૂ૦॥ મેહેતાજી મકનજી વાસુદેવ તરફથી રૂ૧) શા. પીતાંબર તથા ઠી.

કુંવરજી તરફથી રૂ૦ રા. મૂળશંકર અંબરજી તથા ગામધણી તરફથી રૂ૨ ની મીઠાઈ, રૂ૪॥ નાં પુસ્તકો, રૂ૧॥ મેહેતાજીને પાઘડીનો તથા રૂ૦-૧૦-૦ આસિસ્ટંટને પાઘડોના. શા. એરશી પદુ તરફથી જૈનધર્મવાળાને રૂ૧૨॥ નાં જૈન પુસ્તક. ખુદાવિંદ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુરને ત્યાં પાટવી કુંવરનો જન્મ થવાની ખુશાલીમાં ગામધણી જાડેજા જથાજી તરફથી રૂ૨—૨—૦ ની સાકર તથા મેહેતાજીને પાઘડી એક આપી—ભુજપર દ. ગુ. નિશાળ. મે. દીવાન બહાદુર મણીભાઈ જશભાઈ તરફથી સાકર રૂ૨॥ ની, પુસ્તકો રૂ૩॥ નાં નં. ૪૬ આપ્યાં. શા. વીજપાળ ઉકેડા તથા ખીમજી જાવર પટેલ તરફથી રૂ૧) ની સાકર—દેશલપુર દ. ગુ. નિશાળ. ખુદાવિંદ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુરનું પધારવું થતાં રૂ૧ નાં પુસ્તકો તથા રૂ૧ ના પેડા. શેઠ ત્રીકમદાસ નથુ તરફથી રૂ૯) નાં પુસ્તકો, રૂ૮) ના રૂમાલ અને ટોપીઓ તથા રૂ૨) ની મેહેતાજીને પાઘડી. શા. કરમશી હરજીવન તરફથી રૂ૧॥ મેહેતાજી મુરારજી તરફથી રૂ૦॥ ખુદાવિંદ મહારાજા હજૂર સાહેબને ત્યાં પાટવી કુંવરનો જન્મ થતાં મેહેતાજી તરફથી રૂ૧ ની સાકર, શેઠ ચાંપશી બારાની પુત્રી તરફથી રૂ૧ ના પેડા—દુમરા ગુ. નિશાળ. આ. પોલીસ કમીસ્તર રા. અમૃતલાલ નારાણજી તથા ગામના ગૃહસ્થો તરફથી રૂ૧૨—૯—૬ નાં પુસ્તકો અને રૂમાલ આપ્યા, તથા રૂ૧—૮—૦ ની પાઘડી મેહેતાજીને. શા. એરશી પદુ તરફથી જૈનચિંતામણીની ચોપડી રૂ૧—૧૪—૦ ની વહેંચી. ખુદાવિંદ મહારાજા હજૂર સાહેબને ત્યાં પાટવી કુંવરનો જન્મ થવાથી જાડેજા લાધાજી તથા બીજા સદ્ગૃહસ્થો તરફથી રૂ૧—૧૪—૬ ના પેડા વહેંચ્યા—નળીઆ કન્યાશાળા. શેઠ ખીમજી પેથા તરફથી રૂ૧॥ શા. માણેકચંદ મેઘરાજ તરફથી રૂ૨) ના રૂમાલ તથા રૂ૦॥ ની મીઠાઈ. રા. રાજારામ રામકૃષ્ણ તરફથી રૂ૦॥ ની મીઠાઈ. શા. હીરજી જેતશી તરફથી રૂ૦॥ ની મીઠાઈ. થાયરોના શેઠ એતશી શામજી તરફથી રૂ૩॥ ની સ્લેટો તથા રૂ૧ ની મીઠાઈ, શેઠ ચત્રભુજ આસારીઆ તરફથી રૂ૧૫) ની ઓઢણીઓ તથા રૂમાલ, રા. રા. વજેરામ જેઠા તરફથી રૂ૧) ની મીઠાઈ, શા. જેતશીએ રૂ૦ ની સાકર, રા. અમૃતલાલ નારાણજી તરફથી તથા વાઘજી વરધમાન તરફથી રૂ૧ ની મીઠાઈ,

મેમણ હાજી હારૂ સિધી ફાણી તરફથી ૩૧) ની ઓઢણી તથા રૂમાલ, શેઠ ધનજી લખમસિંહ તરફથી ૨૧ ની મીઠાઈ; માંડવીના પોષ્ટ માસ્તર આજમ રૂઘનાથજી નથુ તરફથી તથા હીરજી તેજપાળ તરફથી રૂ૧ ની મીઠાઈ, રા. રા. ચંદુલાલ મથુરાંદાસ પોષ્ટ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ તરફથી ૩૨) નું ઇનામ, શેઠ જેઠાભાઈ માંડણની વિધવા બાઈ મુલબાઇએ અહીંની કન્યાશાળામાં ૨૧ ની મીઠાઈ, તથા ૨ ડઝન ની સ્લેટો તથા રૂ૧ ની ચોપડીઓ તથા મેહેતાજી અને આસિસ્ટંટને એક એક પછેડી આપી. ખુદાવિંદ મહારાજા શ્રી હજુરસાહેબને ત્યાં પાટવી કુમારશ્રીનો જન્મ થવાથી મહાજન તરફથી મીઠાઈ તથા જમનાદાસ ગોવરધનદાસ તરફથી મેહેતાજીને પાઘડી તથા આસિસ્ટંટને પાઘડી.— (અપૂર્ણ.)



## सरकारी जाहेर खबर.

કરૂણાશંકર કાળીદાસ દવેનો ગ્રેડ ૨૯) નો છે તેણે હાલાર પ્રાંતમાં ગોંડળ તાબે પાટણ વાવની નિશાળના મહેતાજીની જગા ઉપરથી રજા બાબત પોતાની ગેરહાજરીની ખોટી તારીખ નાંખીને રિપોર્ટ કર્યો; તેમજ બાણવડ અને ખંભાળીઆની નિશાળોમાં આસિસ્ટંટ તરીકે મોકલતાં, ત્યાંપણ તે સારી ચાલથી ચાલ્યો નહિ; છેવટે તેને સોરઠ પ્રાંતમાં જુનાગઢ બ્રાંચ નં. ૨ ની નિશાળમાં આસિસ્ટંટની જગા આપી. એ ઠેકાણે પણ તેણે પોતાની ચાલ સુધારી નહિ, અને બેદરકારીથી વર્તવા લાગ્યો. ઉપર મુજબના ફેરફાર કરતા છતાં તેની વર્તણુકમાં કંઈજ સુધારો માલમ ન પડ્યો, સઘળા ઉપરી મહેતાજીઓ સાથે ઉન્મતાઇથી ચાલવા લાગ્યો અને તેના કામથી તથા ચાલ ચલણથી જણાયું કે પગાર અલેખે જાયછે; તે ઉપરથી ઉત્તર વિભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ બહાદુરના સોરઠ આ. નં. ૨૬ તા. ૧૦-૯-૮૬ ના હુકમથી તેની પાંચ વર્ષની બંધણીની બાકી રહેલા મુદતના ૨૧૧-૭-૬ તેના જામીન દવે હરિશંકર જનાનીશંકર પાસેથી ઝાલાવાડ પ્રાંતના મહેરબાન આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબ બહાદુરની મારફત વસુલ કરવામાં આવતાં તેને કેળવણી ખાતામાંથી બરતર્ફ કરવામાં આવ્યો છે.

તા. ૭-૧૨-૮૬ મુ. બાંટવા. (અંગ્રેજી સહી) ગણપતરામઅનુપરામ.
ડેપ્યુટી, એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, સોરઠ પ્રાંત.

## ...ના સવાલો તથા તેના ખુલાસા"

...તક છપાઈ બહાર પડ્યું છે, તે છઠ્ઠા ધોરણની પરી-
...દ્યાર્થીઓને ઘણુંજ ઉપયોગી છે. એનું કદ રોયલ બારપેજી
...નું છે અને તેમાં નીચેના વિષયોનો સમાવેશ કરેલામાં આવ્યો છે.

(૧) સને ૧૮૭૬ થી ૧૮૮૫ સુધીના સઘળા વિષયના સવાલ.

(૨) ઇતિહાસ અને નિબંધ સિવાયના સઘળા સવાલોના ખુલાસા તથા નિબંધ લખવાના નિયમો.

જેમને જોઇએ તેમણે અમારી પાસેથી નીચેના શિરનામે લખી રોકડી કિંમતે મંગાવી લેવું. કિંમત દશ આના. દશ (૧૦) પ્રત મંગાવનારને એક પ્રત બક્ષીશ.

મુ. રાધનપુર.<br>
૧૬—૭-૮૬

વૃંદાવનદાસ ગીરધરદાસ. દલાલ.<br>
આ. માસ્તર. નડીયાદ હાઇસ્કૂલ.<br>
(હાલ રજા ઉપર—રાધનપુર.)



## નવી જાતનાં બુટાન.

આ ઉપરથી સર્વે ગ્રહસ્થોને ખબર આપવામાં આવેછે જે અમારે ત્યાં નવી જાતનાં બુટાન બનાવવામાં આવેલ છે તેના ઉપર શોભીતા મોતી પાડેલાં છે. એક એક બુટાને અકેક કણ એવી રીતે આઠ બુટાનમાં આઠ પ્રકારના રૂપાના કણ એક એક મૂક્યો છે.

૧ પનરવલો, ૨ ચૌદવલો, ૩ તેરવલો, ચોથો બારવલો. એવી રીતે આઠ વલાસુધી વાલ વાલને અંતરે કણ મુક્યા છે. તેથી કરીને રૂપું પારખતાં શીખવાને અતી ઉપયોગી થશે. અને બાકી બુટાન ચાંદીનાં છે. તે વજનમાં કુલ ૨॥ ભારછે, તેની કિમત ૨॥ રાખીછે, તેનો બનાવનાર નીચે સહી કરનારછે, રોકડી કિમતે અગર વેલ્યુપેએબલથી મોકલીશું. તા. ૪-૧૨-૮૬

સોની ગોરધન વશરામ.<br>
મુ. સણોસરા, બાંટવે થઇને,<br>
પ્રાં. કાઠીયાવાડ.



# નવી જાતની ફુંદડીઓ.

નીચે લખેલી રૂપાની ફુદડીઓ બનાવવામાં આવીછે.—

તે ફુદડીઓની નીચે ડાંડલા રાખેલા છે માટે નીચેના ચીજોમાં જડવાને ઘણી ઉપયોગી થશે અને જડતાં પણ ઘણુંજ સહેલું છે. કારણ જરા જરા ડાંડલા રાખેલા છે તે નીચેની જણસોમાં જડવાના કામમાં આવેછે. તેમાં થોડાક તો નીચે પ્રમાણે ઢોલીયા, ખુરશીઓ, ટોપી, કમખા બટવા, પાકીટ, લાકડીઓ. છત્રીના હાથા, મોજડીઓ, ડગલાઓ. ચંદરવા પેટીઓ, વીજણા, ચાકાના મોરલ, ઇત્યાદી ઘણીક ચીજોમાં જડવાને ઉપયોગી થશે ને સોગઠ બાજી જડવાથી શોભા પણ ઘણી થશે, તેનો ભાવ ઘણો સસ્તો રાખ્યોછે, તેમ બનાવટ પણ ચાંદીની છે; તે નીચેના શીરનામે રોકડ કિંમતે રૂ૧) એક રૂપિયાની (૫૦) અંકે પચાસ લેખે મળશે. વેલ્યુપેબલ તરીકે મંગાવનારે ખુશીથી મંગાવવી.

## સોનાની ફુદડીઓ.

તેવીજ સોનાની ૯૯ ની ટચના પાસાની બનાવી છે. તેનો ભાવ વજન ઉપરે રાખ્યો છે એટલે રૂ૧) ભારની ફુદડીઓની કીમત રૂપિયા ૨૫ રાખેલા છે. પણ પાસાનો ભાવ રૂ૧) ભારના (૨૨) રૂપિયા બાંટવામાં છે અગર તેથી ઓછા હશે ત્યાંસુધી મોકલવામાં આવશે. પ્રથમ એક આન ભાર મંગાવનારને રૂ૧ાાા=) પડશે.

## બુટાન રૂપાનાં બનાવવામાં આવ્યાં છે.

તેના ઉપર શોભીતી ભાત પાડીછે અને તેના ઉપર (૭) અંકે સાત પ્રકારનું સોનું લઈ તેની એક એક ફુદડી જડીછે, તેની વીગત—એક સોરવલી બીજી પનરવલી, ત્રીજી ચઉદવલી, ચોથી તેરવલી, પાંચમી બારવલી, છઠી અગીયાર વલી, સાતમી દસ વલી; એમ સાતે બુટાનમાં એક એક ફુદડી જડી છે, તેથી શોભાપણ બહુ સારી થાય છે. ને વળી આ બુટાન પેરનારને કેવા કેવા સોનાનો કેચો કેવો રંગ ને કેવું કેવું તેજ થાયછે તે મીલવવાને ઉપયોગી થશે, તેથી કરીને સોનું પારખવા બાબતની સારી જાણ થશે, તેનો વકીલદાર આ બુટાન પેરનાર થશે. તે બુટાન ચાંદીનાં છે અને વજનમાં રૂપિઆ બે ભાર છે, તે સોનું તથા રૂપુ તથા મહેનત સહીત કીમત રૂ૫) અંકે પાંચ રાખીછે. ઉપર લખેલ બુટાન નંગ ૭ સાતની કીમ રૂ૫)છે. એ બુટાન ચાર રમકડાનાં એટલે નંગ (૨૮) મંગાવવાં ટપાલ ખર્ચ અમારા ઉપર છે. તા. ૨૮-૧૧-૮૧.

સોની ગોરધન વશરામ.

મુ. સણોસરામાં, બાંટવે થઈને.

પ્રાં. કાઠીયાવાડ.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER

FEBRUARY 1887.

પુસ્તક ૨૬ મું. ફેબ્રુઆરી. ૧૮૮૭. અંક ૨ જો.

મોંતીડું નહિ મોટું વ્યાજ, નાંમે તેમ છે કામ:-
કરે અંતે ગુન કોઇની, ખરી એની ધરી હામ

અનુક્રમણિકા પૃષ્ઠ



CONTENTS :





(કેળવણી ખાતાના હુકમથી).

अमदावादमां

મામાની હવેલીમાંના યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { (રૂ૧) વરસનો આગાઉથીજ, (રૂ૦)= છુટક એક અંકના } ટપાલ ખર્ચ માફ.

डिरेक्टर आव पब्लिक इन्स्ट्रक्शन साहेबे आ
सारु मंजुर करेलो.

મારતર આદરજીનો

# હસ્કતશિક્ષક.

(૭ ભાગમાં)

એટલે

(આજસુધી કદીપણ નહિ થયેલી અને નહિ
યોજનામાં બહાર પાડેલી
ગુજરાતી તથા બાળબોધ અક્ષર સુધાર

# કોપીબુક.

જેમાં ક્રોપરં પલેટપરથી મોટા કદના મૂળાક્ષરોથી
શાન જૂદા જૂદા કદના સુંદર ગુજરાતી તથા બાળબોધ
અને વાક્યોની સુધરેલી કાનુનથી ગોઠવણ કરી છે.

નં. ૧ ગુજરાતી (મોટા કદના) મુળાક્ષર તથા આં
નં. ૨ બાળબોધ (મોટા કદના) મુળાક્ષર તથા આં
નં. ૩ ગૂ. તથા બા. (મધ્યમ કદના) ટુંકા શબ્દો.
નં. ૪ ગૂ. તથા બા. (મધ્યમ કદના) જોડાક્ષરી શ
નં. ૫ ગૂ. તથા બા. (મધ્યમ તથા નાના કદના) વા
નં. ૬ ગૂ. તથા બા. (નાના કદના) વાક્યો.

એ કાપીબુકોની સરસાઈ માત્ર એને
સદ્ગૃહસ્થો તરફથી સરટીફિકેટ મળેલાં
નાં નામ વાંચવાથીજ ખાત્રી
તેમાંથી થોડાં નીચે પ્રમાણેઃ—

હાલના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર સાહેબો
ટી. બી. કર્કહામ એસ્કવાયેર. એ. ઈ. મ. બિ.
ઈ. જાઇલ્સ, એસ્કવાયેર. એ. ઈ. ઉ. બિ.

રા. બા. ગોપાળજી સુરભાઈ. દેશાઈ. આ. એ. ઈ. કાઠીઆવાડ.
રા. સા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ. ડી. વ. ઈ. વડોદરા સંસ્થાન.

હાલના કેળવણી ખાતાના ડેપ્યુટી. ઈન્સ્પેક્ટર સાહેબો.

રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા. બી. એ. ડે. એ. ઈ. મુંબાઈ.
રા. સા. એસ. એસ. નાડકરની. ડે. એ. ઈ. મરાઠી. સ્કૂલ મુંબાઈ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ. ડે. એ. ઈ. સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી. ડે. એ. ઈ. ભરૂચ.
,, ,, મોતીરામ રાજારામ ડે. એ. ઈ. અમદાવાદ.
,, ,, માધવલાલ હરિલાલ ડે. એ. ઈ. પંચમહાલ અને રેવાકાંઠા.
રા. સા. કહાનલાલ ગોવિંદલાલ ડે. એ. ઈ. ઝાલાવાડ પ્રાંત.
,, ,, હરિવલ્લભ મૂળજી. ડે. એ. ઈ. હાલાર પ્રાંત. } કાઠીઆવાડ.
,, ,, ગણપતરામ અનુપરામ. ડે. એ. ઈ. સોરઠ પ્રાંત.

અગાઉના કેળવણી ખાતાના ડે. એ. ઈન્સ્પેક્ટર સાહેબો.

રા. સા. મનસુખલાલ મુગટલાલ. બી. એ. એલ. એલ. બી. સોલીસીટર, હાઇકોર્ટ મુંબાઈ.

રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ. બી. એ. એલ. એલ. બી. પ્લીડર હાઇકોર્ટ મુંબાઈ.

રા. સા. મણિલાલ નભુભાઈ. બી. એ. સંસ્કૃત પ્રોફેસર ભાવનગર શામળદાસ કોલેજ.

ખા. સા. જહાંગીરજી હોરમજજી. માજી. ડે. એ. ઈ. મુંબાઈ.

દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

રા. સા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક.
ઓનરેબલ. કાશીનાથ ત્રીંબક તેલંગ એમ. એ. એલ. એલ. બી. આઈ. ઈ. બારિસ્ટર મુંબાઈ.
રા. બા. શંકર પાંડુરંગ પંડિત. એમ. એ. ઓરીએંટલ. ટ્રાન્સલેટર.
રા. રા. નગીનદાસ તુળશીદાસ. મારફતીઆ. બી. એ. એલ. એલ. બી. "મુંબાઇની યુનાવરસીટીના ગુજરાતી પરિક્ષક" વકીલ હાઇકોર્ટ મુંબાઈ.
રા. બા. ભોળાનાથ સારાભાઈ અમદાવાદ.
રા. બા. જગજીવનદાસ [illegible]દાસ માજી ડીપ્યુટી કલેક્ટર તથા મેજિસ્ટ્રેટ અને હાલ સુરતકમીટી મ્યુનીસીપાલીટીના પ્રેસીડંટ.

રા. સા. રણછોડભાઈ ઉદયરામ. મુંબાઈ.
કવિશ્વર નર્મદાશંકર લાલશંકર.
,, દલપતરામ ડાહ્યાભાઈ અમદાવાદ.
આ. સા. કૈખશરૂ એદલજી મોદી. બી. એ. સુરત.
જૂદી જૂદી જાણીતી સ્કૂલોના ધણીઓ તથા હેડમાસ્તરો.
રા. રા. વામનરાવ આબાજી મોદક બી. એ. પ્રિન્સિપાલ. એ
લ્ફીન્સ્ટન હાઈસ્કુલ મુંબાઈ.
આ. સા. જમસેદજી અરદેશર દલાલ એમ. એ. એલ. એલ
પ્રિન્સિપાલ ગૂ. કોલેજ. અમદાવાદ.
આ. સા. એદલજી દોરાબજી તલાટી. બી. એ. વાઇસ. પ્રિન્
એલ્ફિન્સ્ટન હાઈસ્કુલ મુંબાઈ.
,, ,, ફ્રોસીભાઈ નસરવાનજી વાડીયા. એમ. એ. પ્રિન્સિપાલ
જ. જી. પા. બે. ઇન્સ્ટીટ્યુશન મુંબાઈ.
આ. સા. ફરેદુનજી મંચેરજી દસ્તુર એમ. એ. ગણિતના પ્રે
સામળદાસ કોલેજ ભાવનગર.
આ. સા. માણેકજી બેજનજી કોપર હેડમાસ્તર ફોર્ટ હાઈસ્કુલ–
આ. સા. હોરમજજી જહાંગીરજી હેડમાસ્તર પ્રોપ્રાયટર મો. સ્કુલ. મું
આ. સા. ફરામજી બમનજી માસ્તર બી. એ. હેડમાસ્તર બાં
ઇસ્કુલ મુંબાઈ.
આ. સા. બરજોરજી પારેસેદજી સોજાણા. પ્રોપ્રાયટર ચંદ
હાઈસ્કૂલ. મુંબાઈ.
આ. સા. નસરવાનજી પારેસેદજી નાનજી. ,, ,,
આ. સા. માણેકશા. મેહરામજી માસ્તર ફોર્ટ બ્રાંચ સ્કુલ. મું"
રા. સા. મોતીલાલ મોહનલાલ ઝવેરી હેડમાસ્તર એંગ્લો વર્ના
સ્કૂલ. ભાવનગર.
મે. નવલરામ લક્ષ્મીરામ પ્રિન્સિપાલ કાઠીયાવાડ ટ્રેનિંગકોલેજ.
મે. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર. માજી એજ્યુકેશનલ ઇ
પ્રાંત કચ્છ.

જાહેર ... ના મતો.
... ઇન્ડ ... પમાં.
મુંબાઈ સમાચાર, ... ઇ. મ. રીપોર્ટર.
અખબારે સોદાગર સુંદરામ ... ઉ. વિ.

गूजरातशाळापत्र.

પુસ્તક ૨૬ મું. ફેબ્રુઆરી. સન ૧૮૮૭. અંક ૨ જો.

## इंग्रेज लोकनो संक्षिप्त इतिहास.

### प्रकरण २९ मुं.

*જ્યોર્જ ૧ લો. ઈ. સ. ૧૭૧૪ થી ૧૭૨૭ સુધી.*

જ્યાર્જને એપીએ ખબર મોકલી બોલાવ્યો હતો, પણ તેણે આવતાં દોઢેક મહિનો ભાગ્યો. તોપણ એને ગાદીએ બેસતાં કોઇથી કાંઈ વિઘ્ન થઈ શક્યું નહિ, કારણ કે પ્રજાનો મોટો ભાગ રાજ્યવિપ્લવની ગોઠવણનેજ ચાહનારો હતો, આ વેળા એ પાકી આધેડ વયનો હતો—એને ૫૪ વર્ષ થયાં હતાં, અને એનો જે કુંવર હતો તેનીજ ઉમર ૩૦ વર્ષની હતી તથા તેને પણસાત વર્ષનો પુત્ર હતો. આ જોઈ બધાની ખાત્રી થઈ કે આ વેલો કાંઈ નાબુદ થાય એવો નથી; અને તેથી જેના મનમાં આગળ કોણ આવશે એવા અંદેશાથી રાજભક્તિ ડગડગતી હશે તેની પણ દ્રઢીભૂત થઈ.

જ્યાર્જ પાકું સમજતો હતો કે આ જે મને ગાદી મળીછે તે વ્હીગમતનુંજ પરિણામ છે, તેથી એણે તમામ કારભારીઓ એ પક્ષનાજ રાખ્યા. તેમણે તુર્ત પેલા ટૉરી ખટપટીઆઓને પકડવા માંડ્યા. આક્સફર્ડ પકડાયો તેને કિલ્લામાં મોકલાવી દીધો, બોલિંગબ્રોક અને આર્મોંડ તો નાસીને જેમ્સના કુંવર પાસે યૂરોપમાં જઈ રહ્યા, એ ત્રણેને ગુનેહગાર ઠેરવી તેની જાગીરો જપ્ત કરવાનો પાર્લામેંટે હુકમ કર્યો.

બોલિંગબ્રોક નાઠો તે સમજીનેજ નાઠો હતો. એણે જેમ્સના કુંવરને કહ્યું કે હાલ તમારૂં ઇંગ્લાંડમાં કાંઈ ચાલે એમ નથી, પણ તેણે એની સલાહ ન માનતાં પોતાની તર્ફથી બંડ ઉઠાવવા કેટલાક અવિચારી ઇંગ્રેજોને પરવાનગી આપી.

**जाकोबाईट बंड** એક ઇંગ્લાંડના ઉત્તર ભાગમાં, અને બીજું સ્કાટલાંડમાં ઉઠયું. ઇંગ્લાંડના બંડખોરો તો થોડુંક આગળ વધ્યા એટલામાંજ તેમને સાથીઓ ન મળવાથી બિનસરતે શરણ થવાની જરૂર પડી. સ્કાટલાંડવાળાના છેકજ એવા હાલ થયા નહિ, તોપણ જેમ્સનો પુત્ર આવી પહોંચે તે પહેલાં એક ભારે હાર ખાધી. એ આવ્યેથી ઉલટું તે લશ્કર એના નિરુત્સાહી સ્વભાવથી વધારે નાહિમત થઈ ગયું, અને તેમને છોડી એ પાછો ફ્રાન્સમાં ભાગી ગયો, (ઈ. સ. ૧૭૧૫)

અવે સમે પાર્લામેંટમાં વિરૂદ્ધ મતના સભાસદો આવે તો સાર નહિ એમ જાણી,તે ત્રણ વર્ષે મળવી જોઇએ એવો જે કાયદો હતો તે કાઢી નાખી **सात वर्षनो** કર્યો.(ઈ.સ.૧૭૧૬)પ્રજાને તે પસંદ પડ્યો અને હજી પણ તેજ ચાલેછે.

ફ્રાન્સ આ જૂદા દાવાદારને મદદ ન કરે એ હેતુથી તેની સાથે સંધિ કરવામાં આવી. એને **त्रिराज्य संधि** કહે છે, કેમકે તેમાં ઇંગ્લાંડ, ફ્રાન્સ, અને હોલાંડ એ ત્રણે રાજ્યો સામેલ હતાં. (ઈ. સ. ૧૭૧૭) બીજેજ વર્ષે એમાં આસ્ત્રિયાનો પાદશાહ પણ ભળ્યો અને ત્યારે તે **चतूराज्य संधि** એ નામથી ઓળખાઈ.

આ જાકોબાઇટ બંડનું બીજું અને સૌથી અગત્યનું પરિણામતો એ થયું કે જેમ રાજાને તેમજ આખી ઇંગ્રેજી પ્રજાને પણ ટોરીપક્ષ અળખામણો થઈ પડ્યો, કેમકે તેના અગ્રણીઓ બધાજ આ સમે જાકોબાઇટ હતા. આમ થવાથી વ્હીગપક્ષનો કારભાર નિષ્કંટકપણે ધમધોકાર ચાલ્યો.

**व्हीगकारभार** આ વખતથી શરૂ થયો તે ઘણું કરીને એક અડધી સદી સુધીજ અખંડ ચાલુ રહ્યો. એ અરસામાં મંત્રીમંડળો કેટલીક વાર બદલાયાં, પણ જે થાય તે વ્હીગના વ્હીગજ—ટોરીનો તો જાણે રાજ્યકારભારમાંથી કાંકરોજ નીકળી ગયો.

વ્હીગપક્ષ જાતે પણ ખરેખરો આ સમે રાજ્યસત્તા ભોગવવા જોગજ હતો. તેઓ બધા સાર્વજનિક બુદ્ધિના, શાણા, અને સુસંપી હતા. વ્હીગમતના તમામ ગૃહસ્થોએ પોતપોતાનાં ઠેકાણે ઠેકાણે મંડળો બાંધી દીધાં હતાં, અને ત્યાં સાર્વજનિક કામ પોતાના અગ્રણીઓ તર્ફથી જેમ સૂચના મળે તેમજ એક સંપથી કરતા હતા. ખરે, આ સમે આખો વ્હીગપક્ષની દોરી આઠ દશ અગ્રણી કુળોનાજ હાથમાં હતી. પણ એ આઠ દશ અગ્રણી કુળો તે જેવાં જોઇએ તેવાંજ હતાં. તેઓ ખરેખરાં સાર્વજનિક બુદ્ધિનાં અને તદર્થે તન મન ને ધન અર્પણ કરતાં જરાપણ દિલ પાછું હઠાવે એવાં નહતાં. એજ કુળો મૂળે સ્ટુઅર્ટ વંશના જુલમની સામે થયાં હતાં, એજ કુળોના સાહસિક પરિશ્રમથી રાજ્યવિપ્લવ થયો હતો, અને એજ કુળો હાનોવર વંશને પણ ગાદીપર આણનારાં હતાં. પ્રજાસ્વાતંત્ર્યનો ઉત્સાહ હજી પણ તેમનો એવાને એવાજ અખંડિત હતો. સાર્વજનિક કામમાં તેઓ પોતાની પદરના લાખો રૂપિયા ખરચતા. આમની સભામાં પોતાનો પક્ષ વધારવા તેમણે કેટલાંક ગામનાં ગામને લાંચ આપી વ્હીગમતનાજ પ્રતિનિધિ મોકલનારાં કરી રાખ્યાં હતાં. પાર્લામેંટના ગ્રામવાસી સભાસદોનો ૧/૬ આ સમે તેમના સગાં સંબંધી કે આશ્રિતોનોજ થતો. નગરવાસી બ્યાપારી વર્ગતો તેમના ઉપર રાજીજ હતો, કેમકે તેઓને ધાસ્તી હતી કે જો જેમ્સ કુળ પાછું આવે, તો વિલિયમ ને આજના વખતમાં જે સરકારને બારે દેવું થઈ ગયું છે તે બધાનો તે ઇનકાર કર્યા વિના રહે નહિ. એથી ઉલટું વ્હીગપક્ષવાળા સરકારની આંટ જાળવવાને બહુ ખંતી હતા એટલુંજ નહિ, પણ તેમણે હવેથી સઘળી રાજનીતિજ બ્યાપારવર્ધક પકડી હતી.

તેમજ, જે બે દુરાગ્રહથી વ્હીગપક્ષનું આજપર્યંત પાછું પડવું થતું હતું, તે તેમણે આ સમે છોડી દીધા. ધર્મસમાજને છેડવોજ નહિ એવો તેમણે હવેથી નિશ્ચય કર્યો. તે રાજ્યધર્મ થઈ રહ્યો છે, તો ભલે તેમ રહે તો. તેની સત્તા રાજ્યમાં ઘણી છે, તો તે તોડવાનો પ્રયત્ન કરવો એ સામે પવને પોતાનું હોડકું હંકારવા જેવું છે. એથી બહેતર તો એજ છે કે એ ધર્મસમાજને પ્રત્યક્ષ કનડગત કાંઇપણ ન કરતાં તેમાં ધર્માધિકારીઓ ધીમ

ધામ એવા બેસાડી રેવા કે જે રાજ્ય પ્રકરણી બાબતમાં વ્હીગ મતના હોય. માત્ર હવે અન્ય માર્ગો ઉપર કાયદાની તર્કનો જે જુલમ છે તે ક્રમે ક્રમે દૂર કરવાની રાજનીતિ રાખવી. આ વિચારથી પાછલા રાજ્યમાં ધર્મ બબાતોરના જે એક બે આક્ટ થયા હતા તે આ સમે તત્કાળ દૂર કર્યા, અને કસોટીનો કાયદો પણ કાઢી નાંખવાની મર્જી હતી, પરંતુ એવો મોટો ફેરફાર ધર્મસમાજ હજી સાંખી શકશે નહિ એમ સમજાયાથી તે વાત ડહાપણથી મુલતવી રાખી.

વિરહવિગ્રહ એ અત્યારસુધી વ્હીગ પક્ષને લોકમાં અપ્રિય કરી નાંખનારૂં બીજું કારણ હતું. આપણે પાછળ જોઈ ગયા છિયે કે અત્યારસુધી દેશાવરો સાથે જંગ ઉઠાવનારા વ્હીગ પ્રધાનો અને તે સામે પોકાર ઉઠાવી તેને બંધ પાડનાર ટૉરી પક્ષના હતા. પરંતુ આ સમે વ્હીગ પક્ષની રાજનીતિ એ બાબત એટલી બધી બદલાઈ ગઈ કે તેઓ તો હવેથી અવિગ્રહ નીતિના અનુસારક ગણાવા લાગ્યા. આ વિષય એવો અગત્યનો છે કે તેનું કાંઇક વિવેચન પ્રથક ખંડમાંજ કરીશું.

ઉપલી સઘળી હકીકત ઉપરથી તમને માલમ પડશે કે વ્હીગ અગ્રણીઓ આ સમે જે અપૂર્વ સત્તા ભોગવી ગયા તે તેમના સુગુણોને લીધેજ. સુગુણો હમેશાંજ સિદ્દિદાયક છે, અને તેની સાથે પચાશ પચાશ વર્ષસુધી જે તેમનો અધિકાર અખંડિત રહ્યો તેનું વિશેષ કારણ તો એજ કે પોતાના સ્વાતંત્ર્યમતને તેઓ છેવટ સુધી સાચા ને સાચાજ રહ્યા.રાજ્યને ધર્મ સંબંધી પ્રજાને સ્વાતંત્ર્ય ભોગવતી કરવી એ તરફજ તેઓ નિરંતર લક્ષ રાખતા. આવી ઉંચ બુદ્ધિના ઉંચ પુરૂષોના લાંબા કારભારનું મોટું શુભ ફળ એ થયું કે તેઓ કામથી દૂર થયા, તોપણ લોકને સ્વતંત્રતાનો એવો અભ્યાસ પડી ગયો કે પાર્લામેંટ વિના રાજ્ય કરવું, ધનસાફના કામમાં હાથ ઘાલવો, છાપખાનાંઓને બંધનમાં રાખવાં, કે ધર્મભેદને માટે કોઇને પણ સતાવવો, એ વાત તો ઇગ્લાંડમાં બની શકેજ નહિ એમ સર્વને સમાન રીતેજ પ્રતીત થઈ રહ્યું.

અવિગ્રહ નીતિનો સિદ્ધાંત એ છે કે કોઇપણ દેશને બીજા સાથે લડાઈ ઉઠાવવામાં ફાયદો નથી—છેવટે કદાપિ પોતે જીતે, તોપણું નુકસાનની

સર્વોળોજ વધારે થોય. લડાઇની ખરચ પુરો કરતાં લોકો ઉપર કરનો બારે બોજો પડેછે એતો ઉઘાડુંજ છે, અને એ વિચારથીજ ટોરી પક્ષવાળા અત્યારસુધી વિદેશવિગ્રહની સામા થતા હતા. પણ આતો એનો નાનામાં નાનો ગેરફાયદો છે. એવા વિશેષ કરે આપવાથી લોકની સમસ્ત આર્થીક સ્થિતિ કાંઈ બહુ બગડતી નથી.પણ પહેલાં ખરો અલાભ તો એ છે કે જ્યારે હજારો માણસ પોતાનો ચાલુ કામધંધો છોડી સિપાહીગીરીમાં પડેછે, ત્યારે તેટલું દેશમાં નવું દ્રવ્ય ઉત્પન્ન થતું બંધ પડેછે. એથી પણ દ્રવ્યના વિશેષ હાનિ તો દેશાવર સાથનો વ્યાપાર પડીભાંગવાથી થાયછે, કેમકે બે દેશો વચ્ચે લડાઈ ચાલેછે ત્યારે તેઓ વેપારને બદલે એક બીજાનાં વાહાણ કે વણઝારો લૂટી લેવાનોજ ઉદ્યોગ આદરેછે. આવા જોખમને લઈ વેપારી પરદેશ માલ મોકલે નહિ, અને એમ થવાથી તે લગતા લાખો માણસ રો. જીવિનાંના થઈ જાય. મતલબ કે મજુરો ભૂખેજ મરે, શાહુકારો ટૂટી જાય, અને કરોડો રૂપિયાનું નુકસાન દેશને થાય. આમ થવા પછી છેવટે કદાપિ લડાઇમાં જીતી એકાદો મુલક હાથમાં આવ્યો, તોપણ આ બધા નુકસાનોના મુકાબલામાં તે ફાયદો કાંઇજ નથી. આ વાત હાલ યુરોપના રાજ્યવેત્તાઓ બરાબર સમજેછે, અને સોવાર વિચાર કર્યા કેડે નાચારીએજ એ વારે વિદેશવિગ્રહ માથે વોહોરી લેછે.

પણ આ પ્રમાણે રાજ્યકર્તાઓની વૃત્તિ થવી એ દેશના વ્યાપારબળ ઉપર બહુ આધાર રાખેછે. જ્યાંસુધી દેશમાં વેપારધંધો બહુ વધ્યો નથી, ત્યાંસુધી તો લડાઇથી આ જાતનું નુકસાન થોડુંજ હોયછે, અને વખતે તો પરદેશને લૂટી લાવવામાંજ લાભ રહેલો હોય. આવા જંગલી કાળમાં તો રાજા ને પ્રજા બંનેનેજ વિદેશવિગ્રહ બહુ વા'લો લાગેછે, અને જો પાડોશનો દેશ કાંઈ સુધરી શ્રીમાન થયો હોયછે તો તો તેના પુરો ભોગજ આવી બનેછે. પણ જેમ જેમ દેશમાં વેપારધંધો વધતો જાય છે, તેમ તેમ લડાઈ પરથી રુચિ ઓછી થતી જાયછે, અને છેવટે વેપારી વર્ગ તો લડાઇને ધિક્કારનારોજ થઈ પડેછે. જ્યારે એથી પણ વેપાર બહુ વધેછે, ત્યારે વિદેશવિગ્રહના ગેરફાયદા બીજાને પણ કંઈ કાંઈ પ્રત્યક્ષ થવા લાગેછે, અને તેના લાભાલાભ ઉપર વિચક્ષણ રાજ્યકર્તા કાંઈ ધ્યાન આપવા માંડેછે.

પણ પૂરેપૂરૂં ધ્યાન તો ક્યારે અપાયછે, કે જ્યારે વ્યાપારીવર્ગે અગમબુદ્ધિથી એકદેશી હીંગતોળજ ન રહેતાં પોતાના દેશના રાજકાજમાં બોલવાનો હક સંપાદન કરેલો હોયછે. ત્યારે તો વ્યાપારવૃદ્ધિનો વિચાર કરવો એ દેશની રાજનીતિનું એક અવશ્યનું અંગ થઈ પડેછે.

ઈંગ્લાંડ હાલ આ સ્થિતિએ આવી પહોંચ્યું હતું. છેલ્લાં સો વર્ષમાં ઈંગ્લાંડનો વ્યાપાર અત્યંતજ વધ્યો હતો; અને રાજકાજમાં વ્યાપારી વર્ગનો મત જમીનદારોના કરતાં પણ વધારે સત્તાવાન્ થવાની તૈયારીમાં હતો. વ્હીગ પક્ષને મોટો આશ્રય વ્યાપારીવર્ગનો હોવાથી એ પક્ષે પ્રથમ એતી પહેલાં જે તેમને વિદેશવિગ્રહનો આગ્રહ હતો તે તમામ છોડી દીધો, અને વ્યાપારવૃદ્ધિ એ પોતાની રાજનીતિનું મુખ્યકેંદ્ર કર્યું. હવેથી તમે જોશો કે અવિગ્રહ મતને થોડો ઘણો પણ અનુસરીજ વ્હીગપક્ષ હમેશાં વર્તે છે, અને વખતે વિદેશવિગ્રહ ઉઠાવે છે તેપણ વ્યાપારવૃદ્ધિનીજ લાલુતાથી રાજ્યલોભની ખાતરજ વિગ્રહ ઉઠાવવો એ વાત હવેથી ટોરીપક્ષનું લક્ષણ થઈ પડ્યું, અને હવે ટોરીપક્ષને પણ કેટલેક અંશે તો વ્યાપારી વર્ગના વિચારને માન આપવું પડેછે.

આ અવિગ્રહ નીતિનો મૂળ પ્રવર્તક રાબર્ટ વાલપોલ નામનો આ સમે જે પ્રધાન થયો તે હતો. પણ એના કારભારનું વર્ણન કરવા પહેલાં દક્ષિણ મહાસાગરનો "પરપોટો" એ નામની જે ઈંગ્લાંડમાં આ સમે શેર સટ્ટાની પેલાઈ ચાલી તેની કાંઇક હકીકત જાણવી જોઇએ.



## आपणा देशनी स्त्रियोनी पूर्वावस्था.

લખનાર—નારાયણ હેમચંદ્ર.

આર્યો ઉત્તર પશ્ચિમથી પંજાબમાં આવીને વસ્યા. વિંધ્યાચળ અને હિમાલય પર્વતની મધ્યેનો દેશ આર્યાવર્તથી વિખ્યાત થયો. ધીરે ધીરે દેશ, ગામ અને નગરમાં વિભક્ત થવાથી રાજ્યરક્ષાને માટે ગામ તથા દેશ અધિકાર કરવામાં નિયુક્ત થયા. રાજા કેટલાક મંત્રી લઈને પ્રત્યેક ગામના, તથા રાજ્યના ઉપર નજર રાખીને કાર્ય કરવા લાગ્યા. જેમ રાજ્યનો વિસ્તાર

થવા લાગ્યો, તેમ ખેતીવાડી અને વેપાર સર્વ જગ્યાપર પ્રકાશિત થયા. રસ્તા વાટ બન્યા અને ગાડી, હોડી તથા વ્હાણથી એક જગ્યાપરની વસ્તુ બીજી જગ્યાપર વેચવા મોકલવા લાગ્યા. અધિકાંશ મનુષ્ય પાર્થિવ કામમાં જીવન ગાળતા હતા. જે આર્યો સરસ્વતીને કિનારે રહેતા હતા તેઓ જ્ઞાન પ્રકાશક થયા. તેઓ કેવળ ઇશ્વર અને આત્માનો વિચાર કરતા હતા. સઘળાના ઘરમાં અગ્નિ પ્રજ્વલિત રહેતો હતો. તેઓ પરિવાર લઇને દરરોજ ત્રણવાર સંસ્કૃત ભાષામાં ઉપાસના કરતા હતા. આ સર્વ ઉપાસના એકત્રિત થઇને ઋગ્વેદ નામથી વિખ્યાત થઇ. ત્યારપછી યજુઃ, સામ અને અથર્વ વેદ રચવામાં આવ્યા. વેદ છંદસ મંત્ર અથવા સંહિતા બ્રાહ્મણની અને સૂત્રની વેદાંગમાં વિભક્તિ છે. બ્રાહ્મણના છેલા ભાગને આરણ્યક કહેછે, કારણ કે તે અરણ્યમાં વંચાતો હતો. વેદના છેલા ભાગને ઉપનિષદ કહે છે, કારણ તે આચાર્યની પાસે બેસીને વાંચવામાં આવતો હતો, યદ્યપિ વેદમાં એક અદ્વિતીય ઇશ્વરની સ્થાપના છે; પરંતુ ઉપનિષદમાં ઇશ્વર અને આત્માનો ઉત્તમરૂપે વિચાર નિદિધ્યાસિત થયો હતો તે સારી પેઠે જણાય છે. ઋગ્વેદ અને યજુર્વેદનો ઉપદેશ આપે છે—એકજ ઇશ્વર છે, તેને જાણી, તેની ઉપાસના કરો. આત્માના અમરત્વના લક્ષણ સંસ્થાપિત છે; પરંતુ જીવનો પુનર્જન્મ, જન્માન્તરનું કંઇજ વર્ણન નથી, પ્હેલાં જાતિ નહોતી, પુરોહિત નહોતા, પ્રકાશ્ય ઉપાસનાની જગ્યા નહોતી, મંદિર નહોતાં, પ્રતિમા (મૂર્તિપૂજા) નહોતી, ગૃહસ્થ પોતાના પરિવારને લઇને ઉપાસના કરતો હતો. જે સર્વ સ્તોત્ર ઉપાસનાની વેળાએ વંચાતા હતા તે કોઇ કોઇ આગળના મનુષ્યના રચેલા બોલતા અથવા તે વેળાએજ સંગીતમાં રચતા. જે કોઇ બંધનમાં સ્ત્રી પુરૂષની અને પરિવારોમાં શુદ્ધ પ્રેમની વૃદ્ધિ થાય, તે બંધનથી એકત્ર ઇશ્વર ઉપાસના કરવી. તેથી સર્વના આત્મા આધ્યાત્મિક શૃખ્ખલમાં બંધાય છે. જંગલી દેશમાં પુરૂષ સ્ત્રિયોને સરખા સમજતા નથી, તેને દાસી જાણીને અથવા ઘરની એક વસ્તુની પેઠે જાણેછે અને તેને પોતાનો હુકમ પાળવાની બળજોરી કરેછે તે જો તેનો હુકમ નહિ માને તો તેને મારેછે અથવા ઘરથી હાંકી મૂકેછે. પ્રાચીનકાળમાં આર્યો સ્ત્રીને સમતુલ્ય અડધું શરીર તથા અડધું જીવન સમજતા હતા. સ્ત્રી સિવાય

ઇશ્વર ઉપાસના, ધર્મ કાર્ય અને પારલૌકિક ધનસંચય ઉત્તમ રીતે થતું નહોતું. ઋગ્વેદના એક મંત્રમાં લખ્યુંછે, "સ્ત્રીજ પુરૂષનું ગૃહ છે, સ્ત્રીજ પુરૂષનું મકાન છે" મનુ પણ કહેછે "સ્ત્રી ગૃહને ઉજ્વલ કરેછે."

પૂર્વે સ્ત્રિયો બે શ્રેણીમાં વિભક્ત હતીઃ-બ્રહ્મવાદિની અને સદ્યોવધૂ. એઓની જનોઈ થતી હતી. બ્રહ્મવાદિનિયો પતિગ્રહણ કરતી નહોતી. ગરૂડ પુરાણમાં લખ્યું છે કે મિના અને વૈતરણી નામની બે બ્રહ્મવાદિની નારી હતી. હરિવંશમાં લખ્યું છે કે વરૂણાની એક તપઃશાળિની કન્યા હતી. મહાભારતમાં જોવામાં આવેછે કે મહાત્મા આસુરિ આત્મજ્ઞાન મેળવવાને માટે કપિલની શિષ્ય થયાથી શાવરીના વિષયનું ઘણું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. કપિલા નામની એક બ્રાહ્મણી તેની સહ-ધર્મિણી હતી. પ્રિય શિષ્ય પંચશિખે ઉપલી કપિલાની પાસેથી બ્રહ્મનિષ્ઠ બુદ્ધિ મેળવી હતી.

મિથિલાધિપતિ જનક બ્રહ્મજ્ઞાનાનુશીલનને માટે પુષ્કળ તત્વજ્ઞ મનુષ્યોને બોલાવ્યા હતા. ત્યાં ગાર્ગી નામની એક તત્વજ્ઞ આવીને યાજ્ઞવલ્ક્યની સાથે ઘણો તર્ક વિતર્ક કર્યો હતો. મહાભારતમાં લખ્યુંછે કે સલભા નામની એક સ્ત્રી દર્શનશાસ્ત્ર ઉત્તમ રીતે જાણતી હતી. તેણે પુષ્કળ દેશ ભ્રમણ કર્યાં હતા અને આધ્યાત્મિક જ્ઞાનના વિષયમાં પોતાના અભિપ્રાય જણાવ્યા છે. બ્રહ્મવાદિનિયો જ્ઞાનાનુશીલનને ત્યાગ કરીને ધ્યાનમાં લાગતી હતી. ધ્યાનકાંડ જ્ઞાનકાંડની અંતની અવસ્થા છે. રઘુવંશમાં એક બ્રહ્મવાદિનું વર્ણન છે. "આ સુતીક્ષ્ણ નામની શાંત ચરિત્રવાળી બીજી એક તપસ્વિની ઈંધન પ્રજ્વલિત હુતાશનની વચમાં અને સૂર્ય તરફ મ્હો રાખીને તપોનુષ્ઠાન કરે છે." આરણ્યકાંડમાં લખ્યું "ચીરધારિણી જટિલા તાપસી શબરી" રામદર્શનને માટે અગ્નિમાં પ્રવેશ કરીને પોતાના વિદ્યુતના* જેના દેહની પ્રભાથી ચારે બાજુએ ઉજ્વલ કરીને પોતાના તપઃપ્રભાવથી જે જગ્યા પર તે સુકૃતાત્મા મુનિયો રહેતા હતા, તે તે પુણ્યસ્થાનમાં ગઈ."

અદ્યપિ બ્રહ્મવાદિનિયો ઇશ્વર અને આત્મજ્ઞાનાનુશીલનમાં મગ્ન રહેતી હતી, તથાપિ સદ્યોવધૂઓ પતિગ્રહણ કર્યા છતાં પણ ઉપલા જ્ઞાનની

*વિદ્યુતના પેઠે સૂક્ષ્મ શરીર જે ઉપનિષદ અને દર્શનશાસ્ત્રમાં વર્ણિત છે.

અંદર વિખ્યાત થઈ હતી. અત્રિવંશમાં બે સ્ત્રિયોએ ઋગ્વેદના કેટલાક સ્તોત્ર રચ્યા છે. ઉત્તર રામચરિત્રમાં પણ લખવામાં આવ્યુંછે કે અત્રિમુનિની સ્ત્રી આત્રેયી રસ્તામાંથી આવતી હતી, ત્યારે એક મુસાફરે પૂછ્યું કે આપ ક્યાં જાઓછો? મુનિપત્નીએ ઉત્તર આપ્યો કે હું વાલ્મિકની પાસે અધ્યયન કરીને અગસ્ત્યના આશ્રમમાં વેદનું અધ્યયન કરવા ગઈ હતી, ત્યાં પુષ્કળ તત્વજ્ઞાની ઋષિયો રહે છે. યાજ્ઞવલ્ક્યની સ્ત્રી મૈત્રેયીએ અતિ ઉચ્ચતા મેળવી હતી. તેણે સ્વામીની પાસેથી તત્વજ્ઞાનનો ઉપદેશ મેળવ્યો હતો. ઇશ્વર વિષયના જે સર્વ પ્રશ્ન સ્વામીને તેણે પૂછ્યા હતા તે ઋગ્વેદમાં પ્રકાશિત થયા છે.

સદ્યોવધૂઓ ઉત્તમ પ્રકારે શીખેલી હતી, તેઓનું શિક્ષણ ઇશ્વર અને આત્મા સંબંધીનું હતું, અને તેઓનો પારલૌકિક ઉન્નતિના જીવનનો ઉદ્દેશ હતો એવી શીખેલી કેટલીક આધ્યાત્મિક સદ્યોવધૂનું ટૂંકામાં વિવરણ આપવામાં આવે છે.

શ્રીમદ્ ભાગવતમાં કર્દમ મુનિની સ્ત્રી દેવહૂતિએ સ્વામીની વનગમનની ખબર સાંભળીને બોલી "આપ પ્રવ્રજ્યાને વાસ્તે જાઓ છો. હું કોની પાસેથી જ્ઞાન મેળવું? મ્હારા જ્ઞાનોપદેશને માટે કોઇને રાખી જવાની આજ્ઞા કરો."

પછી દેવહૂતિને પેટે કપિલનો જન્મ થયો. કપિલે તપોબળથી "નિરહંકાર અર્થાત્ દેહાદિમાં અહંબુદ્ધિશૂન્ય અને અવ્યભિચારિણી ભક્તિના દ્વારા" બ્રહ્મને મેળવ્યો હતો. દેવહૂતિ પુત્રની પાસે આવીને તત્વજ્ઞાની વિષય પ્રાપ્ત કર્યા. કપિલે કહ્યું "મ્હારા અભિપ્રાયથી આત્મનિષ્ઠ યોગ પુરૂષનાં નિઃશ્રેયસનું કારણ છે, કેમકે તેનાથીજ સુખ તથા દુઃખની ઉપરતિ થાય છે. ચિત્તજ જીવનનું બંધન અને મુક્તિનું કારણ છે, ચિત્ત વિષયમાં આસક્ત થવાથી જીવનું બંધન અને પરમેશ્વરમાં સંલગ્ન થવાથી તેની મુક્તિ થાય છે." કપિલનો ઉપદેશ જ્ઞાનપ્રદ છે. ત્રીજા સ્કંધમાં આવો ઉપદેશ વિસ્તારથી વર્ણવેલો છે.

શાંતાનો વિવાહ ઋષ્યશૃંગની સાથે થયો હતો. અંતરની ઉચ્ચતા અને સૌન્દર્યમાં તે અતુલ્ય હતી.

કેશિનાએ સાગરની સાથે વિવાહ કર્યો હતો. ઇશ્વરના ઉપર ભક્તિ અને સત્યાનુરાગમાં તે વિખ્યાત હતી.

સતિ બાલ્યકાળની યોગાભ્યાસ અને તપસ્યા કરતી હતી. પતિ નિંદા સાંભળીને યોગબળથી પોતાના શરીરને ત્યાગ્યું હતું.

અત્રિમુનિની વનિતા અનસૂયા ઘણાક શાસ્ત્રને જાણતી હતી અને બીજાને ઉપદેશ આપતી ફરતી હતી. સીતાની સાથે તેની જે વાતચીત થઈ છે તે આરણ્યકાંડમાં લખેલી છે.

કૌશલ્યા દશરથના દ્વારા રામાયણમાં આવી રીતે વર્ણિતછે "તે પ્રિયવાદિની મ્હારી સેવાની વખતે દાસની પેઠે, રહસ્યાલાપમાં સખીની પેઠે, ધર્માચરણમાં ભાર્યાની પેઠે, સત્પરામર્શ આપવામાં ભગિનીની પેઠે, ભોજનની વખતે જનનીની પેઠે વ્યવહાર કરે છે.

સીતા કેવળ શરીર ધારણ કરતી હતી, તે સંપૂર્ણ આધ્યાત્મિક હતી. તેનો આધ્યાત્મિક વિચાર પિતૃઘરમાંથી થયો હતો. તે કહેછે "સંયતચિત્ત મુનિયો, જે સર્વ કલેશ ભોગવે છે તેનું પણ મે કૌમારકાળમાં પિતૃભવનમાં એક સાધુશીલ ભિક્ષુકને મહોડે સાંભળ્યું છે. શાસ્ત્રકારો કહેછે કે પતિજ નારીઓનો દેવતાછે, જે નારી છાયાની પેઠે સર્વદા ભર્તાનું અનુસરણ કરેછે તે આ લોકમાં અને પરલોકમાં સ્વામીની સંગિની થઇને સુખમાં કાળ ગાળે છે. મેં વિવાહની વખતે સ્વામીના હાથમાં જીવન સમર્પણ કર્યું છે, તેથી તેના હિતને માટે વગર હરકતે પ્રાણ ત્યાગ કરી સકીશ" વનવાસની વેળાએ રામચંદ્રે સીતાને ઘેર મૂકી જવાની ઇચ્છા કરી હતી, પરંતુ સીતાએ કહ્યું "હું જો તમને છોડીશ તો હું સ્વર્ગને છોડીશ. દંડકારણ્યમાં તે જે બોલી હતી, તે વાંચ્યાથી કોણ સાનંદાશ્ચર્ય નહિ થાય? જે સર્વ જીવ સમાહિત અને શાંત અવસ્થાને પામે છે, તેઓને માર્યાથી તથા અપમાનિત કર્યાથી પણ અંતરની શીલતાથી ચ્યુત થતા નથી. બ્રહ્મવાદિનિયોનો બ્રહ્મલક્ષ્ય અને બ્રહ્મ લાભને માટે તપોબળથી, તપથી જીવનને નિર્વાણ કરવું એજ તેઓની સાધના હતી. સદ્યોવધૂઓ પતિગ્રહણ કરીને પોતાનો શુદ્ધ પ્રેમ પતિને અર્પણ કરીને પરલોકની ઉન્નતિ સાધન કરતી હતી.

સીતી અસતી થઇ છે એ જનરવ જ્યારે ઘોષણાં થવા લાગ્યો, ત્યારે રામચંદ્ર પોતાના રાજ્યના ભલાને માટે સીતાની સાથે હવે સહવાસ નહિં કરી સક્યાથી તેને વનવાસ આપ્યો.આની મર્મવેદના થવા છતાં સીતાની પ્રીતિ રામચંદ્રના ઉપરે જેવી આગળ હતી તેમાં કંઈ પણ ઓછાપણું આવ્યું નહિં.

સાવિત્રીનો આધ્યાત્મિક ભાવ કંઈ અલ્પ નહોતો. સત્યવાનને વનમાં જોઇને મનમાં વરી. તે એક વર્ષની અંદર મરશે એ વાત નારદના મ્હોડે સાંભળ્યા છતાં પણ, પિતા માતાની નિવારિત થયા છતાં પણ, તેની સાથે વિવાહ કરતાં નિવૃત થઈ નહિં. જ્યારે તે સાસરે ગઈ ત્યારે તેઓની દુરવસ્થા જોઇને પોતાના અલંકારાદિ પરિત્યાગ કરીને, સસરા અને સાસુની પેઠે વલ્કલ ધારણ કર્યાં. આ સર્વ કાર્યથી સ્પષ્ટ જણાયછે કે જેઓ આત્મસ્થ હોય છે, તેઓ નશ્વર વસ્તુ તથા ભાવથી અતીત હોય છે—

દમયંતી પણ પતિ પરાયણ હતી. સર્વ કામના પતિમાં પર્યવસાત કરીને પતિમાં મગ્ન થઇને આત્મલાભ સાધન કરતી હતી.

પતિ ગમે તો હોય અથવા પતિ શમેતો વિયોગ થયો હોય, સાકાર અથવા નિરાકાર પતિ અવલંબન કરીને પૂર્વકાળની સ્ત્રિયો આત્માને ઉદ્દીપન કરતી હતી. દમયંતી ઘણા ક્લેશમાં પડી હતી. અરણ્યમાં પતિથી પરિત્યકતા—અર્દ્ધ વસ્ત્ર પરિધાન! તથાપિ પતિને એક પળ પણ નહિં ભૂલતાં ઘણા દુર્ગમ સ્થાનમાં ફરીને પાછી પતિને મળી હતી.

શકુન્તલાને ઉત્તમ કેળવણી મળી હતી. તેનો પાળક પિતા કહેછે કે "કન્યા કરજના જેવી છે—ઉત્કૃષ્ટ દુર્મૂલ્યરત્ન છે—પિતાનુંજ તે ગચ્છિદ્રન છે." રાજા દુર્યંત કણ્વ આશ્રમમાં શકુંતલાને વિવાહ કરીને પોતાના રાજ્યમાં ગયો, ત્યાર પછી શકુન્તલાને એક પુત્રનો જન્મ થયો. તે પુત્રને સાથે લઇને રાજાની સભામાં જઇને બોલી—"રાજન! હું તમારી પત્નિછું, અને આ બાળક તમારો પુત્ર છે.." રાજાએ તેની વાત ઉપર વિશ્વાસ કર્યો નહિં. ત્યારે શકુન્તલા બોલી રાજન! ભાર્યા ધર્મકાર્યમાં પિતા સ્વરૂપ છે—આર્ત મનુષ્યની જનની સ્વરૂપ છે, અને મુસાફરના વિશ્રામ જેવીછે અને સત્ય પરમબ્રહ્મ છે. સત્ય પ્રતિજ્ઞા પ્રતિપાલન કરવી એ પરમોત્કૃષ્ટ

ધર્મ છે. એટલા માટે તમે સત્ય પરિત્યાગ કરશો નહિં."

ગાંધારી પોતાના સ્વામીના અંધાપાને માટે પોતાની આંખ્યને બંધ કરી રાખતી હતી. કુરૂક્ષેત્રની લડાઇની પ્હેલાં પોતાના સ્વામીની પાસે પુત્રોના અધર્મ આચરણનું વર્ણન કરીને બોલી હતી કે "ધર્મનો જય થાયછે, અધર્મનો કદી જય થતો નથી."

કુન્તીના મનનો ભાવ કેવી રીતનો હતો, તે તેના ઉપદેશથી જાણવામાં આવે છે. દ્રૌપદી જ્યારે વનમાં જતી હતી, ત્યારે તેણે દ્રૌપદીને કહ્યું—"દુ:ખ આવ્યું છે. તેથી શોક કરીશ નહિ. તમે સ્ત્રીધર્મને જાણનારી, સુશીલા, સાધ્વી અને સદાચારવતી છો; તમારા ગુણથી બંને કુળ અલંકૃત થયું છે; એટલા માટે સ્વામીના પ્રતિ કેવો વ્યવહાર કરવો જોઇએ, તે વિષયનો તમને ઉપદેશ આપવાની જરૂર નથી. હે અનઘે! કૌરવો પરમ ભાગ્યવાન છે, કારણ કે તમારા કોપાનલથી તેઓ દગ્ધ થયા નથી. વત્સ! હું સર્વદા તમારૂં શુભાનુધ્યાન કરૂંછું. તમે ખુશીથી જાઓ.

ઉદ્યોગ પર્વમાં કુન્તીએ શ્રીકૃષ્ણને કહ્યું છે કે "લોકો સત્સ્વભાવથી જેવી રીતે માન્ય થઈ સકે છે, તેવી રીતે ધન તથા વિદ્યાથી માન્ય થઈ સકતા નથી."

વીર પુરૂષની કન્યા વીર-ભાવ દેખાડે છે. કુન્તીએ કહ્યું હતું—"હે કેશવ! તમે વૃકોદર અને ધનંજયને કહેજો કે ક્ષત્રિય કન્યા જેને માટે ગર્ભ ધારણ કરેછે, તેનો સમય પાસે આવ્યો છે; એટલા માટે જો તમે આ વખતે વિપરીતાચરણ કરશો તો તેથી ઘણા ધિક્કારને પાત્ર થશો. તમો નૃશંસના જેવું કાર્ય કરશો તો હું તમોને હમેશાને માટે પરિત્યાગ કરીશ; વખતે પ્રાણ સુધાં પરિત્યાગ કરવો પડે તો ડરવું નહિ." તેનો આધ્યાત્મિક ભાવ નીચલા ઉપદેશથી પ્રકાશ થાયછે.—"મેં પુત્રોનું નિર્વાસન, પ્રવ્રજ્યા, અજ્ઞાનવાસ અને રાજ્યાપહરણ વગેરે નાનાવિધ દુ:ખથી અનુભવ મેળવ્યો છે. દુર્યોધને મને અને મારા છોકરાને ચઉદ વર્ષસુધી અપમાન કર્યું છે, તેના કરતાં દુ:ખનો વિષય બીજો કયો હોય? પરંતુ આવું કહેવાય છે કે દુ:ખ ભોગવવાથી પાપનો ક્ષય થાયછે, પછી પુણ્યનું ફલ સુખ ભોગવાયછે. એટલા માટે હમે હમણાં દુ:ખ ભોગવીને પાપનો ક્ષય કરિયે છિયે; ત્યારપછી સુખ ભોગવશું, તેમાં સંદેહ નથી."

દ્રૌપદીએ બાલ્યકાળથી પિતાના ખોળેથી આચાર્યની પાસેથી ઉપદેશ ગ્રહણ કરતી હતી તે શિક્ષણ વિષયે મહાભારતમાં આવું વર્ણન છે—"ત્યારપછી દ્રુપદ રાજા આલેખ્ય રચના અને શિલ્પકાર્ય વગેરે સઘળા વિષયમાં કન્યાને યત્ન પૂર્વક શિક્ષણ આપવા લાગ્યો. પછી દ્રુપદ મહિષી. પુત્રની પેઠે કન્યાનું લગ્ન કરવાને માટે દ્રુપદ રાજાને વિનંતિ કરી." પાંડવોને વિવાહ કરીને તે ઇન્દ્રપ્રસ્થમાં રહીને ઘણાક કાર્યમાં લાગી રહેલી હતી—અભ્યાગત અતિથિ અને દાસ દાસીઓને ભોજન તથા પોશાક વિષયમાં તત્વ કરતી ગૌશાળા અને મેષશાળા પોતે જોતી. કોષ તેના હાથમાં હતો, અને આવક જાવકનું સઘળું કામ તે કરતી. જે કાર્યનો ભાર લેતી હતી તે અતિ વિનીત અને શાંત ભાવથી કરતી હતી. તે કહેતી કે, જીવનિષ્કામ નહિ હોય તો મુક્તિ મેળવી સકતો નથી. જ્યારે તે વનમાં હતી ત્યારે સત્યભામાની સાથે પતિ વશીકરણની વાતચીત થઈ હતી. ત્યારે દ્રૌપદીએ કહ્યું-હું કામ, ક્રોધ અને અહંકારને છોડીને હમેશાં પાંડવો અને તેઓની બીજી સ્ત્રિયોની સેવા ચાકરી કરૂંછું. અભિમાનને છોડીને પ્રણય પ્રકાશ કરીને એકાગ્ર મનની પતિયોના ચિત્તાનુવર્તન કરૂંછું. હું દરરોજ સારી પેઠે ઘરને સ્વચ્છ, ઘરને લીપુંછું, રસોઈ, વખતસર ભોજન આપુંછું. અને સાવચેતથી ધાન્યની રક્ષા કરૂંછું. દુષ્ટ સ્ત્રીની સાથે કદી પણ સહવાસ કરતી નથી, તિરસ્કાર ભરેલાં વાક્ય મોંએ લાવી નથી; સર્વના પ્રતિ અનુકૂળ અને આળસ્યશૂન્ય થઇને કાળ ગાળુંછું. પરિહાસના વખત શિવાય હસવું અને દરવાજા ઉપર અથવા ગંધકી ભરેલી જગ્યામાં અથવા ગૃહો પવનમાં હમેશાં રહેતિ અતિ હસવું અને અતિરોષ પરિત્યાગ કરીને સત્યમાં નિરત થઇને નિરંતર ભર્તારોની સેવા કરીને એક પળ પણ સુખી રહેતી નથી. સ્વામી કોઈ આત્મીયને માટે પ્રોષિત થયાથી પુષ્પ અને અનુલેપન પરિત્યાગ કરીને વ્રતાનુષ્ઠાન કરૂંછું. ઉપદેશાનુસારે અલંકૃત અને પ્રયત થઇને સ્વામીના હિતાનુષ્ઠાન કરતી રહુંછું.

સુભદ્રાએ અર્જુનની સાથે વિવાહ કર્યો હતો, અભિમન્યુએ લડાઇમાં પ્રાણ ત્યાગ કર્યો હતો તેથી તેણે જે વિલાપ કર્યો હતો, તેમાં તેનો પારલૌકિક ઉચ્ચભાવ પ્રકાશ થાયછે. "સંયતવ્રત મુનિયો બ્રહ્મચર્યની અને પુરુષો એક માત્ર પત્ની પરિગ્રહથી જે ગતિ મેળવે છે, તે ગતિ તમે મેળવો,

ભૂપાલો સદાચાર, ચાર વર્ણના મનુષ્યો પુણ્ય અને પુણ્યવાનનું પુણ્યતા સુ-
રક્ષણની જે સનાતન ગતિ મેળવેછે, તે ગતિ તમે મેળવો.

જેઓ ગરીબ ઉપર દયા દેખાડેછે, જેઓ સત્ય સંવિભાગ કરેછે, જેઓ પિશુનતાથી નિવૃત્ત થાયછે, જેઓ સર્વદા યજ્ઞાનુષ્ટાન, ધર્માનુશીલન અને ગુરૂસેવામાં લાગેલા છે, અતિથિયો જેની પાસેથી વિમુખ યતા નથી, જેઓ ઘણા કષ્ટમાં પડ્યા છતાં અને પુત્રશોકાગ્નિમાં દગ્ધ થવા છતાં પોતાને ધીરજથી રક્ષા કરેછે, જેઓ સર્વદા માબાપની સેવામાં લાગેલા હોયછે અને પોતાની પત્નીમાં નિરત હોયછે, જેઓ મત્સર વગરના થઈને સર્વ આકરોના પ્રતિ સમદૃષ્ટિ રાખેછે, સર્વ શાસ્ત્રજ્ઞ, જ્ઞાનતૃપ્ત, જિતેન્દ્રિય સાધુઓને ગતિ મળે, તમારી પણ તે ગતિ મળો."

ભીષ્મક રાજાની કુંવરી રૂકમણીએ શ્રીકૃષ્ણને આવો પત્ર લખ્યો હતો. "હે નરશ્રેષ્ટ! કુલશીળરૂપ વિદ્યાવય ધનસંપતિ અને પ્રભાવથી ઉપમા રહિત અને નરલોકના મનોભિરામ તમે છો, તમને કઈ કુલવતી, ગુણવતી, બુદ્ધિમતી, કન્યા વિવાહ કરીને પતિત્વમાં મુકરર કરવાની અભિલાષ નહિ કરે! એટલા માટે મારામાં દોષની શંકા શું? હે વિભો! તે કારણથી મેં તમને નિશ્ચય પતિત્વમાં મુકરર કર્યા છે અને હું પોતે તમને અર્પણ કરૂંછું, એટલા માટે તમે અહિ આવીને મને પત્ની સ્વીકારો. હે અંબુજાક્ષ! તમે વીર, હું તમારી વસ્તુછું; ચેદિરાજ મને સ્પર્શ નહિ કરે એટલા માટે જલદી આવીને તેથી છોડવો. મેંતો પૂર્વ જન્મમાં પૂર્ત કર્મ અથવા અગ્નિ હોત્રાદિ યજ્ઞ અથવા પર્વણાદિ દાન તથા તીર્થ પર્યટનાદિ તથા નિયમ વ્રતાદિ કિંવા દેવ વિપ્ર, ગુરૂ અર્ચનાદિથી હમેશાં પરમેશ્વરની આરાધના કરી હોય તો શ્રીકૃષ્ણ આવીને મારૂં પાણિગ્રહણ કરો, દમઘોષ પુત્ર વગેરે બીજા માણસ મારૂં પાણિગ્રહણ નહિ કરો. હે અજિત! કાલે લગ્નનો દિવસ છે, એટલા માટે તમે બધી રીતે વિદર્ભમાં આવીને સેનાને ઘેરી લઈને ચેદિરાજ અને મગધ રાજાનું બળને નિર્મંથન કરો. એકદમ વીર્ય સ્વરૂપ શુલ્કથી બ્રાહ્મક્રિયાએ મને લગ્ન કરો. જો કહો કે તું અન્તઃપુરમાં છે, એટલા માટે તમારા બંધુઓને નહિ મારી નાખ્યાથી તને કેવી રીતે લગ્ન કરૂં, તેનો જવાબ આપુંછું કે લગ્નની પેહેલાં મોટી કુળદેવની યાત્રા થાયછે, જે યાત્રામાં

નવવધૂને નગરની બહાર અંબિકાના મંદિરમાં જવું પડેછે, એટલા માટે અંબિકાના મંદિરમાંથી મને હરણ કરવું ઘણું સહેલ થશે.

આર્યજાતીય મહિલાઓના પૂર્વ વૃતાંત વાંચ્યાથી સ્પષ્ટ જણાશે કે, તેઓની શિક્ષા, આચાર અને વ્યવહાર અધ્યાત્મિક હતા—તેઓ જે કંઈ શીખતી હતી અને કરતી તે ઇશ્વર અને પરલોક ઉપર નજર રાખીને કરતી હતી. એ મૂર્તિપૂજાથી અથવા નિરાકાર રીતથી થઇ શકેછે; પરંતુ અંતર અભ્યાસનુકૂલ લાભ જરૂર મળતો. એવો અભ્યાસ ઘણા કાળથી થવાથી સ્ત્રિયોના હૃદયમાં નિષ્કામ ધર્માનુષ્ટાન કરવું એ બદ્ધમૂળ થયું હતું.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ આ સર્વે અશ્રેષ્ટ વિદ્યા છે, જેનાથી અવિનાશી પરબ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થાય તેજ શ્રેષ્ટ વિદ્યા છે." ગાર્ગીનો આ ઉપદેશ છે. "येनाहं नामृता स्यां किमहं तेनकुर्य्यां" જેનાથી અમૃત તત્વ નહિ મેળવી શકું તેને લઇને શું કરૂં ? ઉપલી વેદ પ્રેરણા અને ઉપદેશ આર્ય મહિલાના હૃદયમાં મુદ્રાંકિત થયો હતો. બાહ્ય આડંબરીય તથા અનુકરણીય શિક્ષા તેઓના ચિત્તમાં વિતૃષ્ણારૂપ પ્રવેશ કરતી અને અનાદર પૂર્વક ગૃહીત થતી જે ઉપદેશ ઐહિક અને પારમાર્થિક મંગળજનક નહિં થાય, જે ઉપદેશમાં અને અભ્યાસમાં આત્માની શાંત પ્રકૃતિ ઉદ્દીપન કરે નહિ-તે ઉપદેશ અને અભ્યાસ હિંદુ મહિલાના હૃદયમાં સ્વામી થતો નહોતો. જેવો સ્રોત પ્રવાહિત થતો આવે છે અને અંતર જેવી રીતે આધ્યત્મિક જળથી ધોવાય છે તેવી રીતે ઉપદેશ નહિં આપ્યાથી કદી પણ ગૃહીત થતો નહોતો.



## પ્રભુપ્રાર્થના.

(છંદ ત્રોટક.)

અવિનાશિ તમે અઘઓઘ હરી, કરિ સર્વ પિડા જગમાંથી પરી;<br>
પરિપૂરણ પ્રેમ પ્રસાદિ દિઓ, દિનનીશ કૃપા દૃષ્ટેજ જુઓ—૧

પ્રભુ પાપ અપાર કર્યાંજ અમે, ગુણકર્મ વિચાર ધર્યા ન મને;
વિસરી નિજ ધર્મ પ્રપંચી થઈ, પરલોક વિચાર કર્યો ન કંઈ—૨
સુત મિત્ર કલત્ર પવિત્ર ગણી, રહિ લેહ હમેશજ તેહ તણી;
ગુરૂ માત પિતાની ન વાત ન ગમે, દિન રાત કુતર્ક અપાર દમે—૩
મન કંચન કામિનીમાંજ રહ્યું, મળવા થકી સાર્થક સર્વ થયું!
વળિ લોભ સુકીર્તિ તણો અતિશે, સુચરિત્ર રચ્યા નહિ દિનનિશે—૪
મદમાં મદી છેક છકેલ થઈ, સુવિચાર રુચિર ધર્યાંજ નહિ;
જનરંકની દાદ સુણી ન જરા, જર જોબન એ ડુખનાજ ઝરા—૫
તુજ નામ અરે સુખકારિ સદા, પણ ત્રાસ વિના ન ગવાય કદા;
નિજ સુખપડે સહુ માનિ સુખી, પરપીડથી લેશ થયો ન દુખી—૬
અાચરી ન પઈ પરમાર્થ વિષે, હરિ શી ગતિ મારી અચીત થશે;
ભણિ અલ્પ અતિશય ડોળ કર્યાં, છળ તે સઘળા ક્યમ રેજ ભર્યા?—૭
હરિ એ વણ છે અપરાધ ઘણા, દુષ્કૃત્ય અસત્ય વિષે ન મણા;
કરિ સર્વ ક્ષમા ઝટ તારિ લીઓ, શરણાગત જાણિ અચાવિ દિઓ—૮
ફરિ ફેલ કુફંદ વિષે ન પડું, તુજ શુદ્ધ સુમાર્ગ વિષે વિચરૂં;
સહુથી ગણિ ધર્મ અધિક હદે, રહું નિત્ય સુનીતિ તણીજ હદે—૯
જગપાળક આ નબળી વિનતી, લઈ લક્ષ હરો સઘળી કુમતિ;
ગુણગાન હરીરસ પાન કરૂં, પ્રભુ આપ પ્રતાપથી કાં-ન તરૂં!—૧૦

કહાનજી ધર્મસિંહ.
અંબાળિયાકર.

---

## શબ્દાર્થ ભેદ.

### નાખવું, ફેંકવું અને ઉશેટવું.

કોઈ વસ્તુ ઝડપથી જાય એવા જોરથી નાખવી તેને ફેંકવું કહેછે. નાખવું એ કેટલીએક વખત ફેંકવાને માટે વપરાયછે, કેટલીએક વખત નીચે ખાડામાં કે ભોંય ઉપર પડે તેમ કરવાને માટે વપરાય છે; તેમજ કેટલીએક વખત એક ચીજ ઉપર બીજી ચીજ ઉઠાવીને મૂકવાને માટે

વપરાયછે. ઉશેટવું એ શબ્દ કંટાળાથી કે ધિક્કારથી નાખ્વું એને માટે વપરાય છે, એ સિવાય એ બે શબ્દોમાં વધારે તફાવત હોય એમ જણાતું નથી. ફેંકવામાં જેટલું બળ વપરાય છે તે કરતાં નાખવામાં ઓછું બળ વપરાય છે. ઘણાં જોરથી કોઈ છોકરો કાતર કે પથરો નાખે તો તે ફેંક્યો એમ કહેવાય. કુવા ઉપર ચડી છોકરાં તેમાં કાંકરા કે પથરા પડતાં મુકતા હોય તો તે નાખેછે એમ કહેવાય; પણ જોરથી કુવામાં નાખતા હોય તો ફેંકેછે એમ કહેવાય. નાખ્વું એ શબ્દ કૃદંતની સાથે ક્રિયાની પૂર્ણતા બતાવવાને માટે વપરાયછે પણ ફેંકવું અને ઉશેટવું એ શબ્દો તેવી રીતે વપરાતા નથી.

દાખલા.

એવું કહી ત્રણ બાણ ત્યાં મૂકિયાં, છબીલે છેદ્યાં તતકાળ;
દેખી પાંચ ફેંક્યાં બીજાં પાપીએ, તેપણ ભાગ્યાં ગોપાળ. જે. જે.

દયારામ.

જીવણરામ એક દહાડો પાંચ વાગે નિશાળેથી આવ્યો તેવાજ એક ખૂણે પોતાનું દફતર ફેંકી તોબરા જેવું મોં કરી બડબડતો બેઠો.

પાંચમી ચોપડી. ૧

એમ વિચારી હનુમંત, તરશાખા નાખી બળવંત.

ગી. રામાયણ. ૧૭૩

ઘણું રૂદન કરતી કામની, તેણે દીઠા મને આંહે;
ત્યારે ચોરે પદરે બાંધી ભુષણ, નાંખીયાં ગીરી માંહે.

ગી. રામાયણ. ૧૭૭

હરી ઇચ્છા હનુમાન પધાર્યા, એક ક્ષુધા ભરમાં;
આવી અચાનક ફળ ભક્ષી તરૂ; ફેંક્યાં સાગરમાં.

દયારામ. ૧૫૪

ઉછેરિને ન ઉશેટિયે હો બહુચરી, કોઈ પ્રજા હોય પેટ;
વિષમ વેળામાં વેઢિયે હો બહુચરી, માનહિ છૂટો નેટ.

વલ્લભભટ. ૨૪૮

### રેહેવું, વસવું.

કાયમ મુકામ કરી કોઈ સ્થળમાં રેહેવું એને વસવું કહેછે. રેહેવું એ શબ્દ કાયમ કે હંગામી મુકામ કરી એક સ્થળમાં સ્થિતિ કરી હોય તેને માટે વપરાયછે. અમુક કામને પ્રસંગે અમુક વખત સુધી એક જગાએ મુકામ રાખવાનો હોય તેને માટે વસવું એ શબ્દ વપરાતો નથી, પણ રેહેવું એ શબ્દ તેવે પ્રસંગે વપરાય છે.

#### દાખલા.

તણાઈ જાશે અમારાં ધામ, ત્યારે રહીશું અમો કોણ ઠામ.
ગી. રામાયણ. ૩૭૯

અષ્ટ મહા સિદ્ધ નવનિધ સહિત, ભોગવે રૂડા ભોગ;
વસે પછે વેકુંઠમાં, શિવ સેવક સંજોગ.
શિવપુરાણ. પાંનું ૧૪૪

જાણ્યું બળ વાળીના ભયથી, વસ્યા હતા વનમાં;
કુંભકરણ ગળી ગયો હતો, (તે) વિચારી હ્યો મનમાં.
દયારામ.

### છબી અને ચિત્ર.

કોઈ દેવ અથવા માણસની આકૃતિ હાથથી કે યંત્ર છાપથી કાગળ, પથ્થર, વિગેરે પદાર્થ ઉપર કાહાડેલી કે પાડેલી હોય તેને છબી કહેછે. ચિત્ર એ ઘણું કરીને માણસ અને દેવ તમજ બીજી વસ્તુઓની આકૃતિ કોઈ પદાર્થ ઉપર કાહાડી કે પાડી હોય તેને કહેછે. ચિત્રમાં ઘણું કરીને રંગ પૂરેલો હોય છે. છબી કેટલીએક વખત સાદી અને કેટલીએક વખત રંગ પુરેલી હોય છે. છબી ઘણું કરીને જુદા જુદા પદાર્થ ઉપર હોય છે. જ્યારે તેઓ સળંગ ભીંત કે કાગળ ઉપર હોય ત્યારે તે ઘણું કરીને ચિત્ર કહેવાયછે. ઝાડ, પક્ષી વિગેરે વસ્તુઓની આકૃતિ જેની ગણના દેવ અથવા માણસમાં થઈ શકતી ના હોય તેને ચિત્ર કહેછે, છબી કહેતા નથી. કેટલીએક વખત આ બે શબ્દો એક બીજાની જગાએ વપરાયેલા માલમ પડેછે: ચિત્ર એ શબ્દ સામાન્ય જણાયછે. છબી એ વિશેષ જણાયછે.

દાખલા.

તેની અદાલતમાં ધનસાંકનું જે ચિત્ર કાઢેલું હતુ તે આંધળું નહતું.

કરણઘેલો. ૮૨

પછી ચિતારાએ એક ઘણી રૂપાળી સ્ત્રીનું ચિત્ર રાજાને બતાવી તેનું રૂપ વર્ણવ્યું.

કરણઘેલો. ૧૯

નાના વિધ ચિત્ર ચીતરીયાં, જાણે દેવ વૃંદ ઉતરીયાં.

પ્રેમાનંદ. ૨૪૮

મથુરામાં પેંડા મળે, જુઓ ચિત્ર જયપુર;
ઘોડા તો કછી ઘણા, પ્રેમ પમાડે ઉર.

દલપતરામ.

એમાં ખ્રિસ્તી તથા તેની મા નામે મેરીઆમની કેટલીએક સુંદર મૂર્ત્તિઓ તથા શોહામણી છબીઓ છે.

ઇંગ્લાંડની મુસાફરી. મહિપતરામ ૮

ચૈતનમય ચિત્ર રૂડાં ચળકે, ઝાઝાં મણી માણેક માંહી ઝળકે;
નદીઓનાં નિર્મળ જળ ખળકે, ગુચ્પો

દલપતરામ.

(એક મિત્ર)



## सरकारी जाहेर खबर.

રાવસાહેબ ગણપતરામ અનુપરામ ત્રિવેદી કૃત "મીઠી મીઠી વાતો" એ નામનું ગૂજરાતી પુસ્તક ગૂજરાતી કન્યા શાળાઓમાં વાપરવાને માટે મંજુર થયું છે.

મુ. ભાવનગર. (સહી.) ડી. ઈ. ઓમી.
૨૨મી ડીસેંબર ૧૮૮૯ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર પ્રાંત.

---

સાનંદ્રા તાલુકે કાસરા જિલ્લે ખેડાની નિશાળના મહેતાજી રેવાશંકર જગજિવનને કેટલાક મહીના સુધી માસિક સરાસરી હાજરી ખોટી પૂરેલી હમણાં માલમ પડી છે, એને બરતર્ફ કર્યા છે,

ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો અને તેમના આસિસ્ટંટોએ હાજરી પત્રકો હવેથી વધારે સંભાળ લઈ તપાસવાં કે આવા જૂઠા આંકડા આપ્યા જાય નહિ.

મુ. રાજકોટ. ( સહી. ) ડી. ઈ. ગીમી.
તા. ૧૮મી જાનેવારી ૧૮૮૭ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર પ્રાંત.

---

ડિરેક્ટર આવ પબ્લિક ઇસ્ટ્રક્શન સાહેબની મંજુરીથી નીચે જણેલી ચોપડીઓ સને ૧૮૮૭-૮૮માં ઉત્તર પ્રાંતમા પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની પરીક્ષા જૂદે જૂદે સ્થળે થશે તે માટે મુકરર કરવામાં આવી છે.

આંગ્લો વર્નાક્યુલર ધોરણ ૫ મું.

૨ જો વિષય.— ગૂજરાતી.
ગદ્ય. નર્મગદ્ય બીજી આવૃત્તિ પૃષ્ટ ૨૦૫થી ૪૦૭સુધી.
કવિતા. નળ દમયંતી અથવા નળાખ્યાન.

૪ થો વિષય.— ઇંગ્રેજી.
ગદ્ય. રૉબિન્સન ક્રુસો.
મૅકૉલી કૃત હોરેશિયશ.

૫ મો વિષય.— સાનિટરી પ્રૈમર.

ગૂજરાતી ધોરણ ૬ ઠું.

૨ જો વિષય.— નર્મગદ્ય બીજી આવૃત્તિ પૃષ્ટ ૧૮૪થી ૩૮૬ સુધી.
કાવ્યદોહન પૃષ્ટ ૧ થી ૧૧.

૫ મો વિષય.— આરોગ્ય વિદ્યા.

ઉમેદવારોની મર્જી હોય તો તેમણે પહેલા અને બીજા ગ્રેડની પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની બંને પરીક્ષામાં કાલ્પનિક આપણી લેવી. 'સરકારનો હુકમ છે કે જરૂરીઆતી વિષયોના સાથે કાલ્પનિક પરીક્ષાની પણ જેણે પરીક્ષા આપી હોય તેને'નોકરીઓ આપવામાં પહેલા પસંદ કરવા. એ વિષય ઉપર દા. ટી. કુક કૃત એક ચોપડી હમણાં પ્રગટ થએલી છે.

મુ. રાજકોટ. (સહી) ડી. ઈ. ગીમી.
૧૯ મી. જાનેવારી ૧૮૮૭ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર પ્રાંત,

## निशाळोनां इनामपत्रक.

(પાછળ પૃષ્ટ ૨૪ થી.)

નળિઆ ગુ.નિશાળ.—રા.અમૃતલાલ નારાણજી,શેઠ ધનજી લખમીચંદ, તથા મોણશી મૂળજી તરફથી રૂ૧ાની મીઠાઈ,અંજારના કવિ લાધારામ વિશ્રામ,ઠા. લાધામુરારજી તથા ડુંગરસિંહ વેલજી તરફથી રૂ૧ાની સાકર તથા રૂ૪) નાં પુસ્તકો, રા.રા. પોષ્ટ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ તરફથી રૂ૨—૨—૬ની ચોપડીઓ તથા મીઠાઈ, શેઠ ખીમજી ઘેલા, રા. આત્મારામ કેશવજી તથા રા. રાજારામ રામકૃષ્ણ વિગેરે સદગૃહસ્થો તરફથી રૂ૨ા ની મીઠાઈ, કેરાના શેઠ સત્તભૂજ આસારીઆ તરફથી રૂ૨૭—૧૫—૦ ના રૂમાલ તથા રૂ૩—૧૦—૦ ની મીઠાઈ, રૂ૨ા ની પાઘડી મેહેતાજીને, તથા રૂ૧ા ની પાઘડી આસિસ્ટંટને તથા રૂ૧—૨—૦ ની પછેડી માનીટરને આપી. અત્રેના બાટીઆ શેઠ કૃપાળ જેરામ તરફથી રૂ૩ાા ની મીઠાઈ, રૂ૨—૧૦—૦ નો ફેંટો તથા પછેડી મેહેતાજીને તથા રૂ૦ાા ની પછેડી આસિસ્ટંટને તથા રૂ૦—૧૪—૦ ની ધોતલી બે, માનીટરને; રા. વજેરામ જેઠા તરફથી રૂ૨ નાં પતાસાં,રા. થાણદાર જદુરામભાઈ તરફથી મીઠાઈ, તથા રૂમાલ, અને મેહેતાજીને પાઘડી ને આસિસ્ટંટને પછેડી, ખુદાવંદ હજુર સાહેબને ત્યાં પાટવી કુંવરનો જન્મ થવાથી મહાજન તરફથી મીઠાઈ તથા શેઠ જમનાદાસ ગોવરધનદાસ તરફથી મેહેતાજીને પાઘડી તથા આસિસ્ટંટને પછેડી આપવામાં આવી.નારાણસરની ગૂ. નિશાળ.—રા.રા.વજેરામભાઈ તરફથી રૂ૩ા તથા રા.લાલાજી નાથજી તરફથી રૂ૦ાા ની સાકર વેંચવામાં આવી—વીંઘ દ. ગુ. નિશાળ. રા. મૂળશંકર પૂર્ણદાસ વૈત્તદાર તથા રા. ધુ તથા ગામના સદ્ગૃહસ્થો તરફથી રૂ૨ાા ની મીઠાઈ, રૂ૧—૬—૦ ની મેહેતાજી ને પાઘડી; ખુદાવંદ હજુરસાહેબ તરફથી રૂ૨૧ ની ચોપડીઓ તથા રૂ૫) ની પાઘડી એક જાડેજા કુંવરને બંધાવી. તથા રૂ૧ ની સાકર, ઠા. મોતીપેરાજ તરફથી રૂ૧ ની મીઠાઈ,. સોની જુઠા સામજી તરફથી રૂ૨ા ની મીઠાઈ—ભદ્રેસર દ. ગુ. નિશાળ. મહારાજા ખેંગારજી સવાઈ બહાદુર તથા મેઘજી-આર ગુડફેલો પોલીટિકલ એજન્ટ સાહેબ બહાદુર તરફથી તથા દીવાનબહાદુર મણીભાઈ સાહેબ તરફથી રૂ૧૭ા નાં પુસ્તકો તથા રૂ૨ાા ની મીઠાઈ તથા જાડેજાના કુંવર બાઘજીને રૂ૫) નું સ્પેશીઆર

ઇનામ આપવામાં આવ્યું. શેઠ શામજી અમરજી તરફથી રૂ૧) ના રૂ-માલ તથા મીઠાઈ, શેઠ ભીમજીભાઈ જેરામ તરફથી રૂ૧૨॥ રૂમાલ, ડા. લધા જેરામ તરફથી રૂ૦ નાં પતાસાં, શેઠ. શામજી અમરસિંહ તરફથી રૂ૨॥ નાં આંબા મણ ૧ એક વહેંચ્યાં.—બેરાજા ગૂ. નિશાળ. ગજાડેના જાડેજા મોડજીએ રૂ૦॥ ની દ્રાક્ષ વહેંચી.—રાપર કન્યાશાળા: રા. જગન્નાથ જેઠાલાલ ડે. એ. ઇન્સ્પેકટર દરબારશ્રી તરફથી રૂ૦॥ ની મીઠાઈ, રા. વૈવટદાર, રા. ન્યાયાધીશ, રા. ડાકટર તથા મહાજન તરફથી રૂ૦॥ ની મીઠાઈ ખુદાવંદ હજુરસાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી રા. વૈવટદાર વગેરે ગૃહસ્થો તરફથી સાકર મણ ૧॥ દોઢ રૂપિઆ ૮) ની વહેંચી. ભચાઉ કન્યાશાળા. વાર્ષિક પરીક્ષા વખતે દરબાર શ્રી તરફથી ૫—૮—૫ નાં લૂગડાં, મે. દીવાનબહાદુર તરફથી રૂ૦॥ ની ઝૂલેરો તથા ચોપડીઓ રા. મૂળશંકરની બદલી થવાથી વસ્તી તરફથી રૂ૦॥ ની કામળીઓ ને ચોપડીઓ, તથા રૂ૧) ની મીઠાઈ; ખુદાવંદ હજુરે સાહેબને ત્યાં પાટવીકુંવરનો જનમ થવાથી વસ્તી તરફથી રૂ૧—૪—૦ ની મીઠાઈ વહેંચાણી. પત્રી ગુજરાતી નિશાળ, ઉપાધ્યા જેરામ મેરજી, રા. મુંદ્રા વહીવટદાર તથા બાવાતોને સદ્‌ગૃહસ્થો તરફથી રૂ૧—૫—૦ ની ચાકર રૂ૨—૧૩—૦ નાં પુસ્તકો, મહેતાજીને રૂ૧) પાઘડીનો, વોરા દેવજી તથા દામજી હીરાચંદ ગરમીના દહાડામાં પાણી પાવાનો બંદોબસ્ત કર્યો હતો. સોની થીઘજી ભેગાર તથા જોશી અપચ્યળ બાલજી રૂ૦॥ ની સાકર: ગાંધી રામજી હરખચંદ તરફથી રૂ૦॥ ની સાકર, ગોહેલજી જીભાઈ સુજાજી તરફથી રૂ૦। ની સાકર, રા. મુંદ્રા વહીવટદાર રાઘવજી પુંજાજી તરફથી રૂ૦॥ ની સાકર ગામધણી તરફથી રૂ૨) નાં પુસ્તકો તથા મહાજન તરફથી રૂ૧) નાં પુસ્તકો જાડેજા ગોવિંદજી હોથીજી તરફથી રૂ૦—૧૦—૦ ની સાકર.—બેલા ગુજરાતી નિશાળ. રા. રા. સવેના નાનજી, રા. હરજીવન ઉત્તમરામ વગેરે સદ્‌ગૃહસ્થો તરફથી રૂ૬) વાઘેલા મોમાયાજી તથા જગતસિંહજી તરફથી રૂ૫—૨—૦ નું ઈનામ. ડા. ખેતસિંહ ત્રીકમજી તરફથી રૂ૨) ની મીઠાઈ. મહેતાજી રણછોડ જાદવજી પાસે રૂ૦ ની દ્રાક્ષ વહેંચી. સાધુ લક્ષ્મીરામ તરફથી રૂ૦॥ ખુદાવંદ મહારાજા હજુરસાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી રૂ૩) ની ગામ તરફથી સાકર વહેંચાઈ—તુણા ગુજરાતી નિશાળ.

મુંદ્રાના શેઠ ભીમજી નેણશી તરફથી, રૂ૩ાા ની ચોપડી તથા રૂ૧ ની સાકર તથા રૂ૧ મેહેતાજીને, તુણાના ઠા. મેઘજી વેલાણી તરફથી રૂ૦ ની સાકર વહેંચી.—નખત્રાણા ગુ. નિશાળ, વાર્ષીક પરીક્ષા વખતે દરબારશ્રી તરફથી ૩૪—૧૨—૯, મેહેતાજી સુંદરજી મેઘજી તરફથી ૨૦—૧૦—૦ નાં પુસ્તકો, જોશી ગોપાળજી ત્રીકમજી તરફથી ૨૦ાા ની સાકર તથા દ્રાક્ષ; રા. નખત્રાણા થાણદાર તરફથી મહારાજા સાહેબને સવાઇબહાદુરનો ઇલકાબ મળ્યો તે વખતે ૨૧) ની દ્રાક્ષ વહેંચી. જોશી માધવજી ત્રીકમજીએ ૨૧) સોની પ્રેમજી હરજી તર્ફથી ૨૦ાા ની તથા ૨૦ ની સાકર, ખુદાવંદ મહારાજા શ્રી હજુર સાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી રા. થાણદાર વેજનાથ પ્રભુજી તરફથી ૨૧ાા ની મીઠાઈ વહેંચી—ચખપત ગુ. નિશાળ. ખુદાવંદ મહારાજા ખેંગારજી બહાદુરને સવાઇબહાદુરનો ઇલકાબ મળ્યો તે પ્રસંગપર મહારાજા તરફથી ૨૧ાા નું ઇનામ, કષ્ટમપ્ર રા. વાઘજી લધા તરફથી ૨૦ાા ની સાકર તથા ૦—૫—૦ મેહેતાજીને પાઘડીના રા. હરીદાસ આંપસિંહ તખપત થાણદાર તથા મેઘજી જીવરાજ વગેરે સદ્‌ગૃહસ્થો તથા મહાજન તરફથી ૨૦ ની સાકર તથા ૨૧) મેહેતાજીને પાઘડીના આપ્યા. ઠા. દામોદર ઉકેડા તરફથી ૨૦ાા ની સાકર વહેંચી—જખૌદ ગુ. નિશાળ. ખુદાવંદ મહારાજા ખેંગારજી બહાદુરને સવાઇબહાદુરનો ઇલકાબ મળ્યો તે વખતે ભાટીઆ મહાજનો તરફથી રૂ૩) ની મીઠાઈ તથા અબડાસા વેવરદાર મૂળશંકર અમરજી તથા ગામના મહાજન તરફથી મણ ૦ાા પતાસાં વહેંચાયાં; ઠા. પુરૂષોત્તમ મોણસિંહ તથા રાજગર મનજી રેવજી વિગેરે તરફથી ૨૩—૧—૨ આમદ ઇબ્રાહીમ તરફથી મીઠાઈ મણ ૦ાા વહેંચાઈ.—જખૌ નાઇટસ્કુલ. વેપારી સદ્‌ગૃહસ્થો તરફથી તથા રા. અબડાસા વેવરદાર તથા રા. ઓવરસીઅર તરફથી પતાસાં શેર ૫ પાંચ વહેંચાંયાં.—જખૌ કન્યાશાળા. રા. મૂળશંકર અમરજી રા. ઓવરસીઅર અને વેપારી સદ્‌ગૃહસ્થો તરફથી પતાસાં શેર ૫ પાંચ. આમદ ઇબ્રાહીમ તરફથી મીઠાઈ શેર ૧૦ દશ તથા મેહેતાજીને એક આડીઉં; રા. રા. નારણલાલ નિર્ભયરામ તરફથી રૂ૧ ની સુંદડીઓ તથા ૨૧ નાં પતાસાં; શેઠ વિસનજી હરીદાસ તરફથી ૨૧ નાં પતાસાં વહેંચાયાં.—ખદીરગઢડા ગુજરાતી નિશાળ. રા. થાણદાર રૂઘનાથજી

જગદીશ તથા વેપારી સદ્ગૃહસ્થો તરફથી ૨૧—૨—૦ ના રૂમાલ તથા ૨૦ાા ની સાકર તથા ૨૧ા મેહેતાજીને પાઘડી. ખુદાવંદ મહારાજા શ્રી હજુર સાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી રા. રા. ડેપ્યુટી રેવીન્યુકમીશનર મુરારજી ધનજી તથા પોલીસ કમીશનર તરફથી છોકરાઓને ૨૧—૧૪—૦ના રૂમાલ તથા ૨૦ાાની સાકર તથા મેહેતાજીને ૨૦—૧૪—૦ ની પાઘડી આપી—સુમેરીરોહા ગૂ. નિશાળ. રા. કરશનજી ચાવરજી તરફથી ૨૧ા ના પેંડા પરીક્ષા વખતે ગામધણી તરફથી ૨૭—૬—૦ નાં પુસ્તકો ૨૦—૧૪—૦ ના પેંડા તથા મેહેતાજીને ૨૨ા રોકડા તથા પાઘડી આપી—માધાપર દ. ગુ. નિશાળ. રા. રા. ડે. એ. ઈ. જગંનાથ જેઠાભાઇ વાર્ષિક પરીક્ષા લઈ દરબારશ્રી તરફથી ૨૫—૧૧—૭ નું ઇનામ વહેંચ્યું. તે વખતે મી. માંડણ જીવા તથા ગામના વેપારીઓ તરફથી ૨૪ા ની સાકર વહેંચવામાં આવી—ચોબારી દ. ગૂ. નિશાળ. શા. માણેકચંદ તથા રતનસિંહ ભીમજી તરફથી ૨૧ા ની મીઠાઈ, ખુદાવંદ મહારાજા શ્રી હજુરસાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી મહાજન તર્ફથી ૨૨ા ની સાકર તથા રા. ધ્રુ તરફથી ૨૧ા ની સાકર વહેંચાઈ—માતાનામઢની ગૂ. નિશાળ. શેઠ હાજી જાકબ તરફથી ૨૦ાા ની મીઠાઈ, રા. લખપત ફોજદાર સુનશીપહમદ સાલેમહમદે ૨૨ા ની મીઠાઈ, રા. લખપત પોલીસ કારકુન હાજી સાલેમહમદ આમદે ૨૦ાા મીઠાઈ રા. રતનસિંહ તરફથી ૨૦ાાની મીઠાઈ. ગોઢી ગુ. નિશાળ. વાર્ષીક ઇનામમાં ૨૪—૧—૦ ની ચોપડીઓ, તથા ૨૧) ના પતાસાં, ખુદાવંદ મહારાજા હજુર સાહેબને ત્યાં પાટવી કુંવરનો જન્મ થવાથી ગામધણી તરફથી દરેક નિશાળીઆને ગોળ શેર૦)  આપ્યો તથા વાધેલા જગતસિંહજી તરફથી ૨૧ા ના પેંડા, તથા રા. મેનેજર હાથીરામ તર્ફથી ૨૧ાા ના પેંડા. લાકડીઆના કુંવર શ્રી હરીસંઘજી તરફથી ૨૧—૧૦—૦ ની સાકર તથા રૂમાલ ૨૩—૬—૦ ના વહેચ્યા. ભુજ મહારાણી શ્રી નાનીબા સંસ્કૃત પાઠશાળા મેહેરબાન દીવાન બહાદુર મણીભાઈ જશભાઈએ દરેક વિદ્યાર્થિને તથા શિક્ષકને મળી કુલ ૨૭ાા નું ઇનામ આપ્યુ. ખુદાવંદ મહારાજશ્રી હજુરસાહેબને ત્યાં પાટવી કુંવરનો જન્મ થતાં સાકર શેર ૫ા લેખે ૨૩—૧૨—૩ ની વહેંચી.

અપૂર્ણ.

ઇંડિયન સ્પેક્ટેટર, રાસ્તગોફ્તાર, કૈયસરેહિંદ. મુંબાઈ.
ગુજરાતી, ૫ંજેટાં પારસી ”
ગુજરાતમિત્ર, દેશીમિત્ર, સુરત અખબાર, સૂર્યપ્રકાશ.
પ્રજામિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

જે માસ્તર સાહેબોને એ કાપી પસંદ પડે અને ચલાવવાની આશ હોય, તેઓએ સરકારી ડેપોમાં માગણી કરવી.”

આદરજી કાવસજી.
માલેક તથા પ્રગટ કરનાર, પીનીતળાવ—
મુંબાઈ.



## “ગુજરાતી છઠ્ઠાધોરણના સવાલો તથા તેના ખુલાસા”

એ નામનું પુસ્તક છપાઈ બહાર પડ્યું છે. તે છઠ્ઠા ધોરણની પરીક્ષામાં જનારા વિદ્યાર્થીઓને ઘણુંજ ઉપયોગી છે. એનું કદ રોયલ બારપેજી ચોદ ફરમાનુંછે અને તેમાં નીચેના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યોછે.

(૧) સને ૧૮૭૬ થી ૧૮૮૫ સુધીના સઘળા વિષયના સવાલ.
(૨) ઇતિહાસ અને નિબંધ સિવાયના સઘળા સવાલોના ખુલાસા તથા નિબંધ લખાવવાનાં નિયમો.

જેમને જોઈએ તેમણે અમારી પાસેથી નીચેના શિરનામે લખી રોકડી કિંમતે મંગાવી લેવું. કિંમત દશ આના. દશ (૧૦) પ્રત મંગાવનારને એક પ્રત બક્ષીશ.

મુ. રાધનપુર.
૧૬—૭—૮૬

વૃંદાવનદાસ ગીરધરદાસ. દલાલ.
આ. માસ્તર. નડીઆદ હાઇસ્કુલ.
(હાલ રજા ઉપર—રાધનપુ.)

## જાહેર ખબર.

# પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

તરફથી વાંચવા લાયક ક્યાં ક્યાં માસિક ચોપાન્યાં પ્રગટ થાય છે?
☞ “સુબોધ પ્રકાશ” વરસે આઠ આના. ☞ “માસિક સારસંગ્રહ” વરસે એક રૂપિયો. ☞ “કવિતા વિલાસ” વરસે અગિઆર આના. વિદ્વાન પુરૂષોએ એ ચોપાન્યાંઓનાં એક અવાજે વખાણ કર્યા છે. ખરીદો અને ખાતરી કરો.

લીંબડી. કાઠિયાવાડ.

## જાહેર ખબર.

"પૈસા કેમ કમાવા" આ બાબત જાણવી જગતમાં ને તેમાં આપણા દેશીઓને વધારે અગત્યની છે ગુજરાતીમાં એ બાબતનું એકે પુસ્તક ન હોવાથી એ ખોટ પુરી પાડવાના ઇરાદાથી અંગ્રેજી પુસ્તકોને આધારે આપણને ઉપયોગી થાય એવું પુસ્તક બહાર પાડવાનો મારો ઇરાદો છે. વિષય અઘરો છતાં એની ભાષા સરલ ગુજરાતી છે. એ પુસ્તકનાં વખાણ મારે કરવાં તે કરતાં વાંચનાર વાંચીને કરે એજ બહેતર છે. એની કીમત અગાઉથી દશ આના ને પાછળથી એક રૂપીઓ રાખીછે ને એનું કદ બસેં પાનાનું છે. અગાઉથી કીમત મોકલનારે ટપાલનો એક આનો મોકલવો. કીમત નહી મોકલનારને વેલ્યુપેએબલથી મોકલવામાં આવશે. અગાઉથી ગ્રાહક થનારે નીચે સહી કરનારને લખી જણાવવું.

અમદાવાદ, — વિઠલદાસ ધનજીભાઈ.

૨૨-૧-૮૭. — હેડમાસ્તર. ફિમેલ ટ્રેનિંગકાલેજ.

### ગુ. શાળાપત્રના લવાજમના નાણાંની વીગેરે પહોંચ.

ફેબ્રુઆરી ૧૮૮૬ થી જુલાઈ ૧૮૮૬ સુધી.

| | ૧૮૮૫ | સને ૧૮૮૬ |
|---|---|---|
| મે. રા. સા. રેવાકાંઠા પંચમહાલના ડે. એ. ઈ. સા. | | ૭૨—૦—૦ |
| રા. લખમશી હરિરામ(કલીકોટ.) | | ૧—૦—૦ |
| મે. વડોદરા ટ્રેનિંગકોલેજના હેડ માસ્તર સા. | | ૧—૦—૦ |
| મે. લાઠીના મુખ્ય કારભારી સાહેબ. | | ૨—૦—૦ |
| રા. નથુરામ મહાદેવ. (નવસારી) | | ૨—૦—૦ |
| રા. ઉમીયાશંકર મુળજી. (જાફરાબાદ) | | ૧—૦—૦ |
| કઠોરની ઉર્દુસ્કુલના મુનસી સાહેબ. | | ૧—૦—૦ |
| આ. ઇડર તાલુકાસ્કુલ માસ્તર. | | ૨૫—૦—૦ |
| રા. રામશંકર ઇશ્વર. (મુંબાઇ) | | ૧—૦—૦ |
| મે. ગોંડલ અંગ્રેજી સ્કુલના હેડમાસ્તર સા. | | ૧—૦—૦ |
| મે. રા. સા. સુરત દ. વિ. ડે. એ. ઇ. સા. | ૧—૩—૦ | |
| મે. મોરબી એ. વ. સ્કુલ. મા. સા. | | ૧—૧—૦ |
| મે. કેશવલાલ પરભુરામ (સોજીત્રા.) | | ૧—૦—૦ |
| બાઈ. ઇચ્છા ત્રીકમલાલ. (મુંબાઇ) | | ૧—૦—૦ |
| આ. રાજકોટ તાલુકાસ્કુલ માસ્તર. સા. | | ૭—૦—૦ |

મે. ભરૂચ હાઇસ્કુલના હેડમાસ્તર. સા. 1—0—0
પ્રાં. હાલાર સં. ગૂ. નિશાળ સાપર. 1—0—0
મે. અમદાવાદ બ્રાંચ સ્કુલ નં. ૨ ના હેડમાસ્તર. સા. 1—0—0
નં. ૧ 1—0—0
મે. અંકલેશ્વર. અંગ્રેજી સ્કુલ. ,, 1—0—0
ઈ. આ. સરકારી ગૂ. નિશાળ (પિહીજ) 1—0—0
મે. રાંદેર અંગ્રેજી સ્કુલ. ,, 1—0—0
વાંસદા સ્ટેટની તરફથી. 11—0—0
મે. વળા સ્ટેટના મુખ્ય કારભારી સા. 8—0—0
આ. ખંભાત સ. ગૂ. નિ. 5—6—0
મે. રાજકોટ હાઇસ્કુલના હેડમાસ્તર. સા. 1—0—0
જસદણ સ્ટેટના મુખ્ય કારભારી સા. 6—0—0
,, ઝાલાવાડ. હાલારના આ. ડે. એ. ઈ. 0—5—0 1—0—0
આ. ધોડાસર તાલુકા સ્કુલ માસ્તર. 11—0—0
મે. આદરજી કાવસજી માસ્તર. 1—0—0
રા. છગનલાલ ભાઇદાસ. (કઠોર) 1—0—0
આ. બગસરા તા. સ્કુલ મા. 1—0—0
મે. ખેડા અંગ્રેજી સ્કુલના હેડમા. સા. 1—0—0
મે. ઉ. વિ. હિંદુસ્તાની સ્કુલોના એ. ઈ. સાહેબ. 1—0—0
મે. કેળવણી ખાતાના ડીરેક્ટર સાહેબ. 13-11—0 0—6—0
આ. રાધનપુર તાલુકાસ્કુલ માસ્તર. 13—0—0
મે. રા. સા. રાંદેર મ્યુનિસિપાલ સ્કુલ બોર્ડના સે. સા. 1—0—0
મે. રા. સા. સુરત મ્યુનિસિપાલ સ્કુલ. ,, ,, 28—6—0
મે. બાર્ટન ફીમેલ ટ્રેનિંગકોલેજના હે. મા. 1—0—0
મે. ભાવનગર દરબારશ્રીના કેળવણી
ખાતાના ઉપરીસાહેબ. 124—4—8
બાઈ હીરાબી નારણજી માંડવી પ્રાં. કચ્છ. 1—0—0
મે. રા. સા. માંડાસા મ્યુનિસિપાલ સ્કુલબોર્ડના સે. સા. 2—0—0
રા. બા. મગનભાઇની કન્યાશાળા. 1—0—0
મે. રા. સા. ધંધુકા મ્યુનિસિપાલ સ્કુલ બોર્ડના સે. સા. 4—0—0
મે. વડોદરા સ્ટેટના એ. ઈ. સાહેબ. 1—0—0

# નાણાં મોકલનાર ઘરાકોને ચેતવણી.

મારા નામ ઉપર મોકલવાને બદલે, કોઈ કોઈ ગૃહસ્થો વખતે આ પત્રના એડિટર સાહેબના નામથી નાણાં મોકલે છે તેમણે હવેથી તેમ ન કરવાની કૃપા કરવી, અને આ ચેતવણી આપવા છતાં હવેથી જે એમ કરશે તેને પોતાને આપેલ તે મનીઆર્ડર કે ટ્રાન્સફર રસીદ પાછી આવે અથવા તે "લાપસ" થઈ જાય તેનું જોખમ છે એમ સમજવું.

— ગયા મે માસમાં એક રૂપિયો મનીઆર્ડરથી આવેલો, પણ તેના કુપનમાં કોઈ પણ લખેલું ન હોવાથી તે અનામત પડી રહ્યો છે. માટે જેને મારી સહીની છુટી રસીદ મળી ન હોય તેણે જો આ રૂપિયો મોકલ્યો હોય, તો તેણે કયે ગામથી, અને કઈ તારીખે મોકલેલો તે પોતાના નામ તથા હોદ્દા સાથે મારી ઉપર લખી મોકલવું કે તે ઉપરથી ખાત્રી કરી તે નાણું તેને ખાતે જમે કરી શાળાપત્ર મોકલવું કરવામાં આવે.

બીજા ગ્રાહકોને પણ ચેતવણી લેવાની કે મનીઆર્ડર મોકલવો તેના કુપનમાં પોતાનું નામ, હોદ્દો, તથા કયે વર્ષને પેટે કેટલા રૂપિયા મોકલ્યા છે તે લખવાને કદી પણ ચૂકવું નહિ.

| | |
|---|---|
| રાજકોટ. | હરિલાલ વલ્લભરામ. |
| તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૮૮૭. | મેનેજર, ગુજરાત શાળાપત્ર. |

---

## જાહેર ખબર.

### વ્યાકરણ શીખવવાની પદ્ધતિ ભાગ ૧ લો અને હોપકૃત વ્યાકરણનો ખુલાસો.

ગુજરાતી નિશાળોમાં હોપકૃત વ્યાકરણ ચાલે છે. એ પુસ્તક તેની રચના અને સરળતાને માટે સ્તુતિપાત્ર છે; પણ તે માંહેલી દરેક કલમ સંબંધક પદ્ધતિ એ કેવી રીતે શીખવવી, કેવા ભાગ પાડવા, વિષયનો કેવો અનુક્રમ કરવો; ક્યાં અને કેટલું વિશેષ જ્ઞાન આપવું; એ બાબતોથી ઘણા શિક્ષકો અજાણ હોવાને લીધે ઘણીવાર શીખનાર અને શીખવનારા કંટાળે છે. આવી અડચણો બની શકે તેટલી દૂર કરવાના હેતુથી અમે ઉપર જણાવેલાં બે પુસ્તકો લખી રાખ્યાં છે. તેનો અમુક ઘરાક મળે છપાવવા




પુસ્તક ૨૬ મું. માર્ચ. સન ૧૮૮૭. અંક ૩ જો.

## જ્યુબિલીનો મહોત્સવ.

જય જય જ્યુબિલીના વર્ષ, તારી શી બલિહારી છે ! આખા ભરતખંડને તેં આનંદ ઉત્સવમાં નિમગ્ન કરી નાંખ્યો છે. ગયો ફેબ્રુઆરી માસ તેના સુખરૂપ મનસુબા અને હર્ષયુક્ત ચર્ચામાંજ ગૂજર્યો છે. તેમાં ૧૬ મી તારીખે તો જે આનંદઉર્મીઓ ઉછળી તેનું વર્ણન કોણ કરી શકે? શેષની સહસ્રજિહ્વા પણ તેમ કરવાને શક્તિમાન નથી, અને લખવા માંડે તો પત્રરૂપે પૃથ્વીનું પૃષ્ઠ પણ પૂરૂં પડે એમ નથી. એતો રાજભક્તના અણહદ અંતઃકરણમાંજ બરાબર કોતરાઈ શકે, કે સરસ્વતીની દૈવી વાણીથીજ ઉચ્ચરાઈ શકે.

એ દિવસે ભરતખંડના આ છેડાથી પેલા છેડા સુધી શહેરે શહેર અને ગામેગામ, રાજદરબારોમાં અને મોહોલ્લે મોહોલ્લે, શ્રીમંત ને તવંગર સઘળાના અંતઃકરણમાં અને મુખેંદુ ઉપર, એક વિરલો આનંદ ઝળકી રહ્યો હતો. આ દહાડે શ્રી મહારાણીજી કૈસરેહિંદને ગાદી ઉપર બેઠાને પૂરાં *પચાશ વર્ષ થયાં તેનો સર્વને મન મહાઉત્સવ હતો. આવા ઉત્સવને

* એ પચાશમું વર્ષ પૂરૂં તો ૨૦ મી જ્યુનને દિવસે થાય છે, અને વિલાયતમાં તો એ બાબતનો ઉત્સવ તે દિવસે થનાર છે, પણ આપણા દેશમાં એ વખતે વર્ષાનરતુ હોવાથી તથા બીજા કેટલાક કારણથી લાર્ડ ડફીન સાહેબે ત્યાંથી મંજુરી મંગાવી એ અવસર ૧૬ મી ફેબ્રુઆરીએજ ઉજવી લીધો છે.

ઈંગ્રેજીમાં જ્યુબિલી કહે છે, અને આવા અવસરનો હર્ષ અસાધારણ હોય એમાં શું આશ્ચર્ય ? આવા શુભ પ્રસંગ કોઈ પણ દેશના ઇતિહાસમાં ખાસ ઇશ્વરકૃપા હોય ત્યારે કોઈ વેળાજ આવી શકેછે. ઈંગ્લાંડમાં આવો ઉત્સવ ત્રીજા જ્યોર્જના વખતમાં થયો હતો. મોગલ પાદશાહોમાં અકબર અને ઔરંગઝેબ મહા દીર્ઘાયુ હતા; તોપણ તેમના રાજ્યની મુદત લગભગ ૪૯ વર્ષની થતાંજ સમાપ્ત થઈ ગઈ હતી.

આ ઉત્સવને પ્રસંગે રાજકોટ સ્ટેશનમાં મળેલી સભામાં રા. વિશ્વનાથ સદારામે જે કવીતા બનાવીને સાજગવૈયાની સહાયતા સાથે ગાઈ સંભળાવી હતી તે અમે તે ટાંકણાના સંભારણા દાખલ અત્રે ઉતારી લઇયે છિયે, તથા તેમજ એ વિષયની કરાંચીથી જે કવિતા મળી છે તેને પણ ખુશીની સાથે એજ કારણસર અહિંયા જગા આપીએ છિયે.

અભંગ છંદ.

અકલ અનંત, સર્વથી મહંત;
દુઃકૃતિ નિકૃંત, પ્રણમીએ. અકલ૦
જ્યુબીલી સમાન, ઉત્સવ મહાન;
દીધું તેનું દાન, પ્રેમે કરી. જ્યુબીલી૦
વિજ્યાકુમારી, રાજ્ય ગુણ ધારી;
તેને તેં વધારી, ધન્ય ધાતા. વિજ્યા૦
સુમતિ પ્રસાર, કરને આ વાર;
રાણીના આભાર, ગાવા માટે. સુમતિ૦

ઝુલણા છંદ.

શ્રી પ્રભુ સકળવ્યાપી અમે માગીએ, કૈસરેહિંદ કલ્યાણ ભારી;
પ્રકૃતિ જન સર્વની રાણી રક્ષા કરે, આર્યનાં સર્વ કષ્ટો નિવારી.
રાજ્યમંડળ બધું એનું મતિમાન છે, રાજ્ય કર્તારૂપે રૈયથી માણી;
જ્યુબિલી આગાય બહુ વર્ષ સુધી હર્ષથી, ગાજો કૈસરેહિંદ રાણી. ૧
પ્રથમ ભારતિ ભૂમિ જુલમ બહુ વેઠથી, ત્રાહિ પોકારતી ઇશ પાસે;
એ સુણી ઇશ્વરે રાજ્ય આપ્યું રૂડું, રાણી વિકટોરીઆનું સુભાસે.
હાલ મેહાલ સર્વે ટળ્યા હિંદના, થઈ સાણી ગ્રાન કેરી કમાણી;

જ્યુબિલી આશીશ બહુ વર્ષ સુધી હર્ષથી, ભોગવો કૈસરે હિંદ રાણી. ૨
ન્યાય વખણાય છે રાણીના રાજ્યનો, પ્રકૃતિ મંડળ બધું છૂટ પામ્યું;
ધર્મ ઝઘડા તણું દુઃખ દારૂણ હવે, જુલમ કરનારનું સૌ વિરામ્યું.
ચોરનો બી નથી રાનમાં પણ રહ્યો, જણી જોખમ બધા જાય તાણી;
જ્યુબિલી આશીશ બહુ વર્ષ સુધી હર્ષથી, ભોગવો કૈસરેહિંદ રાણી. ૩
આર્ય સૌ અમન ને ચમન ઉડાવતા, દૈવીએ શાંતિકર રાજ્ય પામી;
છોડતા જાયછે વારસામાં મળી, પૂર્વજોનાથિ આવેલી ખામી.
ગાયછે ગુણ બધા રાજ્યનીતિ તણા, એક સદ્દ અતિશે વખાણી;
જ્યુબિલી આશીશ બહુ વર્ષ સુધી હર્ષથી, ભોગવો કૈસરેહિંદ રાણી. ૪
ધન્ય આ સંન સત્તાશિનો માસ વળિ, ફેબ્રુઆરી બધા ધન્ય બોલે;
સોળ સત્તર વળિ તારીખો ધન્ય છે, બોલ બોલે મળી સર્વ ટોળે.
હર્ષ પામી બધાં બાળ આવૃદ્ધજન, દે ખરા દિલ આશીશ વાણી;
જ્યુબિલી આશીશ બહુ વર્ષ સુધી હર્ષથી, ભોગવો કૈસરેહિંદ રાણી. ૫
હિંદના રાવ રાણા અને રૈયતો, એજ આશીશ અંતરથી દેછે;
રાણી જીવો ઘણું રાણી જીવો ઘણું, ગગન પણ ગાજી પ્રતિ ધ્વનિથી કેછે.
સત્તની સાક્ષિ એ હિંદના શાસ્ત્રમાં, સર્વથી શ્રેષ્ટ આકાશ વાણી;
જ્યુબિલી આશીશ બહુ વર્ષ સુધી હર્ષથી, ભોગવો કૈસરેહિંદ રાણી. ૬

### ઢીંઢી.

આજ સકળ ભારતી ભૂમિ હુલાસે,
જગન્નાથને ખરા દિલે ઉપાસે,
ધરી અંતરમાં એક આશ ઇશ,
રૂડું રાણિજીનું થાઓ એ આશીશ.
કરી દીપમાળ યત્નને પ્રસારે,
અભિલાષ ગાઈ આરતિઓ ઉતારે:
પવન તણી લહર જય જય તે અવાજે,
તને અરપીએ અનુપ ધૂપ કાજે.
હર્ષ નાદ તોપ પડઘમના ગાજે,
તાલ લઈ લઈ પ્રકૃતિ ચિત્ત રાજે;

પ્રેમ પુષ્પ અંજલી પ્રભુ વધાવી,
મૂકે જય જય જય શબ્દને ગજવી.
સકળ જનનું યજનકર્મ લો સ્વિકારી,
સુખી રાખજો સદા વિજય કુમારી
અષ્ટ સિદ્ધિ નિધી નવનવીન આપો,
મહારાણી રાજ્યમાં સુશાંતિ થાપો.

દોહરો.

સકળ સ્થળે સુખ શાંતિ દ્ર, એ માગો બહુ વાર;
સકળ પ્રજા મહારાણિની, બોલો જય જયકાર.

વિશ્વનાથ સદારામ

દોહરો.

પ્રભ કૃપાથી આવિયું, આજ જ્યુબીલી પર્વ;
ધન્ય ધન્ય વિક્ટોરિયા, બોલો જય જય સર્વ. ૧

મનહર.

અર્ધ શતિ સુધી રૂડું રાજ્ય રહ્યું રાણીશ્રીનું,
સુખકારે રાજ તાજ તેજ તપ્યું જગમાં;
નેહથી નિહાળતાં નૃપ એવો નજર આવે,
જવલ્લે જગતના કો ભાગ્યશાળી ભાગમાં;
કૃપાળુ કૈસરેહિંદ કેરો કારભાર કર્યો,
આખી અવનિ છે આજે આનંદ અથાગમાં;
દીવાળીથી દશગણો દુર્લભ આ દિવ્ય દિન;
ભલે ભગવાન લખ્યો ભારતના ભાગ્યમાં. ૨

સવૈયો—એકત્રીશો.

વર્ષ પચાશ વિસે જગ પૂરણ, ઈંગ્લીશ સત્તા પામી પ્રકાશ,
વિજયી શ્રી ગુણવંતી વિજયાની, વિજય ધ્વજા ફરકે ચોપાસ;
સૌ જનને સુખકાર રાજ્યના, પ્રસરિત થઈ સઘળે શુભ વાસ,
અચળ કીર્તિભર અળકિત જગ, શોભિત રેગ્યો બ્રિટિશ ઇતિહાસ. ૩

શાર્દૂલ વિક્રીડિત.

જન્મી ધન્ય દિને મહા જશવતી, વિક્ટોરિયા વિજયી,

ભક્તિ, ભૂમિ, વસુ, શશિ શુદ્ધ ગણો, એની ચતુર્વીશમી;
જાણો વીશ જુને યુવાવસ્તી સતિ બ્રિટાનિયા દેશમાં,
પામી રાજ્ય ગણો મુનિ, ગુણ, વસુ ને ભૂમિ એ વર્ષમાં. ૪
કીધો રાજ્યાભિષેક અષ્ટ વિશમી, જૂને ઈડી રાણીએ,
આનંદે વસુ, ગુણ ને વસુ, ભૂમિ, એ વર્ષમાં જાણીએ;
આજે ફેબરવારિની ષડ્દશી, અરૂાર સસ્યાશિની,
વર્ષો પૂરી પચાશ વિષ પ્રભુએ, કીધી કૃપા છે ઘણી. ૫

મહીદીપ.

ધન્ય દિન આજ ધન્ય રાણી શ્રી દયાળી,
ધન્ય થઈ પ્રજા પ્રભુ કૃપાથી ભાગ્યશાળી;
સર્વદા તપો બ્રિટિશ રાજ્ય હિંદ માથે,
નમ્ર પ્રાર્થના પ્રભુ સુણો સહુની સાથે. ૬
ગણી પ્રજા સમાન સર્વ એક દ્રષ્ટિએથી,
શાંતિ કીધી કાઢી કેર કારમો ખધેથી;
જન હિતઅર્થ કાર્ય, રાજ્યનીતિ ન્યાય કેરો,
થયો નવો પ્રકાશ ભરતખંડમાં ભલેરો. ૭
સરસ્વતિ થતી હતી અલોપ તે વધારી,
એમ આર્ય દેશની બુરી દશા સુધારી;
વર્ણવી વધારીએ વિશેષ શું ? વખાણી,
માગીએ પ્રભુ ! જીવો જિવો ઘણુંજ રાણી. ૮
રાજ્ય રાણીએ ભલું પચાશ વર્ષ કીધું;
અષ્ટ લાભ આપીને, અમાપ સુખ દીધું;
આજ સર્વ ઉત્સવે, જ્યુબિલી પર્વ એથી,
નિર્ભયે પ્રહર્ષ રૂપ કીધ અંતરેથી. ૯

માલિનિ.

શત વરસની આયુ, આપીને સુખકારી,
વધુ જય વિજયાનો, વિશ્વમાંહી વધારી;

સકળ જન મનેચ્છા, પૂરશો હે ! દયાળુ;
જગત અચળ રેજો, નામ વિક્ટોરિયાનું. ૧૦

દોહરો.

અધિક અધિક આનંદનો, ધન્ય ધન્ય દિન આજ;
નિર્ભય ઇચ્છે રાણીનું, નભજો નિર્ભય રાજ્ય. ૧૧

તારીખ ૨૯ મી ફેબ્રુઆરી ૧૮૮૭. દવે નરભેશંકર જગજીવન.
કરાંચી.



# ટ્રેનિંગ કોલેજોના ધારાનો કોડ.

ધારો ૧ લો. વર્નાક્યુલર મહેતાજી અને આસિસ્ટંટ મહેતાજીઓને શીખવવાના ધંધામાં કેળવણી આપવાને સારૂ ટ્રેનિંગકાલેજો રાખવામાં આવેછે.

ધારો ૨ જો. ટ્રેનિંગ લેનારા વિદ્યાર્થીઓમાંથી અમુક સંખ્યાને 'સ્ટાઇપેન્ડ' એટલે ગુજરાનખરચ આપવામાં આવશે. ત્રણ દરેજાના સ્ટાઇપેન્ડ રાખવામાં આવશે, અને તે એક વર્ષ સુધી નીચે મુજબ ભોગવી શકાશે.—

૨૮) ના સ્ટાઇપેન્ડ ત્રીજા વર્ષના વિદ્યાર્થીઓને માટે.

૨૭) ના ,, બીજા ,, ,, ,,

૨૬) ના ,, પહેલા ,, ,, ,,

આ દર, દરેક પ્રાંતની જરૂરીઆત પ્રમાણે જુદા જુદા રખાશે.

જે વિદ્યાર્થીઓ ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં પોતાની સ્ત્રીને ટ્રેનિંગને સારૂ મોકલે તેને દરમહીને ૨૩) ના વિશેષ સ્ટાઇપેન્ડ મળશે.

ફ્રી (માફી) વિદ્યાર્થીઓની અમુક સંખ્યા પણ ઇન્સ્પેક્ટર સાહેબની મર્જી મુજબ કોલેજોમાં રાખવામાં આવશે.

ધારો ૩ જો. કોલેજના અભ્યાસના ત્રણ ભાગ પાડવામાં આવશે, અને તેની ટર્મિનલ (છમાસિક) તથા ફાઇનલ (છેવટની અથવા વાર્ષિક) પરીક્ષાઓ થશે.

ધારો ૪ થો. પહેલા, બીજા, અને ત્રીજા વર્ષની છેવટે મહેતાજીના કામને માટે પાસ થએલા વિદ્યાર્થીઓના નામની દોકડાના પ્રમાણમાં અનુક્રમવાર ટીપ કરવામાં આવશે, અને વળી બીજા તથા ત્રીજા વર્ષના માણસોના પહેલો તથા બીજો એવા વર્ગ પણ પાડવામાં આવશે. પાસ થએલા વિદ્યાર્થીઓ જગાને લાયક ગણાશે અને તેમને ફિક્સ્ડ (બાહાલી) પગાર નીચેના દર મુજબ મળી શકશે.

| | | | |
|---|---|---|---|
| ૩ જા વર્ષના માણસો | ૧ લો વર્ગ | રૂ૨૫) | દરમહિને |
| | ૨ જો વર્ગ | રૂ૨૦) | ,, |
| ૨ જા વર્ષના ,, | ૧ લો વર્ગ | રૂ૧૫) | ,, |
| | ૨ જો વર્ગ | રૂ૧૨) | ,, |
| ૧ લા વર્ષના ,, | | રૂ ૯) | ,, |

ધારો ૫ મો. કોઈ ગ્રેડનું સર્ટિફિકેટ મેળવનારને તે ગ્રેડનો પગાર તુર્તજ માગવાનો હક તે સર્ટિફિકેટ ઉપરથી મળતો નથી, પણ જ્યારે તેવી જગા ખાલી પડે ત્યારે તેને માટે તે લાયક થાયછે. તે છતાં ઓછામાં ઓછા રૂ૧૫, ૧૧, તથા ૮ ના પગારનો તો ૩ જા, ૨ જા, તથા ૧ લા વર્ષના પાસ થએલા વિદ્યાર્થીઓનો હક એકદમજ થાયછે.

ધારો ૬ ઠો. ટ્રેન્ડ થએલા શિક્ષકોને તેમણે મેળવેલા ગ્રેડ કરતાં ઓછા પગારની જગા ઉપર નીમ્યા હોય, તો તે ગ્રેડના પગાર ઉપર પહેલામાં પહેલી તકે ચઢાવવા જોઇયે, અને ત્યારે જો તેઓ નિશાળના સ્વતંત્ર ચાર્જમાં હશે, તો વખતો વખત જે હાજરી તથા અભ્યાસના એલાઉન્સના જે ધારા હશે તે પ્રમાણે લેવાને તે યોગ્ય ગણાશે. આ એલાઉન્સો હકદાખલ માગી શકાશે નહિ, પણ તે ઇન્સ્પેક્ટર સાહેબની મર્જી મુજબ તથા તે પ્રાંતની નાણાં સંબંધી સ્થિતિને અનુસરીને આપવામાં આવશે. ટ્રેન્ડ આસિસ્ટંટ મહેતાજીઓને તો કોઈપણ કારણથી હાજરી તથા અભ્યાસના એલાઉન્સ આપવામાં નહિજ આવે.

ધારો ૭ મો. જે શિક્ષકો ટ્રેનિંગ કોલેજમાં રહ્યા હશે અને પહેલાં અથવા બીજા વર્ષના અભ્યાસમાં પાસ થયા હશે, પણ (૧૯ મા ધારા મુજબ) વિશેષ અભ્યાસને સારૂ ખાસ પસંદ કરવામાં નહિ આવ્યા હોય, તે ઓછામાં ઓછી બે વર્ષની સારી નોકરી કર્યા પછી ઇન્સ્પેક્ટર સાહેબની

ખાસ મંજુરીથી અનુક્રમે બીજા અથવા ત્રીજા વર્ષના અભ્યાસની પરીક્ષાને માટે હાજર થઈ શકશે.

ધારો ૮ મો. લોકલ અથવા મ્યુનિસિપાલ બોર્ડનાં, અથવા સરકારની દેખરેખ હેઠેની કોઇપણ નિશાળના વર્નાક્યુલર મહેતાજીઓ જો પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની પરીક્ષામાં પાસ થયા હશે, અને મુખ્ય મહેતાજીદાખલ કામ ઓછામાં ઓછાં પાંચ વર્ષસુધી સંતોષકારક રીતે કર્યું હશે, તો ટ્રેનિંગ કાલેજમાં અગાઉથી રહ્યા સિવાય પહેલા વર્ષના સર્ટિફિકેટની પરીક્ષાને માટે હાજર થઈ શકશે. આ સઘળાને ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ મંજુરી મેળવવી પડશે.

ધારો ૯ મો. આવા મહેતાજીઓ પહેલા વર્ષની પરીક્ષા પસાર કરવાથી ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ મંજુરીથી બીજા વર્ષની પરીક્ષામાં આવી શકશે, પણ આખું વર્ષ કૉલેજમાં ત્રીજા વર્ષનો અભ્યાસ કર્યા સિવાય ત્રીજા વર્ષની પરીક્ષામાં કોઇથી જઈ શકાશે નહિ.

ધારો ૧૦ મો. જે અનટ્રેન્ડ શિક્ષકોની પાસે પબ્લિક સર્વિસનું સર્ટિફિકેટ હશે, ૧૮૭૧ ના જાનેવારીની ૧ લી તારીખ પહેલાં નોકરીમાં રહ્યા હશે, અને પેન્શનબલ પગાર નહિ મળતો હોય, તેણે જો ઓછામાં ઓછાં પાંચ વર્ષ મુખ્ય મહેતાજીની સારી નોકરી કરી હશે, તો તેને ૩૬) ના ગ્રેડનું સર્ટિફિકેટ ડિરેક્ટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબની ખાસ મંજુરીથી આપી શકાશે.

## પ્રવેશક.

ધારો ૧૧ મો. નવેંબર માસના પહેલા ભાગમાં પ્રવેશકપરીક્ષા થશે, અને તેમાં ઇન્સ્પેક્ટર સાહેબને વર્નાક્યુલર મહેતાજી બરાબર પૂરા પાડવાને સારૂ જેટલાની જરૂર જણાશે તેટલા ખાલી સ્ટાઇપેન્ડને વાસ્તે હરીફાઈ કરવા ઉમેદવારોને દાખલ કરવામાં આવશે. ઉમેદવારોની ઉમર ૧૭ ની ઉપર અને ૨૨ ની અંદર હોવી જોઇએ, તેમણે સેકંડ ક્લાસ પબ્લિક સર્વિસના સર્ટિફિકેટ મેળવેલાં જોઇએ, અને સરકારી નોકરીને લાયકછે એમ યોગ્ય દાક્તરથી પસાર થવા જોઇએ.

ધારો ૧૨ મો. એ પરીક્ષા ટ્રેનિંગ કૉલેજમાં કૉલેજના અધિકારીઓ લેશે. જે ઘણામાં ઘણા દોકડા મેળવશે તેને ઘણું કરીને સ્ટાઇપેન્ડ આપવામાં આવશે. તે છતાં દરેક જિલ્લાને સારૂ તેની જરૂરીઆત પ્રમાણે અમુક સ્ટાઇપેન્ડો રાખવાની, અથવા મુસલમાન, ભીલ, કોળી, જેવા કોઈ કોઈ વસ્તિના વર્ગને ખાસ ઉત્તેજનની જરૂર જણાય, તો તેને માટે સ્ટાઇપેન્ડ રાખવાની ઇન્સ્પેક્ટરસાહેબને છૂટ છે.

ધારો ૧૩ મો. આ જોડેના નમુના પ્રમાણે કરારનામા ઉપર દાખલ થતી વેળા સ્ટાઇપેન્ડ લેનારા સ્કાલરોએ સહી કરવી જોઇયે.

પરીક્ષાઓ.

ધારો ૧૪ મો. એક વર્ષના બે ટર્મ પાડેલા છે. ૧ લો ટર્મ કાર્તક વદી ૧ ને રોજ શરૂ થઈ ૨૫ મી એપ્રિલે પૂરો થશે, અને બીજો ટર્મ ૧૦ મી જ્યુને શરૂ થશે તથા આશ્વિન વદી ૯ ને દિવસે પૂરો થશે. દરેક વર્ષના પહેલા ટર્મની આખરે કૉલેજના અધિકારી ટર્મિનલ (છમાસિક) પરીક્ષા લેશે, અને તેમાં એ ટર્મમાં કરેલો તમામ અભ્યાસ તપાસશે. સ્ટાઇપેન્ડ લેનારા સ્કાલરોમાંથી જે આ પરીક્ષામાં નાપાસ થશે, તેના સ્ટાઇપેન્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરસાહેબની મરજી હશે તો બંધ કરી શકાશે.

ધારો ૧૫ મો. સર્ટિફિકેટની પરીક્ષા દરેક વર્ષે બીજા ટર્મના આખર ભાગમાં પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ કૉલેજના પ્રિન્સિપાલ તથા ખાતાના બીજા એવા જે અમલદારોને પોતે નીમે તેની મદદથી ચલાવશે.

ધારો ૧૬ મો. જે સ્કાલરો પહેલા વર્ષ આખરની પરીક્ષામાં નાપાસ થશે તેને કૉલેજમાંથી કાઢી મૂકવામાં આવશે, બીજા અને ત્રીજા વર્ષના જે સ્કાલરો છેલ્લી પરીક્ષામાં નાપાસ થશે તેને પહેલા તથા બીજા વર્ષનાં જે સર્ટિફિકેટને તે યોગ્ય હશે તે આપવામાં આવશે, પણ તેને કૉલેજમાં રાખવામાં આવશે નહિ.

નીમણુકોને સારૂ વર્ગણી.

ધારો ૧૭ મો. દરેક વર્ષના સ્કાલરોએ જેટલા માર્ક (દોકડા) મેળવ્યા હશે તેના અનુક્રમમાં તેમને જુદી ટીપમાં ગોઠવવામાં આવશે. બીજા અને ત્રીજા વર્ષના જે સ્કાલરો સેંકડે ૭૦ દોકડા મળવશે તે પહેલા વર્ગમાં મૂકાશે. જે ૭૦ કરતાં ઓછા પણ ૫૦ કરતાં ઓછા નહિ મળવે તેને બીજા વર્ગ-

માં મૂકવામાં આવશે; વર્ગણીમાં આવેલા બીજા અને ત્રીજા વર્ષના સ્કાલરો તથા સેંકડે ૫૦ કરતાં ઓછાં દોકડા નહિ મેળવ્યા હોય તેવા પહેલા વર્ષના સ્કાલરો પરીક્ષામાં પાસ થએલા ગણાશે, જે વર્ગણીમાં નહિ આવ્યા હોય તે નાપાસ થએલા ગણાશે. પરંતુ કોઈપણ વિષયને સારૂ મુકરર કરેલા દોકડામાંથી ૩ અને પેટા વિષયમાં ૩ કરતાં ઓછા મેળવશે તેને પાસ થએલો ગણાશે નહિ.

ધારો ૧૮ મો. વર્ગણીમાં આવેલા બીજા અને ત્રીજા વર્ષના સ્કાલરોને તથા પહેલા વર્ષના પાસ થએલાને જોડેના નમુના મુજબનું સર્ટિફિકેટ ઇન્સ્પેક્ટર સાહેબ તથા તે ટ્રેનિંગકોલેજના પ્રિન્સપાલની સહીનું આપવામાં આવશે, અને પછી તેઓને ૪ થા ધારા પ્રમાણે ખાલી જગાઓમાંથી અનુક્રમે પસંદગી કરવા દેવામાં આવશે.

ધારો ૧૯ મો. પહેલા અને બીજા વર્ષના પાસ થએલા સ્કાલરોને ઇન્સ્પેક્ટર સાહેબ ખાસ પસંદ કરશે તોજ બીજા તથા ત્રીજા વર્ષનો અભ્યાસ કરવા દેવામાં આવશે.

અંદરનો બંદોબસ્ત, ગેરહાજરીની રજા, વિગેરે.

ધારો ૨૦ મો. આ બાબતો ઉપર ડિરેક્ટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ વખતોવખત જે ધારા મંજુર કરશે તે કોલેજના ધારા ગણાશે.

## કરારનામું.

આજ તારીખ ને દિવસે એક તરફ અને બીજી તરફ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર એ બેની વચ્ચે.

હું

કરાર કરૂંછું કે ટ્રેનિંગ કોલેજના ધારા પ્રમાણે ઠરાવેલા પગારની સ્કાલરશિપ મને આપી તેને પેટે એ ટ્રેનિંગકોલેજના ધારા પાળીશ, અને એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરસાહેબ મને એ કોલેજમાં રાખશે ત્યાંસુધી અથવા જોઈતા સર્ટિફિકેટની પરીક્ષામાં પાસ થઈશ ત્યાંસુધી રહીશ, અને જેટલા વખતસુધી એ ટ્રેનિંગ કોલેજમાં રહ્યો હઈશ તેટલા વખત સુધી એજ્યુકેશનલ ડિપાર્ટમેંટમાં મહેતાજીની નોકરી કરીશ.

જો હું કરારની શરતો, ગમે તેવી હલકી કે જુજ હોય તે પણ તોડું તો સરકારને રૂ૧૫૦) અંકે એકસો ને પંચાસ આપવાને કબુલ થાઉંછું. એ રૂપિયા દંડના નહિ પણ મુકરર કરેલા ચૂકતે હિસાબે નુકસાનને પેટે સરકારમાં ભરીશ.

હું

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સરકાર તરફથી કરાર કરૂંછું કે

સદહું ને

સ્કાલરશિપ અથવા મેહેતાજીના પગારતરીકે જે રકમ દેવી થશે તે આપીશ; પરંતુ મને જરૂર જણાય તો એ સ્કાલરશિપનો અથવા એના મેહેતાજીપણાના પગારનો બધો કે થોડો ભાગ એક માસનો કે વધારે માસનો નહિ આપવાનો તથા ટ્રેનિંગ કૉલેજમાંથી કે એજ્યુકેશનલ ડિપાર્ટમેંટમાંથી એને કાઢી મૂકવાનો મારો હક આ કરારની રૂએ કશાથી બંધ પડશે નહિ.

અત્ર સહી. અત્ર સાખ.

અને અમે તથા

ઉપર લખેલા

ના જામીન થઇએ છીએ એવી રીતે કે ઉપર લખ્યા મુજબ જે પ્રમાણે કામ કરવા તથા વર્તવાને સદહું શખ્સ બંધાએલો છે તે પ્રમાણે તે કરશે અને વર્તશે, અને જો એ પ્રમાણે ન કરે અને ન વર્તે તો અમે બંને મળીને તથા અમારામાંનો દરેક જણ ઉપર લખેલાં રૂ. ૧૫૦) અંકે એકસો પચાસ રૂપિયા રોકડા મુંબઇગરા સરકારને આપવાને આથી બંધાઇએ છીએ.

અત્ર સહી. અત્ર સાખ.

## સર્ટિફિકેટ.

અમે સર્ટિફિકેટ આપીએ છિયે કે— વર્ષનો અભ્યાસ ટ્રેનિંગકૉલેજમાં પૂરો કરી સને ૧૮—માં સર્ટિફિકેટને સારૂ છેલ્લી પરીક્ષામાં દાખલ કરવામાં આવ્યો હતો, અને કુલ દોકડામાંથી સેંકડે અને દરેક વિષયમાં ઓછામાં ઓછા ૩૩ એણે મેળવ્યાથી એને કલાસમાં મૂકવામાં આવ્યો છે, અને તેથી એનો ફિક્સ્ડ (બાહાલી) પગાર રૂ. નો હક થયો છે.

તારીખ.

(સહી.) સહી.

પ્રિન્સિપાલ ટ્રે. કૉલેજ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

પ્રાંત.

## इंग्रेज लोकनो संक्षिप्त इतिहास.

दक्षिण महासागरनो परपोटो (સાઉથસી બબલ) મુંબાઈમાં શેરસટ્ટાના પેસાઈ આમણે અહિંયાં ઈ. સ. ૧૮૬૫ માં ચાલી હતી તેતો તમારા જાણવામાં હશેજ. અમેરિકામાં ગુલામ બાબત લડાઈ ઉઠવાથી રૂના ભાવ આંકીએ ૮૦૦ સુધીના થઈ ગયા, અને તેથી આપણા મુલકમાં અનરગળ પૈસો આવ્યો. એકદમ વધી પડેલી આટલી બધી મૂડી ચાલુ વેપારમાં નાખવાનો માર્ગ ન હોવાથી નવા નવા ઉદ્યોગને નિમિત્ત ઘણી ઘણી કંપનીઓ બંધાઈ, અને તેમાં બહુ નફો થશે એમ ધારી તેના શેરો ઉપર લોકે પડાપડી કરવા માંડી. એ પડાપડીના કારણથી શેરોના ભાવ એકદમ બહુ વધ્યા, એ ભાવો પ્રતિદિન વધતા જોઈ સટ્ટાની હોંશ બધાને છૂટી, અને તેનો લાભ લઈ કેટલાક લુચ્ચા સટોરિયાઓએ તેના ભાવ છેકજ બહેકાવી મૂક્યા, જોતજોતામાં રખડતા માણસો લક્ષપતિને કરોડાધિપતિ થઈ જવા લાગ્યા. બેકબેનો શેર જેને આ લોક બાકાનો કહેતા અને જે છેવટે મોટો બાકોજ નીકળ્યો, તેનો ભાવ લગભગ લાખ રૂપિયાનો બોલાયો, અગરજો તે મૂળેતો દશ હજારનોજ હતો. આ જોઈ

બધાનું કલેજું ફરક્યું, અને નીચ કે ઉંચ, વિદ્વાન કે મૂર્ખ, સ્ત્રી કે પુરૂષ, સઘળાજ ધોરસટ્ટાની મોહજાળમાં ફસાઈ પડ્યા. કોઇને પણ વિચાર રહ્યો નહિ કે એકના ચારતો આપણે હાલ આપીએ છિયે, તો પછી એ ધંધો ગમે તેવો હોય તોપણ એમાં એથી તે વધારે નફો શી રીતે છૂટવાનો હતો. પણ એ વખતે એવા વ્યવહારી નફાનો વિચારજ કોણ કરેછે! બધાની ગણત્રી એટલીજ હતી કે કાલે ભાવ વધ્યો કે તુર્ત એ વેચી નાખી આપણે નફો ગાંઠે બાંધીશું. પણ આવી પેલાઇની ગણત્રી ઉપર જે ભાવ વધવા માંડેલા, તે ક્યાં સુધી ટકી રહે! એકવાર આચકો લાગે કે જેમ ભાવો ચડેલા તેમજ પાછા ગગડીને નીચે બેસે, અને તેમાં બધાનેજ ભોંયસાથરે કરી નાંખે. એમજ આખરે થયું, અને લાખો માણસ પાયમાલ થઈ ગયા. એ પાયમાલી ફક્ત મુંબાઇમાંજ નહિ પરંતુ, ગૂજરાત, કાઠીયાવાડ, કચ્છમાં પણ ફેલાઈ, અને હજી પણ તેની માઠી અસર કેટલેક ઠેકાણે છેક દૂર થઈ નથી.

આવુંજ અને બલ્કે એથી પણ મોટે દરજ્જે ઇંગ્લાંડમાં આ વખતે થયું હતું. અહિંયા પાછલા દોઢસો વર્ષથી વ્યાપાર અને દ્રવ્યની વૃદ્ધિ ઉત્તરોત્તર થતીજ આવી હતી, અને તેમાં યુટ્રેચટની સંધિ પછી જે અવિગ્રહ આવ્યો તેના પ્રતાપે દેશમાં ઘણોંજ વેપાર વધી ગયો. જેની પાસે થોડા પૈસા હોય તેપણ એમ ધારવા લાગ્યો, કે એને જો વેપારમાં નાંખ્યા હોય તો તુર્ત તવંગર થઈ જવાય. નવી નવી કંપનીઓ બંધાવા લાગી, અને તેમાંની કેટલીક સારૂં કામ કરી વહેંચણી પણ સારી આપી. એથી શેર રાખવાનો પવન ફેલાયો, અને બેવકુફ કે લુચ્ચા માણસો એ હવાઈ ખ્યાલની જે કંપની કાઢવા માંડી તેમાં ઘણા લોક ઝંપલાવી પડ્યા.

એમાં "સાઉથસી" એટલે દક્ષિણ મહાસાગરમાં વેપાર કરનારી કંપની એણેતો બધાને ગાંડાજ કરી મૂક્યા હતા. એ કંપની મૂળ ઇ. સ. ૧૭૧૦માં હાર્લીએ ઉભી કરાવી હતી, અને તે કંપનીએ સરકારી કરજ ૯૦ લાખ પૌંડનું પતાવી પોતે લીધું તેના બદલામાં તેને સારા વ્યાજની સાથે દક્ષિણ મહાસાગરમાં એકહથ્થુ વેપાર ચલાવવાનો પટો મળ્યો. દક્ષિણ અમેરિકા સાથે એકહથ્થુ વેપાર ચલાવવાથી તો ન્યાલજ થઈ જવાતું હશે. એમ આ સમે

અંગ્રેજલોકના સમજ્યામાં હતું, અને તેથી જ્યારે ઈ. સ. ૧૭૧૯ માં એજ કંપનીએ બીજા ૭૫ લાખનું સરકારી દેવું પોતે પતાવી લીધું ત્યારે એના શેરો ઉપર લોકોનો મોહ વધ્યો, અને જેની પાસે સરકારી લોન હતી તેમાંના ઘણાકેતો તે સાટે આ શેરજ લેવા કબુલ કર્યા. આ પ્રસંગનો લાભ લઈ એના લુચ્ચા ડિરેકટરોએ એ શેર છેકજ સટ્ટાપર ચડાવ્યા, અને મૂળ જે એ ૧૦૦ પોંડનો તેના એક વખતે ૧૦૦૦ પોંડ બોલાયા. આ જોઈ આખો બજાર ચમકયો. અને બધાજ શેરોના ભાવ અશમાને જઈ પહોંચ્યા. અરે એની અસર ફ્રાન્સમાં પણ જઈ પહોંચી અને ત્યાંપણ એવી સેંકડો પરપોટા કંપનીયો ઉભી થઈ શેરસટ્ટાનો પવન જોશથી ફુંકાવા લાગ્યો.

પરપોટા તે કાંઈ આખરે ફુટ્યા વિના રહે? અને તે ફુટ્યા તેની સાથેજ લોકોની ચોતર્ફ પાયમાલી થઈ ગઈ. શેરોમાં ઘણા લોક મરી ગયા એટલુંજ નહિ, પણ શેરને લીધે સેંકડો શાહુકારો ભાગવાથી બાકી હતા તેને પેર પણ રડાપીટ મંડાઈ હજારો આબરૂદાર કુટુંબો તો ઘરબાર વિનાનાં થઈ ગયાં, અને હજારો માણસો રોટલાને પણ હેરાન થવા લાગ્યાં.

આ જોઈ બધા લોક સરકારની ઉપરે કોપાયમાન થઈ ગયા; કેમકે મંત્રીમંડળમાંના ઘણાક સાઉથસી કંપનીના તર્ફમાં સામેલ હતા. પાર્લામેંટમાં તેમની સામા કામ ચાલ્યું, અને તે સમે તકરારના જુસ્સામાં માથે લોહી ચડી જવાથી પ્રધાનતો બીજે દહાડેજ મરી ગયો. એણે તો નહિ પણ એના કેટલાક સાથીઓએ લાંચ ખાધી હતી એમ છેવટે સાબીત થયું. એ તપાસ ચાલતી હતી એટલામાંજ એક તો હેબકથી મરી ગયો, બીજાને કેદની શિક્ષા મળી, અને બધું રાજ્યમંડળ આપોઆપ રાજીનામું આપીને ચાલતું થયું—હવે રાબર્ટ વાલપોલ જેણે ઘરથીજ આ શેરસટ્ટાની બેતછા સામા વારંવાર પોકારીને ચેતવણીઓ આપી હતી, તે સમસ્ત પ્રજાના એક અવાજે પ્રધાનપદને પામ્યો.

सर रावर्टवाल्पोल એ ઇંગ્લાંડમાં જે જે મોટા પ્રધાનો થઈ ગયાછે તેમાંનો એક ગણાય છે. રાજની ઉપજ ખર્ચની આવડતમાં એ અદ્વિતીયજ હતો. શેરસટ્ટાની ઘેલાઈથી દેશનો વેપારધંધો પડી ભાગવાની તૈયારીમાં આવ્યો હતો, તે એની ચતુરાઈથી પાછો ઠારે થયો. એના હાથમાં

કારભાર આવ્યો કે તુર્તજ એણે સો કરતાં વધારે નીકાસની અને આથરે ચાળીશેક આયાતની વસ્તુઓ ઉપરથી જકાત કાઢી નોખી. એણે રાજ ભાષણમાં સાફ જાહેર કર્યું હતું, કે આપણી કારીગરીનો માલ પરદેશ ચડાવતાં અને તે બનાવવામાં કામ લાગતી વસ્તુઓ પરદેશથી આવતાં જેટલી થોડી હરકત તથા ખેરાજાત થાય એમ કરવું એના જેવું કાંઈ પણ વ્યાપારવર્ધક બીજું કામ નથી. એ અવિગ્રહ રાજનીતિનો મૂળ પ્રચારક અને અનુસારી હતો તેતો આપણે પ્રથમથીજ કહી ગયા છિયે.

મહામંત્રીપદ પહેલવહેલું ઇંગ્લાંડમાં એનેજ આપવામાં આવ્યું, અને તે આ રીતે બન્યું. અત્યારસુધી રાજાઓ પંડે મંત્રીમંડળ મળતું તેમાં પ્રમુખસ્થાને બિરાજતા. હાલ જ્યાર્જને ઇંગ્રેજી કે એના કારભારીઓને જર્મન ભાષા આવતી નહોતી. રાજાને કાંઈ સમજાવવું હોયતો તે ફ્રેન્ચમાં કહે ત્યારેજ. આમ હોવાથી પૂતળાની માફક આવીને સભામાં બેસી રહેવું એ રાજાને પસંદ પડયું નહિ, અને તેણે હુકમ કર્યો કે મંત્રીમંડળે પોતપોતામાં એકવાર વિચાર કરી મને તે જાહેર કરવો કે પછી તે ઉપર હું મારી સંમતિ આપીશ. બીજા જ્યાર્જને પણ એવુંજ ઇંગ્રેજી ભાષાનું કાચું હોવાથી તેણે આ રીત કાયમ રાખી, અને ત્યારથી એવો રિવાજ પડ્યો કે મંત્રીમંડળે પોતપોતામાંજ વિચાર કરવો. આમ રાજાએ મંત્રીમંડળમાં આવવું બંધ કર્યું, ત્યારે પોતાનું પ્રમુખસ્થાન તેમાંના કોઇને આપવુંજ જોઇએ, અને તે જેને આપવામાં આવે છે તે આ વખતથી મહામંત્રી કહેવાય છે.

વાલપોલનો કારભાર ઇ. સ. ૧૭૨૧ માં થયો તે છેક ઇ. સ. ૧૭૪૨ સુધી એટલે તે મૂઓ ત્યાં સુધીજ લગભગ રહ્યો, અગર જો એ દરમ્યાન આ રાજાતો મરી પણ ગયો અને બીજો જાર્જ જે ગાદી ઉપર આવ્યો તેની એના ઉપર પ્રીતિ પણ નહોતી. એના લાંબા કારભારમાં લડાઇના ઝળકારા કાંઇજ થયા નહિ, પણ આખો દેશ લક્ષ્મીદેવીથી ઝળાંઝળાં થઈ રહ્યો. માન્ચેસ્ટર અને બર્મિંગહામની વસ્તી આ અરસામાં ત્રીશ વર્ષે બમણી થઈ ગઈ. કારીગરી અને વેપાર એ બંને દિનપરદિન વધ્યાંજ ગયાં. લિવર્પુલ એક નાનો સરખો ગામડીયો કસ્બો હતો, તે રાજ્યમાં ત્રીજા

નગરનું બંદર થઈ રહ્યું. ખેતીમાં સુધારો થઈ ખેડુતો સુખી થઈ ગયા, અને તેની સાથે દેશની આબાદીનું મુખ્ય ચિન્હ જે જમીનનાં ગણોત, તે પહેલાં કરતાં ત્રણ ગણાં વધ્યાં.

આવો કારભારી લોકપ્રિય થાય એમાં શું આશ્ચર્ય? વેપારી તથા તમામ ગૃહસ્થવર્ગ તો એની ઉપર ફિદા ફિદાજ થઈ ગયો, અને પાર્લામેન્ટમાં એનું જોર એટલું હતું કે આપણે સામું બોલીને શું કરી શકવાના છિયે એમ ધારી ટોરીપક્ષના તો કેટલીકવાર ત્યાં હાજર પણ થતા નહિ. આટલી બધી સત્તાનું મૂળ કારણતો અલબત્ત એની ઉત્તમ રાજનીતિજ હતી, પણ તેની સાથે એ પણ ખરૂં કે પાર્લામેંટવાળાઓને લાંચ આપવામાં પણ એ બહુજ પૂરો હતો.

**पार्लिमेंटवाळाओने लांच** આપવાની રીત વાલપોલેજ કાઢી એમ તો કાંઈ નથી. લાંચનો ધારો તો રાજ્યમાં જ્યારથી આમની સભા સર્વોપરી સત્તાધીશ થઈ હતી ત્યારથી નીકળ્યો હતો. એ સભાસદોનો મત હવે કાંઈ જેવીતેવી વસ્તુ નહોતી, અને તેથી તે મેળવવા કારભારીઓ બહુ પ્રયત્ન કરતા. આ સમે પાર્લામેંટના કામકાજ છપાતાં નહોતાં તેથી અમુક સભાસદે કેવો મત આપ્યોછે તે લોકને જાણવામાં આવતું નહિ, અને તેથી તેઓ નિડરપણે તે વેચતાં કાંઈપણ લજવાતા નહિ. વાલપોલનો તો આ બાબત મનુષ્યજાત વિષે એવો હલકો વિચાર હતો, કે તે હમેશાંજ કહેતો કે દરેક માણસની કિંમત છે, એટલે, ગમે એવો માણસ હોય પણ જો તેના માપ પ્રમાણે કોઈ લાંચ આપનાર મળે, તોતે ચળ્યા વિના રહેજ નહિ. આ નિયમ લાગુ ન પડે એવા તો જગતમાં વિરલાજ, એમાં કાંઈ શક નથી, તોપણ એવા વિરલાએ હોયછે ખરા. વાલપોલ પોતે કદી પણ લાંચ ખાતો નહિ, અને જ્યારે એનો કારભાર છૂટ્યો ત્યારે એ મૂળે હતો તે કરતાં પણ નિર્ધન અવસ્થામાં માલમ પડ્યો.

**स्पेन साथ लडाई अने देशमां वखेडा** આ રાજ્યમાં કેટલીક વાર થયા પણ તેમાં નોંધવાજોગ કાંઈપણ નથી.

**राजानुं मरण** ઈ. સ. ૧૭૨૭ માં તે હાનોવર જતો હતો તેવામાં

વારમાં નીપજ્યું. એમ કહેછે કે એ ઈંગ્લાંડની ગાદી ઉપર આવ્યો તે પહેલાંથીજ એણે કાંઈ ખોટ શક ઉપરથી પોતાની પરણિયત સ્ત્રીને એક કિલ્લામાં કેદ કરી રાખી હતી, અને તે મરતી વખત હાલ પોતાના ધણીને ગુસ્સા ભર્યો કાગળ મોકલતી ગઈ હતી, તેમાં એમ લખ્યું હતું, કે તેં જે મારી ઉપર જુલમ ગુજાર્યોછે તેનો જવાબ દેવા હું તને ઇશ્વરના દરબારમાં એક વરસને એક દિવસની મુદતમાં બોલાવુંછું. આ કાગળ એને રસ્તામાં મળ્યો, અને તે વાંચતાંજ એ ભયભીત થઈ ધરણીએ ઢળ્યો, તે પાછો સચેતજ થયો નહિ. પાસેના ગામમાં લઈ જતાં જતાં એ ગાડીમાંજ પ્રાણમુક્ત થયો.

## जाहिर खबर.

સદ્ગૃહસ્થો!!! આપ જાણોછો કે હવે દિવસે દિવસે કેળવણીનો પ્રસાર વધતો જાય છે ને તેના પ્રમાણમાં અમદાવાદ તથા રાજકોટ ટ્રેનિંગકાલેજમાં કેળવણી લેનારા સ્કાલરોની સંખ્યા વધતી જાયછે પણ દિલગીરછું કે મારા નાગર બંધુઓ તેમાં ભાગ લેતા નથી. તેમના ઉત્તેજનને માટે હું નીચે સહી કરનાર ખબર આપુંછું કે મારા રત્નપુર (લુણાવાડા) માંથી હરકોઈ ન્યાતીનો અને આખા ગુજરાતમાંથી મારો હરકોઈ નાગરબંધુ અમદાવાદ અગર રાજકોટ ટ્રેનિગકાલેજમાં સને ૧૮૮૭-૮૮ ની સાલમાં દાખલ થઈ મને લખશે તો તેને જોઈતા વર્ષનાં તમામ પુસ્તકો પુરાં પાડવામાં આવશે.

સેવક

હિરાલાલ કરૂણાશંકર પારિક.

મહેતાજી પીપળોદ તા. દેવગઢ.

## निशाळोनां इनामपत्रक.

(પાછળ પૃષ્ટ ૪૮ થી.)

તેરનાઇટસ્કૂલ. વાર્ષીક ઇનામ ૨૪-૯-૦નું વહેંચાયું-વીરાણીગુ. નિશાળ. રા. થાણદાર તથા ફોજદારે સ્કૂલ તપાસી રૂ૦ ની શાકર વહેંચી. હિંદુ ખત્રી ચાગપાલમનજી તરફથી રૂ૦ ની સાકર વહેંચી.—આસંબીઆ ગુ. નિશાળ. આરંભડાના રાણાશ્રી સાગરામજી પુંજાજી તરફથી રૂ૧—૦—૩

ની સાકર વહેંચાઈ—નીચેણા દ. ગુ. નિશાળ. દરબાર શ્રી તરફથી વાર્ષીક ઇનામ ३૩—૧૪—૯ નું વર્યું. રા. મુનશી હરજીવન સેવકરામ રા. છુ. દયારામ રૂપજી તથા પટેલ જેસંગ વિઘાણી તથા ગોવિંદ હઠ્ઠાભાણીએ રૂ૧ા ની મીઠાઈ વહેંચી.—લોદાણી ગુ. નિશાળ. ગામધણી વાઘેલા રામનસંઘજી તથા મહાજન વગેરે તરફથી રૂ૧—૧૪—૦ ની સાકર તથા રૂ૧—૧૪—૦ પાઘડી મેહેતાજીને, ખુદાવંદ મહારાજાશ્રીને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી ગામધણી તરફથી તથા મેહેતાજી તરફથી રૂ૦ા ની સાકર વહેંચાઈ.—ખેડોઈ ગુ. નિશાળ. ખુદાવંદ મહારાઓશ્રીને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી જાડેજા ફુંજાજી તથા ડોસાજી વિગેરે તરફથી રૂ૫) ની સાકર તથા પારસી સોરાબજી કુંવરજીની કુંપની તરફથી ફરામજીએ રૂ૨ા ની સાકર વહેંચી.—મુન્દ્રા દ. ગુ. નિશાળ. ખુદાવંદ મહારાજ શ્રી હજુર સાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી રૂ૧૫) ની સાકર વહેંચી.—ચિત્રોડ ગુ. નિશાળ. ખુદાવંદ મહારાજાશ્રી હજુર સાહેબને ત્યાં પાટવી પુત્રનો જન્મ થવાથી જાડેજા ભાનજી તરફથી રૂ૧ા તથા વસ્તી તરફથી ૦—૧૪—૦ ની મીઠાઈ.—કોટડી ગુ. નિશાળ. ખુદાવંદ મહારાજાશ્રી હજુરસાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી જાડેજા અભેરાજજી તરફથી તથા પૃથીરાજ તરથી રૂ૭—૯—૦ ગુસાંઈ ઉમરપુર તરફથી રૂ૨) શા. દેવચંદ ડોસા તથા રાજગર ત્રીકમજી તથા બીજા સદગૃહસ્થો તરફથી રૂ૨ા નું ઇનામ, રૂ૯—૬—૦ નાં પુસ્તકો, રૂ૨ા ની સાકર વહેંચી—નાગ્રેચા ગુ. નિશાળ. ખુદાવંદ મહારાજા શ્રી હજુર સાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી મેહેતાજી કરશનજી હરખજી તરફથી રૂ૦ા ની દ્રાક્ષ વહેંચવામાં આવી.—ગોધરા ગુ. નિશાળ. પંડિત જેઠારામ મુકુંદજી તરફથી રૂ૧) ના પેંડા ખુદાવંદ મહારાજા હજુરસાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી તે પ્રસંગપર સદગૃહસ્થો તરફથી રૂ૨) ની સાકર વહેંચી—ગઢસીસા દ. ગુ. નિશાળ. મેહેતાજી વૈજનાથને ઘેર પુત્રનો જન્મ થવાથી મીઠાઈ રૂ૨—૧—૮ ની વહેંચી—ભાડા ગુ. નિશાળ. પટેલ કેશરજી તરફથી રૂ૧ા ની સાકર. રૂ૨—૨—૬ નાં પુસ્તકો તથા મેહેતાજીને પાઘડી રૂ૧—૧૪—૦ ની રા. બાલા કારભારી વગેરે તરફથી રૂ૧ા ની ચોપડીઓ વહેંચવામાં આવી.—વાંઢીઆ ગુ. નિશાળ. બાઈ લક્ષ્મીબાઈ તરફથી રૂ૩ાા નાં

પુસ્તકો તથા રૂ૧ ની મીઠાઈ. ખુદાવંદ મહારાઓ શ્રીને ત્યાં પાટવીકુંવરનો
જન્મ થવાથી જાડેજા મોડજી તરફથી છોકરાઓને રૂ૧ ની મીઠાઈ વહેંચી.
કટારીઆ ગુ. નિશાળ. મેતા આસકરણ જાલમસિંહ તરફથી રૂ૦॥ ની
મીઠાઈ.—કુંભારીઆ દ. ગુ. નિશાળ. પંડ્યા ગંગારામ વસ્તાણી તરફથી
રૂ૧) નાં પતાસાં, નિશાળના નવા મકાનના વાસ્તુ વખતે રૂ૧) ની વસ્તી
તરફથી મીઠાઈ વહેંચાઈ—કપાઈઆદ. ગુ. નિશાળ. રા. પુ. નારાણજી
વિગેરે તરફથી રૂ૨॥ નાં પુસ્તકો, રૂ૧) ની સાકર, ખુદાવંદ મહારાજા શ્રી
હજુરસાહેબને ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી રૈયત તરફથી રૂ૧) ની
સાકર, ગોરજી કલ્યાણજી તરફથી રૂ૦॥ ની સાકર વહેંચાઈ—કોઠારા ક-
ન્યાશાળા. શા. ખીમજી પદમસિંહ તરફથી જૈનચિંતામણીની ચોપડી
રૂ૧૮) ની, શા. મેઘજી તરફથી રૂ૦॥ નાં પતાસાં, શેઠ તુળશીદાસ અને
શેઠ ઓધવજી તરફથી રૂ૦॥ નાં પતાસાં, રૂ૦॥ ની પાઘડી મહેતાજીને,
રૂ૦ ભરતશિક્ષકને, તેડાં કરનારી તથા આસિસ્ટંટ વિગેરેને રૂ૫૦) રોકડા.
મુદ્રા કસરતશાળા. ભૂજના કસરત માસ્તર વિશ્રામ વેલજીએ રૂ૧ ના પેંડા
વહેચ્યા.—મોથાળા ગુ. નિશાળ. ખુદાવંદ મહારાજા શ્રી હજુરસાહેબને
ત્યાં પાટવીકુંવરનો જન્મ થવાથી જાડેજા આમરજી તથા કાકુજી ગાડેજી
તથા સદગૃહસ્થો તરફથી છોકરાને રૂમાલ રૂ૯ ના, પેંડા રૂ૨—૯—૦ ના
તથા મહેતાજીને પાઘડી રૂ૧ ની.—સણવા ગુ. નિશાળ. રા. રાપર વહી-
વટદાર તરફથી મીઠાઈ રૂ૩॥ ની.—ફતેગઢ. દ. ગુ. નિ. રા. રાપર વહી-
વટદાર તથા ગામના લોકો તરફથી રૂ૨—૨—૦ મીઠાઈ, જામનગરના મીર
બાપુમીઆં તરફથી રૂ૦ સાકર. ખુદાવંદ હજુરશ્રીને ત્યાં પાટવી કુંવરનો
જન્મ થવાથી રા. પુ. એદાજ તરફથી રૂ૦ ની સાકર તથા રૂ૦ મહેતા-
જીની તરફથી સાકર.—લાયજા ગુ. નિ. ખુદાવંદ મહારાજા શ્રી હજુર સા-
હેબને ત્યાં પાટવી પુત્રનો જન્મ થવાથી મહેતાજી પ્રભુજી વકીલ, કાનજી
બીજાઓની તરફથી રૂ૧॥ મીઠાઈ.—ભૂજ. આલ્ફ્રેડ હાઇસ્કૂલ. ખુદાવંદ
મહારાજા શ્રી હજુરસાહેબને ત્યાં પાટવી પુત્રનો જન્મ થવાથી દરબારશ્રી
તરફથી રૂ૭—૭—૪ ની સાકર વહેંચાણી.—હુન્નરશાળામાં, આર્ટસ્કૂલ.
રૂ૭—૩—૭ સાકર—નાઈટ સ્કૂલમાં રૂ૧—૯—૭ સાકર.—પોશાળામાં

૩૪—૧૪—૦ શાકર,—એગ્લો. વ. સ્કૂલમાં. ૩૧૪—૫—૨ શાકર—ગા; મડી નિશાળમાં. ૩૩૨—૦—૬ શાકર.—વીરાઈ ગૂ. નિ. કુધેના ઠા. દેવસિંહ ધરમસિંહએ ૩૦ાા શાકર.—બોટા ગૂ. નિ. ન્યાયાધીશ રા. મૂળ-જાંકરભાઈ વિગેરે તરફથી ૩૩) પુસ્તકો, ૩૨ાા મીઠાઈ, ૩૧ મહેતાજીને પાઘડીનો આપ્યો.—મૂળ નં. ૨ જાની નિ. કશરતશાળા. મુદ્રાના રહીશ જૈન્યજતી મોતીચંદ કુશળચંદજી તર્ફથી ૩૨) મીઠાઈ વહેંચી. રવાના તા. ૧૨—૨—૮૬ મુ ગોંડારા.

(ઇંગ્રેજી સહી) દલપતરામ પ્રાણજીવન ખખ્ખર.
એ. ઇન્સ્પેકટર પ્રાં. કચ્છ.

જાવક નંબર ૭૦ સન ૧૮૮૬-૮૭

ગોધરા કન્યાશાળા. જણાવવાને ઘણી ખુશી ઉત્પન્ન થાયછે કે અત્રેના કેટલાક સદગૃહસ્થોએ મળી છોડીઓને ઉત્તેજનાર્થે એક ઉઘરાણું કરી ૩૧૬ાા એકઠા કરી તેમાંથી ૩૭૬) ની સ્કોલરશીપ આપવી ઠરાવી બાકીના ૩૪૦ાા નું ઇનામ તા. ૨૯-૧૧-૮૬ ને રોજ મોટો મેળાવડો ભરી વહેંચવામાં આવ્યું હતું. સદરહુ ઉઘરાણામાં જે સખી ગૃહસ્થોએ પોતાની ઉદારતા બતાવી છે તેમનાં નામ ૩૬) મે. વિન્ટરસાહેબ, ૩૫) મે. ડબ્લ્યુ મોરીસન સાહેબ, ૩૫) રા. સા. મોતીલાલ ચુનીલાલ, ૩૫) રા. સા. હીંમતલાલ ધીરજરામ, ૩૫) રા. સા. બુલાખીદાસ ગંગાદાસ, ૩૫) રા. સા. પ્રાણજીવનભાઈ બારીઆ દરબારશ્રીની તરફથી, ૩૪) રા. બા. વરજરાય પુરૂષોત્તમરાય, ૩૩) રા. સા. માધવલાલ હરીલાલ દેશાઈ, ૩૨) રા. સા. માણેકલાલ નરસિંરામ, ૩૬) શેઠ, અને દાદીશેઠ બારીસ્ટર. ૩૨) બી. એ. દલાલ, ૩૩) મી. પી. ટામસ, ૩૩) રા. ઠાકોરદાસ નારણદાસ, ૩૨) રા. રઘનાથરાવ દીનાનાથ, ૩૨) આ. સા. અબાસ અલીખાન, ૩૨) દેશાઈ લક્ષ્મણરાવ મહાનંદજી, ૩૧) રા. રા. ગુલાબરાવ કલ્યાણરાવ, ૩૧) રા. રા. વૈકુંઠરાય આણંદરાય, ૩૧) રા. માધવરાવ ગણપતરાવ કુંડલીચ, ૩૧) શેઠ કુંવરજી જમસેદજી, ૩૧) પારસી શેઠ, ૩૧) રા. રા. ત્રંબકરાય કુશળજી, ૩૧) રા. માર્તંડરાવ બાપુજી, ૩૧) રા. બાપુજી સદાશિવ, ૩૧) પારેખ. જગજીવનભાઈ શીવલાલ, ૩૧) દોશી. ઓધવજી કુંવરજી, ૩૧) મુલાં વલીભાઈ કરીમભાઈ, ૨) શેઠ જીવાભાઈ કરમુલાભાઈ, ૩૧) શેઠ કરી-

મજી અરસેદજી, રૂ૦ા રા. શામળદાસ ભોગીદાસ, રૂ૦ા રા. ઉમીયાશંકર પ્રભાશંકર, રૂ૦ા મોદી. ગિરધર કરસનજી, રૂ૦ા મોદી. ચુનીલાલ વરજલાલ, રૂ૦ા બારોટ. દાદાભાઈ માનસેંગ, મળી રૂ૭૬ાા અને તા. ૨૦-૮-૮૬ થી આજ લગીમાં રા. સા. નારણભાઈ લલ્લુભાઈ દેશાઈએ પોતાની ઉલટથી રૂ૧ાા નાં પતાસાં, રા. સા. હીંમતલાલ ધીરજરામ રૂ૦ા નાં પતાસાં કન્યાશાળામાં પધારી વહેંચ્યાં છે. તેમજ સુતાર કાળીદાસ આત્મારામે રૂ૦ાા નાં પતાસાં પોતાની પુત્રીને નિશાળે બેસાડી વહેચ્યાં હતાં વળી તા. ૨૭-૧૨-૮૬ ને રોજ અત્રેના બારોટ. મોતીલાલ દાદાભાઇને ઘેર પૂત્રનો જન્મ થવાથી બાળકીઓને રૂ૧) નાં પતાસાં વહેંચ્યાં છે તે ખુશી થવા જેવું છે. ઉપરની તમામ હકીકતથી સર્વ સભ્ય ગૃહસ્થોનો હું કન્યાશાળા પ્રત્યે ઉપકાર માનુંછું ને આશા રાખુંછું કે આવાં આવાં ઉત્તેજન હવે પછી પણ સદગૃહસ્થો તરફથી મળશે તો દીનપર દીન કન્યાશાળાની સ્થીતિ ઘણી આબાદિમાં આવશે. એજ. તા. ૫-૧-૮૭

ત્રિભોવન જગજીવન. ગો. ક. ના મેહેતાજી.

સ્કૂલ કમિટિના ચેરમેન સાહેબના રૂબરૂના હુકમથી.

પ્રાંત ઝાલાવાડ.

૧૦૭૬

વાંકાનેર મુખ્ય.—પ્રાંત કાઠીયાવાડના મહેરબાન પોલી. એજંટ સાહેબે સ્કૂલ તપાસી ત્યારે દરબારથી તર્ફથી રૂ૪૬) ચોપડીયો તથા રૂ૧૬ની મીઠાઈ કુલ રૂ૬૨) અને કન્યાશાળામાં રૂ૨૩)નાં કપડાં વહેંચ્યાં—લુણસર. મહેરબાન વાઇટ સાહેબે સ્કૂલમાં પધારી રૂ૫)નું ઇનામ વહેંચ્યું—અંકેવાળીઆ. અત્રે નિશાળની સ્કૂલ કમિટિએ રૂ૨) મીઠાઈ વહેંચી.—વઢવાણ તા. સ્કૂલ. મારવાડી મોડજી નથુજીએ પોતાને ઘેર દીકરાનો જન્મ થવાથી રૂ૧) સાકર વહેંચી. અને બ્રાંચ નં. ૧ લી. વોરા સુંદરજી ધનજીએ પોતાની દીકરીને પુત્રનો જન્મ થવાથી રૂ૦ાા દ્રાક્ષ વહેંચી—રામપુરા. ગુંદીઆળાના આજમ માનેજર સાહેબે રૂ૦ા મીઠાઈ વહેંચી—લીલાપુર. પટેલ કહાનજી લાલજીએ રૂ૦ાં મીઠાઈ—નારીચાણા. મહેતાજી બાપુજી રાજારામે રૂ૧ા ચોપડીયો વહેંચી—ચુડા તાલુકા સ્કૂલ. ભેરાઈ ભોલા વીસાને ત્યાં દીકરાનો જન્મ થવાથી રૂ૧ા દ્રાક્ષ—ધ્રાંગદ્રા. મહારાજા રાજસાહેબ તર્ફથી

રૂ૧૦) મીઠાઈ તથા આમરણના દરબારશ્રી તરફથી રૂ૨) ની મીઠાઈ—ઉમરડા. અહીંના વહીવટદાર સાહેબે વાર્ષિક પરીક્ષા વખતે રૂ૦॥ સાકર. આસણીઆદ. શા. વના લાડકા તથા પેથા ભગાએ રૂ૧॥ રૂમાલ વહેંચ્યા—તીથવા. વારસીક પરીક્ષા વખતે રૂ૦—૧૧—૩ સ્કૂલ કમિટી તરફથી સાકર વહેંચી—પંપળીઆ. સ્કૂલ કમિટિના મેમ્બરોએ રૂ૧) સાકર વહેંચી—પંચાસીઆ. ખુદાવંત રાજસાહેબે પરીક્ષા લઈ રૂ૧) સાકર તથા મહેતાજીને રૂ૩) પાઘડીના આપ્યા—પાણસીણા. સંસ્થાન લીંબડીના મહેરબાન કારભારી સાહેબે પરિક્ષા લઈ રૂ૧) સાકર વહેંચી—ભાલોદ. શા. કશળચંદ ત્રીકમ, તથા ગોકળ હીરાએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૦। મીઠાઈ વહેંચી—દૂધરેજ. કુરણાશંકર દયાળજીએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૧) સાકર તથા આમરણ દરબારશ્રીએ રૂ૧॥ મીઠાઈ—વઢવાણ કંન્યાશાળા. ખુદાવંત ઠાકોર સાહેબે બાળસીંહજી સાહેબે સ્વતંત્ર અધિકાર હાથ લેતાં કંન્યાઓને રૂ૧૩॥ ઓઢણાં વહેંચ્યાં—તલસાણા. નવા મકાનમાં નિશાળ બેસાડતાં તાલુકદારોએ પરીક્ષા લઈ રૂ૨) ની મીઠાઈ વહેંચી તથા રૂ૨) મહેતાજીને પાઘડીના આપ્યા—સાયલા. પારેખ ગુલાબચંદ છગનલાલ, તથા ઉજમસી ગગાભાઇએ પોતપોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૪) દ્રાક્ષ વહેંચી—ચુડા. રાજશ્રી પોપટભાઈ જેસંગભાઇએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૩) મીઠાઈ વહેંચી—કંન્યાશાળામાં. રા. ભાઇશંકર કાળીદાસે પોતાની દીકરીને નિશાળે બેસાડી રૂ૦॥ મીઠાઈ વહેંચી—કસાદા. દથાડાના માલેક શ્રી જોરાવરખાનજી બાવાસાહેબને ત્યાં કુંવરનો જન્મ થતાં રૂ૧) ની સાકર તથા કરસનને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૦। પતાસાં. કુલ રૂ૧।—વડગામ. શા. પોપટ ખીમચંદે પોતાને ત્યાં દીકરાનો જન્મ થતાં રૂ૦॥ સાકર વહેંચી—થાન. લખતરના મહારાણાશ્રી કરણસીંહજીએ પરીક્ષા લઈ રૂ૨) મીઠાઈ તથા ભગવાનજી અને બેચરે મળી રૂ૧-૧૦-૦ મીઠાઈ કુલ રૂ૩—૧૦—૦—કુંથારીઆ. આજમ બાવકા થાણદાર સાહેબે રૂ૨) સાકર વહેંચી—ધ્રાંગદરા. તા. ૧૯-૧૨-૮૫ ને રોજ મહારાજ રાજસાહેબે રૂ૫) ની મીઠાઈ વહેંચી—કુમણા. રાણા દેશરીસંગે ઉઘરાણું કરી રૂ૧॥ માં છોકરાઓને જમાડ્યા—દેવચરાડી. વોરા ફુલચંદ ખુશાલને

ત્યાં દીકરાનો જન્મ થવાથી રૂ૬ા સાકર વહેંચી—વાંટાવદર. રૂ૧) મહેતાજીએ સાકર વહેંચી—ટીંકર. શા. જેઠા ઓડીદાસે રૂ૧ા મીઠાઈ—પીપળીઆ. તા. ૧૩-૧૧-૮૫ મે તિયતાના વહિવટદાર સાહેબે રૂ૧ા સાંકર વહેંચી—લુણસર. મહેરબાન વાઈટસાહેબે રૂ૫) તથા બીજા ગ્રહસ્થોએ રૂ૨ા કુલ રૂ૭ા ખર્ચ કરી છોકરાઓને જમાડ્યા—રંગપુર. રાણા જાલમસંઘ કલ્યાણસંઘે છોકરાઓને વાર્ષીક પરીક્ષા વખતે રૂ૧) સાકર વહેંચી—ચંકેવાળીઆ. રાણા રતનસંઘજીએ પોતાને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૧) સાકર વહેંચી—દેવપુરા. વાર્ષીક પરીક્ષા વખતે પટેલીઆઓએ મળી રૂ૨ા સાકર તથા રૂમાલ વહેંચ્યા—ટોકરાળા. ૩૦-૧૧-૮૫ વાર્ષીક પરીક્ષા વખતે રૂ૨ા ગામના ગ્રહસ્થોએ રૂમાલ તથા સાકર વહેંચી—પરતાળા. તા. ૮-૧૨-૮૫ આજમ જંબુ વહીવટદાર સાહેબે નિશાળમાં પધારી રૂ૦ા સાકર વહેંચી—ખોડુ. સંસ્થાન વઢવાણના ઠાકોર સાહેબ પધારતાં રૂ૧ાા ની મીઠાઈ તથા રૂ૨) મહેતાજીને પાઘડીના કુલ રૂ૩ાા—ખારવા. દોશી ગોબરભાઈ ઉકાભાઈએ પોતાને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૨) મીઠાઈ—દેદાદરા. વારસીક પરીક્ષા વખતે રૂ૧) મીઠાઈ ગામ લોકો તરફથી તથા ૧૨-૧૨-૮૫ વઢવાણના ઠાકોર સાહેબ પધારતાં રૂ૩) મીઠાઈ રૂ૪) મહેતાજીને પાઘડીના કુલ રૂ૮)—વઢવાણ કંન્યાશાળા. ખુદાવંદ ઠાકોર સાહેબ ગાદીએ બેસતાં રૂ૧૦) શ્રી શીક્ષકને પાઘડીના રૂ૫) રૂપે. આ. કરસનજીને રૂ૨) શ્રી સી. નંદબાને રૂ૧—૧૦—૦ આ. હરજી ભાણાને રૂ૦—૬—૦ કંન્યાઓને આપ્યા. તથા વોરા નારણજી અને પુરૂષોતમે મળી રૂ૧ા મીઠાઈ કુલ રૂ૨ા—વેળાવદર. ૧૨-૧૨-૮૫ ને રોજે ખુદાવંદ ઠાકોરસાહેબ પધારતાં રૂ૧) મીઠાઈ તથા રૂ૨) મહેતાજીને કુલ રૂ૩)—તલસાણા. મહારાણાશ્રી વેરીસાજીએ એક ઘડીયાળ રૂ૨) ની બક્ષીસ આપી—દશાડા. વાર્ષીક પરીક્ષા વખતે તાલુકદારોએ રૂ૧૫) રૂમાલ તથા મીઠાઈ વહેંચી અને ભાગદાર મલેકશ્રી જોરાવરખાનજીએ પોતાને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૬) મહેતાજીને પાઘડીના આપ્યા. તથા રૂ૩) રૂપે આસી. તથા રૂ૫) પાંચ આસીસ્ટંટને પાઘડીના આપ્યા. રૂ૨૦) ના રૂમાલ રૂ૩) મીઠાઈ કુલ રૂ૫૨)—કલાડા. વારસીક પરીક્ષા વખતે મલેકશ્રી જોરાવરખાનજીએ રૂ૫-૨-૩ રૂમાલ રૂ૪) મહેતાજીને પાઘડીના

રૂ૧) શેઠ દેશરે મીઠાઈ કુલ રૂ૧૦-૨-૩—વસાવડી. વારસીક પરીક્ષા વખતે ગામલોકો તરફથી રૂ૨) રૂમાલ રૂ૦॥ મીઠાઈ કુલ રૂ૨॥—પીપળી. વારસીક પરીક્ષા વખતે બજાણાના કારભારી સાહેબે રૂ૩—૨—૦ ચોપડીયો તથા રૂ૦॥ મીઠાઈ તથા રૂ૨) મેહેતાજીને પાઘડીના કુલ રૂ૫—૧૦—૦—ઝીંઝુવાડા કન્યાશાળા. રૂ૨) મેહેરબાન કારભારી સાહેબે વારસીક પરીક્ષા વખતે રૂમાલ, સ્લેટો, તથા પેનો વેહેંચી—થાનગઢ. મેહેતા જુઠા ગોવિંદજી તથા કંત્રાકટર પુંજા મકનજીએ ખુશાલીમાં રૂ૧—૯—૦ મીઠાઈ વેહેંચી—ઝોબાળા. વારસીક પરીક્ષા વખતે સ્કૂલકમિટિએ તથા પ્રેસીડેન્ટ સાહેબે રૂ૦—૧૦—૦ મીઠાઈ વહેંચી—પાળીઆદ. આજમ થાણદાર સાહેબે તા. તાલુકદારો અને ડાકટર સાહેબે રૂ૪૮) ચોપડીયો તથા મીઠાઈ રૂ૨૦) મહેતાજીને પાઘડીના આપ્યા.—રવાના તા. ૧૩-૧-૮૯ મુ. લીમડી.

(અંગ્રેજી સહી) કૃષ્ણલાલ ગોવિંદલાલ.
ડે. એ. ઇન્સ્પેકટર પ્રાંત ઝાલાવાડ.

ખેડા અંગ્રેજી સ્કૂલ.

જા. નં. ૧૨૫. ૫-૨-૮૭.

તારીખ ૨૯ મી જાનેવારી સને ૧૮૮૭ ના રોજ ખેડાના મેહેરબાન કલેકટર સાહેબ જે. કે. સ્પેન્સ સાહેબે વિદ્યાર્થીઓને વાર્ષીક ઇનામ વહેંચ્યાં તે વખતે રાવસાહેબ ચુનીલાલ દલપતરામ ખેડાના સબ જડજ સાહેબે રૂ૨) ની બરફી વેહેંચી તથા ગરીબના છોકરાઓને ચોપડીયો આપવાને સારૂ મહેરબાન જે. કે. સ્પેન્સ સાહેબે રૂ૧૦) શેઠ મુળજીભાઈ દામોદરદાસે રૂ૪) ટી. રી. ખાંડવાળા આકટીંગ સીવીલસરજન રૂ૨) ખેડા મ્યુનિસિપાલિટીના પ્રેસીડેન્ટ સાહેબ નરસીરામ વજેરામ રૂ૨) શેઠ વીરચંદ પરભુદાસ રૂ૨) શેઠ. છોટાલાલ ત્રીકમદાસ રૂ૨) શેઠ. અમરતલાલ નરોતમદાસ રૂ૨) શેઠ. કુબેરદાસ હરગોવિંદદાસ રૂ૧) શેઠ. વરજભાઈ લલુભાઈ રૂ૧) વકીલ. હરિલાલ રણછોડદાસ રૂ૧) વકીલ. છગનલાલ ગીરધરદાસ રૂ૧) શેઠ. નરોતમદાસ આગર રૂ૧) કુલ રૂ૨૯) રવાના તા. ૫-૨-૮૭.

(ઇંગ્રેજી સહી.) હરિલાલ કહાનદાસ.
હેડમાસ્તર અંગ્રેજી સ્કૂલ.

—❦—

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

APRIL 1887.

પુસ્તક ૨૬ મું. એપ્રિલ, ૧૮૮૭. અંક ૪ થો.

માતાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;-
કર અતિ મન લાવની, અરી એતી ધરી હામ.

અનુક્રમણિકા પૃષ્ઠ CNNTENTS:





( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની લિમિટેડના પ્રેસમાં રણછોડભાઈ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { ૩૧) વરસનો અગાઉથી. / ૩૦)= છૂટક એક અંકનો } { ટપાલ ખર્ચ માફ.




પુસ્તક ૨૬ મું. એપ્રિલ. સન ૧૮૮૭. અંક ૪ થો.

# ज्युबिलीना उत्सवमां सरकार तरफथी अपाएलां दानमान.

ઉત્સવ શબ્દનો અર્થજ એવો છે કે, હર્ષની લાગણીઓનું પ્રસંગવશાત્ બહાર નીકળી આવવું. એમ છે તો જ્યુબિલીના ગયા મહોત્સવને પ્રસંગે સર્વજનોનો હર્ષ મનસા, વાચા, ને કર્મણા એ ત્રણે પ્રકારે બહાર નીકળી આવવો જોઇતો હતોજ, અને તે પ્રમાણેજ (અમે ગયા અંકમાં નોંધ્યુંછે) તેમ તે ચોતર્ફ ગાજી રહ્યો હતો. એ પ્રસંગે આખા ભરતખંડમાં જે જે કવનો ગામેગામ ગવાયાં છે તેનો સંગ્રહ કરીએતો મહાભારત કરતાં પણ મોટું પૂર થઈ જાય એમ અમને લાગેછે; પરંતુ વાચા કરતાં કર્મણાદ્વારે જણાએલી વૃત્તિઓ વધારે પ્રમાણિક અને નિઃસંદેહ વધારે લોકોપયોગી ગણાય છે; માટે આ ઉત્સવ નિમિત્તે દેશમાં કેવાં કેવાં કામ થયાં તેની નોંધ લેવી એ અમે ઘણું અગત્યનું કામ સમજીએ છિયે.

આ પ્રસંગે જે જે કાર્યો થાય તેમાં કેટલાંક બહાલી ઉપયોગનાં અને કેટલાંક તત્સમયી શોભાનાં રાખ્યાં હોય તો બહુ સારૂ, એમ સરકારે પ્રથમથીજ સૂચવ્યું હતું; અને આ શાણી સૂચનાનો લાભ લઈ ઘણું કરીને સઘળે ઠેકાણેજ એ અવસરપર ખરચવા ધારેલા નાણાના એ રીતે બે મુખ્ય ભાગ પાડવામાં આવ્યા હતા; એ એક મહાસંતોષની વાતછે; કેમકે એ અવસરને આનંદોત્સવથી લપેટી ઝળકાવવાની જેટલી જરૂર હતી, તેટલીજ તેનું સંભારણું જગતમાં "યાવત્ ચંદ્રદિવાકરૌ" રહે એમ કરવાની

પણ વિશેષે કરીને હતી, છેવટ કાર્યો આ મહોત્સવનું સંભારણું આપ્યાં ઉપરાંત હમેશાં દેશને અખંડિત લાભ કર્યાજ કરશે. અમે આશા રાખીએ છિયે કે ભાઈ વિઠલદાસ ધનજી જે જ્યુબિલી વિશે એક ચોપડી પ્રગટ કરનાર છે તે આ બંને પ્રકારના કાર્યોનો પ્રથક પ્રથક હેવાલ આપશે, અને બની શકે ત્યાંસુધી આખા હિંદુસ્તાનના આંકડા ઘટતી વિગત સાથે તેમાં દાખલ કરશે.

આ પ્રસંગે ત્રણ તર્ફથી એ દ્વિવિધ ઉત્સવ થયો હતો. પ્રજા, દેશીરાજ્યો, અને ખુદ ઇંગ્રેજસરકાર. એમાં આપણા ઇલાકાખાતે સરકાર તર્ફથી શાં શાં કાર્યો કરવામાં આવ્યાં હતાં તે આપણે આજ તપાસીએ. ઠેકાણે ઠેકાણે સરકારની તરફથી રોશનીની શોભા, નિર્ધનોને અન્નવસ્ત્રોનું દાન, તથા નિશાળોમાં મીઠાઈ વિગેરેને માટે, ઉચક રકમો આપવામાં આવી હતી; અને તે ઉપરાંત બહાલી કામ નીચે મુજબ કરવામાં આવ્યાં છે.

विक्टोरिया टेक्निकल इन्स्टिट्युट એ નામની મુંબાઇમાં હુનરી કેળવણી આપવાને માટે એક પાઠશાળા સ્થાપવાનો વિચાર લાર્ડ રેની સરકારે તા. ૨૯ મી જાનેવારી સને ૧૮૮૭ના મુંબાઇના કમિશનરે મિશ્રા કાગળથી જાહેર કર્યોછે. વળી, એમાં લખ્યુ છે કે એનો વહીવટ સરકાર તર્ફના છે, મુંબાઇની મ્યુનિસિપાલ કાઉન્સલના ૨, રિપન ફંડ તર્ફના ૨,તથા પોર્ટઇસ્ટ, મેમ્બર આવ્ કામર્સ, સાસુનમિકેનિક ઇન્સ્ટિટ્યુટ, અને જમશેદજી જીજીભાઇની સ્કુલ આફ આર્ટના ફંડના ટ્રસ્તીઓ તર્ફથી એકેકો પ્રતિનિધિ; એ રીતે કુલ ૧૧ પુરૂષો ચલાવશે અને ત્યાં અભ્યાસક્રમ તથા નીમણુકો સરકારની મંજુરી મુકરર કરવામાં આવશે. એ અને બીજી જે હવે પછી જરૂરની માલમ પડે તે સરતોની સાથે દરવર્ષે ૨૨૫૦૦૦) એ કામમાં આપવા સરકારે કબુલ કર્યોછે. વળી, એ હુનરી પાઠશાળાનો પ્રારંભ જલદીથી થવાના હેતુથી સરકારે પરેલમાં પોતાનું મોટું મકાન છે તે અમુક સરતોથી એ કામને સારૂ વાપરવા આપવાની પણ પોતાની ઇચ્છા દેખાડી છે.

સરકાર તર્ફની બેશક આ મોટી અને ઘણી કિંમતી મદદ છે. વર્ષના એ ૨૫૦૦૦) અને ઉપર દર્શાવેલા બીજા કારખાનાઓના ફંડનું જે વ્યાજ

આવશે, તે મળીને અમે ધારીએ છિયે કે એક હુનરી પાઠશાળા ઉત્તમ નહિ તો મધ્યમ પાયા ઉપર તો બહુજ સારી નીકળી શકશે. સરકારે ઉપલાજ ઠરાવમાં આ ઇલાકાના દરેક સ્થળને ભલામણ કરી હતી કે આ શુભ કામમાં કાંઈ ભરવું; અને એમ થયું હોત તો બેશક બહુજ સારૂં થાત, કેમકે એ શાળા મુંબાઇને નહિ પણ આખા ઇલાકાનેજ ઉપયોગી થઈ પડવાની છે. તે છતાં એ પાઠશાળા ઉઘડ્યા પછી દરેક જિલ્લા તર્ફથી એમાં ઘટતી સ્કાલરશીપો સ્થાપવા સ્થાંની મ્યુનિસિપાલિટીઓ અથવા રાજ્યો ચૂકશે નહિ, એમ અમે આશા રાખીએ છિયે. કારીગરીની પડતી અને તે સુધારવા સારૂ ખાસ કેળવણીની ખામી વિષે મોટો પોકાર ઘણા વખતથી લોકોએ ઉઠાવવા માંડ્યોછે, તો હાલ જ્યારે સરકાર એ વિચારને અનુકૂળ થઈ છે તે સમે તેમને લાજમ છે કે તન મન ને ધનથી એ કામમાં મદદ કરવી. એ આપણા સ્વાર્થ અને પરમાર્થ સાધવાનું હાલ અપૂર્વ કર્તવ્ય છે. શ્રીમંતોને ઘટેછે કે આ પ્રસંગે છૂટે હાથે આ હુનરી શાળાને નાણાંની મદદ કરે, અને અનુભવી વિદ્વાનોની ફરજ છે કે હાલ બીજી ચર્ચાઓ દૂર મૂકી વિચાર કરવો કે હાલ કેવી જાતની અને કેવે પ્રકારે હુનરી કેળવણી એ શાળામાં આપી હોય તો આપણા દેશને ઘણામાં ઘણો લાભ થાય, અને એ પ્રમાણે પરિપક્વ વિચાર કરી વર્તમાન કે ચોપાનીયા દ્વારે તે વિચારોની ચર્ચા ચલાવી સરકારની જાણમાં લઈ જવી. એ કાલેજ નીકળતાં કદાપિ વર્ષ છ મહીનાનો વિલંબ થઈ જાય, તો ફિકર નહિ, પણ તે પાકા પાયા ઉપર દેશને ધારેલો લાભ જોઇએ તેટલો આપી શકે એવી નીકળે એમ અમારી અહોનિશ વાંચ્છના છે. હાલ અહિંયાં હુનરશાળા કેવી જોઇએ એ બાબત લાર્ડ રે સાહેબે પોતાના વિચાર સરકારી ઠરાવથી કેટલાક વખત ઉપર ઘણે દરજ્જે તો જાહેર કીધાજ છે, અને તે જોતાં અમને પાકો ભરોસો પડેછે કે વિદ્યાવૃદ્ધિનો ખાસ અનુભવ ધરાવનાર આ ગવર્નર સાહેબના હાથથી એ શાળાની વ્યવસ્થા જોઇએ તેવી રીતનીજ કરવામાં આવશે.

**બંદીવાનોને** છોડી મૂકવા એ પણ પાદશાહી ખુશહાલીનું આપણા દેશમાં મોટું ચિન્હ છે, અને તેને અનુસરી હિંદુસ્તાનની સરકારે ૨૧૮૩૮

પુરૂષો અને ૧૪૯૭ સ્ત્રીઓ મળી કુલ ૨૩૩૦૫ જણને આ મહોત્સવ પ્રસંગે સ્વતંત્રતાનું દાન કરવામાં આવ્યું હતું. એમાં કેટલાક દીવાની જેલમાંના પણ હતા, કેમકે સો રૂપિયાની અંદરના દેણાને માટે જે લોક કેદમાં પડ્યા હતા તે સઘળાનું દેવું સરકારે પતાવી આપ્યું હતું. એવા બંદીવાનની સંખ્યા ૨૯૮ ગણવામાં આવીછે. ફોજદારી ગુનાહના કેદીઓ છૂટ્યા તેમાં ૩૩૦ આદેમાન ખાતે દેશનિકાલ થએલા હતા.

मान अकराम આપવાં એ પણ રાજદરબારી આનંદનું બીજું લક્ષણ છે. માટે આખા હિંદુસ્તાન ખાતે તો નહિ પણ આપણા ઇલાકામાંજ જે ખિતાબો વહેંચાયા તે અત્રે નીચે દેખાડીએ છિયે.

जी. सी. एस. आई, એટલે નાઇટ ગ્રાંડકમાન્ડર આવ્ ધી સ્ટાર આવ્ ઇંડિઆનો ચાંદ વડોદરાના મહારાજા શ્રી શિયાજીરાવ ગાયકવાડને, તથા के. सी. एस. आई, એટલે નાઇટ કમાન્ડર આફ ધી સ્ટાર આવ્ ઇન્ડિયાનો ઇડરના મહારાજાશ્રી કેશરીસિંહજીને બક્ષવામાં આવ્યો છે. મુંબાઇના હાલના શેરિફ અને કેટલીક મીલોના નામીચા એજંન્ટ શેઠ દીનશાજી માણેકજી પીટીટ જે પોતાની જાહેર સખાવતોથી હાલ કેટલાક વખતથી સઘળે સુખ્યાતિમાં આવ્યાછે તેમને सर નાઇટનો ખેતાબ મળ્યો છે. તેમજ ગોંડળના ઠાકોરસાહેબ શ્રી ભાગવતસિંહજીને તથા મુંબાઇની કૌન્સીલના મેંબર આનરેબલ મેકસવેલ મેલવિલ સાહેબને के. सी. आई. ई, એટલે નાઇટ કમાન્ડર આવ્ ધી ઇંડિયન એમ્પાયર બનાવ્યા છે. सी. आई. ई. એટલે કંપેનિયન આવ્ધી ઇંડિયન એમ્પાયરનો ખેતાબ એલ્ફિન્સ્ટન કોલેજના લોકપ્રિય પ્રિન્સિપાલ પ્રોફેસર વર્ડસ્વર્થને તથા આનરેબલ માહાદેવ ગોવિંદ રાનડેને આપવામાં આવ્યો છે.

दीवान वहादुरनो ખિતાબ વડોદરાના દીવાન રા. બા. લક્ષ્મણ જગન્નાથને તથા खान बाहादुर અથવા रावबहादुरनो નીચેના ગૃહસ્થોને બક્ષ્યો છે.

મિ. સૈયદ એદ્રુસ, રાજકોટના માજી આસિસ્ટંટ એસિસ્ટંટ.

,, કુંવરજી કાનજી, થાણાના માજી ડેપ્યુટી કલેકટર.

,, મહમદખાન દેમર્ઝ, થાણાના માજી પોલિસ ઇન્સ્પેકટર.

,, ડોસાભાઈ પેસ્તનજી, સુરતના આ. સિવિલ સર્જન.
,, ધનજીશાહ હોરમસજી, કાઠીયાવાડના ડે. આ. પોલિટીકલ એજંન્ટ.
,, ગણેશ સીતારામ શાસ્ત્રી, વડોદરાના સરસુબા.
,, ચુનીલાલ વેણીલાલ, ભરૂચના ડેપ્યુટી કલેકટર.
,, માર્તંડ વામન, મુંબાઈની એનુજિનિયર આફિસવાળા.
,, દોલતરાય સંપતરાય, ખેડાના માજી સબજડજ.
,, પાર્વતીશંકર મણિશંકર, ભરૂચ હાઇસ્કૂલના હેડમાસ્તર.
,, વિશ્રામ રાવજી ઘોળે, આનરરી આસિસ્ટંટ સર્જન.

રાવસાહેબ બનેલા નરો નીચે પ્રમાણે છેઃ—

મિ. દલપતરામ પ્રાણજિવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેકટર.
,, ત્ર્યંબક ગોપાળ, ઝાલોદના મામલતદાર.
,, નીલકંઠ ગોવિંદ ગોખલે, જાહેર બાંધકામવાળા.
,, નરભેરામ રઘુનાથદાસ, સરકારી વકીલ અમદાવાદ.
,, શ્રીકૃષ્ણ વાસુદેવ, મુંબાઈ સેનાધિપતિના હેડ કલાર્ક.
,, અમુલખરાય શિવદાસ, ગોધરાના માજી મામલતદાર.
,, મહીયાપા વિરૂપક્ષપા, બેલગામ તાલુકા લોકલબોર્ડના મેમ્બર.

**મહામહોપાધ્યાયનું** પદ આ વખત નવુંજ શાસ્ત્રીઓ વિગેરેને માટે હાલ કાઢવામાં આવ્યું છે. આખા હિંદુસ્તાન બાતે આ વખત એ પદ ૨૫ પુરૂષોને આપ્યું છે, પણ તેમાંથી આપણા ઇલાકામાં જેને મળ્યું તેનાં નામ નીચે મૂજબઃ—

રાજારામશાસ્ત્રી ભાદાસ—ગોપાળ પાધ્યાય ગૂર્જર.
નારાયણશાસ્ત્રી ગોખલે—રામદિક્ષિત આપટે.

**શમ્સ ઉલઉલમા** એ ખેતાબ આપણા ઇલાકામાં આ વખતે કોઇને મળ્યો નથી, પણ જાણવાનું એટલું કે એ ઉપલાને મળતોજ મુસલમાન મોલવીઓ વિગેરેને માટે હાલ કાઢવામાં આવ્યો છે. આ બંને નવાં પદ ધારણ કરનારની પાયરી "રાજા" કે "નવાબ" નો ખેતાબ ધારણ કરનારાઓનીજ નીચે રાખી છે, અને ખીલત તરીકે તેઓને શાલ તથા પાઘડી અથવા જામા આપવામાં આવશે.



# आवाहन.

(લખનાર નારણ હેમચંદ્ર.)

सरस्वती ! તું મારી પાસે આવ. સ્વર્ગની અપ્સરા–આકાશના ચંદ્ર–ચંદ્રના પ્રકાશ–મંદારના ફુલ–ફુલના સુગંધ–ઉધાન સ્નિગ્ધ કિરણ, તું આવ, મારા પ્રાણમાં તારૂં અમૃત નાંખ, આવ. તારે માટે આ પ્રાણી તૃષિત છે, ઉત્કંઠિત છે. તારૂં નાચવું, તારૂં હસવું, તારૂં મધુર સંભાષણ એ સર્વને માટે આ હૃદય ઉત્કંઠિત થયું છે ! આ પાપમય સંસારમાં કેવળ કંટક–શય્યા–કેવળ કર્કશ શબ્દ છે. ચો તરફ કેવળ લાલચ–કેવળ આકર્ષણ છે. કેઈ તરફ જાઉં, કોની વાત સાંભળું, તેનો કંઇપણ થાગ લાગતો નથી. સર્વ પોતપોતાની તરફ મને ખેંચેછે–ચંદ્ર સૂર્ય, લતાવૃક્ષ, વન ઉપવન, નદનદી, પહાડ પર્વત, નરનારી સર્વ મને પોતપોતાની છાતીમાં રાખવાને ચાહેછે. કિયે રસ્તે જાઉં, કોની વાત માનું, તે કંઇપણ સમઝી શકતો નથી. પ્રશંસાના મૃદુ મધુર ગીતે, નિંદાના કર્કશ કપાઘાતે મને ગભરાવી મૂકયોછે, ઘણી વિપત્તિમાં નાંખ્યો છે, ગભરાવી મૂકયો છે એટલુંજ નહિ પણ મને અંધકારમાં નાંખ્યો છે ! એ ઘોર અંધકારમાં પડીને હું કર્તવ્ય ભ્રષ્ટ થયો છું તેથી મનુષ્યત્વહીન થઈ પડયોછું. આ અંધકારમાંથી દૂર થવાની બીજી કોઇની મદદ નથી—કોઈ સારી વાત કહેતાં નથી, કોઈ વિશિષ્ટત્વનો માર્ગ દેખાડતાં નથી, પૃથ્વીમાં જે કંઈ છે - તે સર્વે તેનાજ પ્રતિરૂપથી સલાહ આપેછે ! મારા જીવનનો વિશિષ્ટત્વનો માર્ગ શોધતાં મળતો નથી, તું મારી આગળ આવ ! દુઃખિયારાનાં ધન, તું મારા પ્રાણમાં આવ ! તું મારૂં દર્શન, તું મારૂં વિજ્ઞાન, તું મારી વિદ્યા, તું મારી બુદ્ધિ છે. હાવી દુઃખ ભરેલી અવસ્થામાં તું મને મળીશ તો હું કૃતાર્થ થઇશ. તારી વાત સ્વર્ગથી પણ દુર્લભ વસ્તુ છે—તારી વાત માનીને જ્યારે હું ચાલ્યો છું, ત્યારે કેટલું સુખ,કેટલી શાંતિને પ્રાપ્ત થયો છું ! તારી વાત સાંભળીને જ્યારે પગ મૂકયો છે,ત્યારેજ સ્વર્ગનું એક પગથિયું ઉપર ચઢ્યો છું ! તારી તરફ જ્યારે જોયું છે, ત્યારે દુર્બલ કીટાણું હોવાછતાં પણ વીરની પેઠે કામ કર્યુંછે. તારી વાતના પ્રમાણે જ્યારે ચાલ્યો છું—ત્યારે સંસારના સઘળા સુખ–ઐશ્વર્ય–

માયા-મોહ છિન્ન કરવા છતાં પણ એક અતુલ આનન્દના સ્રોતમાં નિમગ્ન થયોછું. તે આનન્દ સદાનન્દ-ચિદ્રૂપને આનન્દ છે ! તે આનન્દનો પ્રસ્રવણ તુંજ છે. આનન્દમયના આનન્દ-શિશુ, સદાનન્દ વેશથી આ દુરાશા દુઃખ પરિતાપના દિવસે આ અવિશ્વાસ નાસ્તિકતાના દિવસે આ જડ પૂજાના દિવસે-આ ઘોર અંધકારના દિવસે તું મારી અંદર આવ્ય, તું મારી બાહ્ય આવ્ય. આનન્દમયની આનન્દ વાર્તા આનન્દમાં આનન્દ લહરી નાખીને મને તેમાં નિમગ્ન કરવા આવ્ય! સ્વર્ગની અપ્સરા, સ્વર્ગને મૂકીને આવ્ય! મન્દાર ફુલ, સ્વર્ગને છોડીને આ નરકમાં આવ્ય! તારી સુગંધમાં મને મત્ત કર! આનન્દમયના આનન્દ-પુત્ર, નિરાનન્દને ડુબાડવા તું આવ્ય! મંગળમયના મંગળ-પુત્ર,સર્વ અમંગળને નસાડવા તું આવ્ય. અભયના અભય-પુત્ર, મને નિર્ભય કરવાને આવ્ય. અભેદાનન્દમયના આશા-પુત્ર ભેદાભેદ નાશ કરવાને તું આવ્ય—યશ તથા નિન્દાને સમાન કરવાને આવ્ય. દુર્ભિચારાના પ્રાણમાં, સુરશિશુ, આવ્ય. સ્વર્ગનો સુવાસ લઇને મને મત્ત કરવા આવ્ય. તનેજ રાખીશ, તારી વાત પ્રમાણે ચાલીશ—તારેજ માર્ગે ચાલીશ તને પકડ્યાથી'માને મેળવીશ-તારી પૂજાથી વિશેષત્વ માર્ગ પામીશ. આનન્દમયના આનન્દ પુત્ર, તને પકડ્યાથીજ આનન્દમયની પૂજા અર્ચ્ચનાની રીતિ મેળવીશ. તારાં વાક્ય તારાંજ રહેશે, તારી વસ્તુ તારાજ નામથી પસરશે, તારો પ્રાણ તારા નામના જોરથી ભવનદી પાર થશે. તારી વસ્તુ સ્વર્ગની વસ્તુ છે. નરકની કોઇપણ વસ્તુની સાથે સ્વર્ગની વસ્તુને હું મેળવીશ નહિ. તારી વસ્તુ તારીજ રહે. તારી વસ્તુ તુંજ રાખ્ય, તારી વસ્તુ તુંજ પકડ્ય—તારી વસ્તુ તુંજ લે, તે લઇને જે કરવું હોય તે કર! હું એ બોજો વહીશ નહિ, એ બોજો રાખીશ નહિ; તારી વસ્તુ તું લે, મારી વસ્તુ તું થા. તું મારા પ્રાણનો દેવતા થા, તું મારો ગૃહદેવતા થા,—તું મારૂં સર્વસ્વથી તારી વાત સાંભળું, અને સર્વ-મંગળને જોઉં, તારી વાતને અનુસરીને ચાલું, અને આનન્દમયનાં આનન્દ—રૂપ સાગરમાં ડૂબું. મારા જીવનની આશા, તુંજ મારૂં સર્વસ્વ થા.

—❧—

# करांचीमां गुजराती केळवणीना उदयार्थे मळेली जनरल सभा वखते बोलवा माटे रचेली कविता.*

અત્રે ગુજરાતી ભાષાની કેળવણીનો પ્રારંભ.

હરિગીત છંદ.

સદ્‌ભાગિ સિંધ પ્રદેશ માંહી, દીવ્ય દેવનગર[૧] દિસે;
કીધો સરસ્વતિ દેવીએ, શુભવાસ નિજ મંદિર વિષે.
પ્રતિ દિન દિને આનંદ, ને અતિ લાભ પ્રસર્યો જે થકી;
દેવી સરસ્વતિ ભુવન પુત્રી, ગુર્જરી ગણીએ નકી. ૧
ગુણિ ભાનુ સુત નર સુત રૂડા, રામદાસ[૨] વખાણિએ;
ઉત્તમ[૩] તણો ઉત્તમ પ્રયત્ન, પ્રતાપિ પૂરણ જાણિએ.
નારાયણે[૪] ગૃહિ ખાંત તેની, સફળ મન વાન્છા થવા;
જાણી અગત્ય ઘટિત તત્ર, સરકાર મંદિર સ્થાપવા. ૨
કીધી સારસ્વતિ સ્થાનની, પ્રારંભમાં શુભ સ્થાપના;
એ નર ગયા ગુણિજન ભલા, રહિ ગઈ અનૂપમ નામના.
વિદ્યારૂપિ શુભ કલ્પતરૂનાં, બીજ રોપ્યાં તે ક્ષણે;
દેવી સરસ્વતિ દેવ નગરે, આવિયાં એ રક્ષણે. ૩
રોપા થકી થઈ વૃદ્ધિ, વિદ્યાવૃક્ષ ખીલ્યું ખંતથી;
ભાષા ફળી ત્યમ ગુર્જરી, સરકાર સર્વ શ્રીમંતથી.
પરમાર્થી કામે જે મથ્યા, આશ્રય તળે સરકારના;

---

* ઑનરેબલ દયારામ જેઠમલના અધ્યક્ષપણા તળે એ જનરલ સભા મળી હતી.

૧ કરાંચી. ૨ સ્વર્ગવાસી શેઠ રામદાસ ભાણજી. ૩ ઉત્તમરામ ખુબચંદ એઓ અને પારસી ગૃહસ્થ શેઠ જમશેદજી પણ હતા. ૪ નારાયણ જગંનાથ, તે વખતે હાઇસ્કુલમાં હેડમાસ્તર હતા. આજપણ તેના નામથીજ હાઇસ્કુલ (N. J. High School.) ઓળખાય છે.

આભારી આપણ સર્વે આ, અભિલાષી તેના કાર્યના. ૪

## વિદ્યારૂપી વાવેલાં વૃક્ષને ઉછેરવાની હવે આવશ્યકતા અને તેને માટે આગેવાનોનો ખાસ ધર્મ.

ફળદાયિ વૃક્ષ ઉછેરવાને, લક્ષ ઉરમાં રાખવા;
સામાન્ય સર્વે પ્રજા તણા, હિતનાં રૂડાં ફળ ચાખવા.
પૂરી અવશ્ય જણાય ગુણિજન, સ્હાયતા મળવા તણી;
રાખો સદા શુભ દૃષ્ટી, બુદ્ધિ વિશાળતા શાળા ભણી. ૫
ભર ભરત સ્થાન વિભાગ શુદ્ધ, પ્રદેશ એહ પ્રમાણિએ;
તે સિંધ રૂપ પ્રકાશતું નભ,[1] નયનથીજ નિહાળિએ.
ગુણધારિ રૂપે અંકિત, તારાનો પ્રકાશ વિલોકતાં;
આનંદ વ્યાપે ઉર વિષે, અંતર પ્રસન્ન અતિ થતાં. ૬
સદગૂણ સાર શ્રેષ્ટ, ત્યેષ્ટ તણા ગુણિ સુત પેખતાં,
જાણી દયા ઉદધિ[2], દયારામે[3] સુનામે છે છતા;
કરશો સદાએ નામ મહિમાએ દયા દીપાવવા,
શુભ સ્હાય, પૂર્ણ પ્રયત્ન, યશ આ વિષયમાં પ્રસરાવવા. ૭
વિખ્યાત છો ઇશ્વર પ્રતાપે, યુક્ત સૌ અધિકારથી;
વળિ આર્ય ખંડ સ્તંભ છો, હિતકારિ સર્વે પ્રકારથી.
ભડભોજ સમ વિદ્યાનુરાગી, ભોજવાણી[4] જાણિએ;
છે હસ્ત આ અધિકાર, ઉત્તમ, આપ ધર્મ વિચારિએ. ૮
પંકાય છે અદ્યાપિ, નર શીરોમણી આ જગતમાં;
છે સર્વદા શુભ નામ જેનું, અમર વિદ્યા શકતમાં.
પ્રભુ આપજો આયુષ્ય, વધતી આપ ગુણ ભંડારને;
વધતાં થજો શુભ કાર્ય, અતિશે આપ હસ્ત પ્રતિ દિને. ૯

## આજની સભા મળવાથી ઉપજતી ખુશાલી.

પદ–રાગ (મહીદીપ.)

(દીનનો દયાળ છોડી કોને શરણ જાઉં) એ રાહ.

---

૧ આકાશ. ૨ સમુદ્ર. ૩ ઑનરેબલ દયારામ જેઠમલ. મુંબઇની ધારા બાંધનારી સભામાં મેમ્બર છે. ૪ મિ૦ આલુમલ ત્રીકમદાસ, જેઓ સિંધમાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના હોદ્દાપર હાલ છે. એ ભોજવાણીની અટક ધરાવેછે.

ધન્ય ધન્ય દિન આ વિશેષ લાભકારી,
સજ્જનો તણો સમાજ ભાળી આજ ભારી; ટેક.
આજની ખુશાલી પૂર્ણ હૃદયના સમાવે,
ઉર ઉછળે પ્રહર્ષ મુદિત મન થાવે. ધન્ય ધન્ય૦ ૧

વદન સર્વનાં પ્રસન્ન દીસતાં અતિશે,
માગિયે ભવિષ્યના રૂડા દિનો હમેશે;
જેથી સર્વ સજ્જનો કૃપા કરી પધાર્યા,
જેહ નિયમ માનને સુભાગ્ય છે વધાર્યા. ધન્ય ધન્ય૦ ૨
એજ સ્થાપિ રાખશો ન ન્યૂનતા થશેજો,
ઉદય સમય છે નજીક ભાળશો હવેતો;
સર્વ આપ ધર્મ જાણિ આરુચિ પ્રસારે,
યોગ્ય સ્હાય આપી નિત પ્રીતિને વધારે. ધન્ય ધન્ય૦ ૩
તો શિશુ સહુ થશે શીખી સગુણિ સારા,
દેશ હિતકારી આર્યખંડ તારનારા;
પ્રાર્થના કરી પ્રભૂની પૂર્ણ કૃપા ચાહી,
નિર્ભયે ઉચારી કાંઈ વાણિ સૂખદાઈ. ધન્ય ધન્ય૦ ૪

દવે નરભેશંકર જગજીવન.
કરાંચી.



## *પુસ્તકાદિની પહોંચ.

કેળવણી, એટલે હર્બર્ટસ્પેન્સર ઓન એજ્યુકેશન એ નામના મહા ગંભિર પુસ્તકનું ઈંગ્રેજીમાંથી ગૂજરાતીમાં ભાષાંતર રાવસાહિબ ખુશાલીદાસ ગંગાદાસ દેશાઇની પાસે કરાવી શ્રી કચ્છ દરબારની ઇચ્છા-

* પુસ્તકાદિ મોકલનારોની માફી માગીએ છિયે કે સ્થળસંકોચને લીધે જે મહીનામાં મળેછે તેજ મહીનામાં અમે તેની પહોંચ આપી શકતા નથી. છેલા માસમાં તો પુસ્તકાદિ એટલાં બધાં ભેગાં થયાં છે કે અમારા

થી ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યું છે, તે જોઈ અ-
મને પરમ આનંદ ઉત્પન્ન થયો છે. સોસાઇટીએ જે જે પુસ્તકો અત્યાર
સુધીમાં છપાવ્યાં છે તેમાં એને અમે અત્યંત અસાધારણ કિંમતી ગણીયે
છિયે—બલ્કે અંબાલાલકૃત અર્થશાસ્ત્ર સોસાઇટીએ છપાવ્યું ત્યાર પછી
ખરેખરી સઘન અને ઉત્તમ પ્રતિનું આજ પુસ્તક છે. હર્બર્ટસ્પેન્સર એ
હાલ ઇંગ્લાંડનો સર્વોત્તમ ફિલસુફ છે, અને તેના વિચાર જાણવાનો ગૂ-
જરાતી વાંચક વર્ગને આ પ્રસંગ મળ્યો તે માટે અમે તેને મોટી મુબારક
બાદી આપીએ છિયે. એમાં માનસિક, નીતિની, અને શારીરિક કેળવણી
ઉપર આ પંડિતે પોતાના નામને છાજે એવી રીતેજ ઉમદા વિચારો ચ-
લાવ્યા છે. હાલ આપણા દેશમાં અપાતી કેળવણી ઉપર લોકોએ (જોઇએ
તેટલુંતો હજી નહિજ, પણ) કેટલુંક ધ્યાન આપવા માંડ્યુંછે તે સમે આ
પુસ્તક પ્રગટ થવાથી તેમને એ બાબત મુંઝવણ દૂર કરવાનું એક ઘણું
અગત્યનું સાધન મળશે એમ અમે સમજીએ છિયે.

ભાષાંતર કર્તાએ પોતાના કામમાં અસાધાર કાળજી રાખી છે એમ
એની પ્રત્યેક લીટી ઉપરથી માલમ પડેછે. સ્પેન્સર જેવા ફિલસુફનું લખા-
ણ ગૂઢ વિચારોથી ભરપૂર છતાં, ભાઈ બુલાખીદાસે તેનું ગાંભિર્ય કે યા-
થાર્થ્ય કાંઈ પણ જવા ન દેતાં, તેને એવીતો સરળ, શુદ્ધ, અને રૂઢ ગૂ-
જરાતીમાં ફતેહમંદીની સાથે ઉતાર્યું છે કે અમે સાનંદાશ્ચર્યથી એમજ
કહીએ છિયે કે જો આ પુસ્તક કોઈ પણ વાંચનારને નહિ સમજાય તો
તેની સામાન્ય કેળવણીનોજ વાંક સમજવો. જે લોક દેશના કે પોતાનાં
બચ્ચાંની કેળવણી ઉપર કાંઈ પણ વિચાર રાખવાની ઇચ્છા રાખતા
હોય તેને અમારી એટલીજ ભલામણ છે કે સોસાઇટીમાંથી આ પુસ્તક
મંગાવી તેનું રાતદહાડો મનન કરવું. એની કિંમત માત્ર એક રૂપિયોજ છે.

---

કેટલાક બોધબંધોના પેઠે માત્ર તેમનાં નામ નોંધીજ પહોંચ કબુલ કરવાનો
વિચાર થતો હતો, પણ પછીથી એમ ન કરતાં અમારી રીત પ્રમાણે સામા-
ન્ય ટીકા સહીત પહોંચ આપવાનો વિચાર રાખ્યો છે, અને તેથી કદાપિ
પોતાના પુસ્તક સંબંધી અમારા વિચાર બહાર પડતાં કાંઈ દેર થાય; તો
કોઈ ગ્રંથકારે અધીરા થવું નહિ એમ અમારી તેને અવશ્યની વિનંતિ છે.

**મીઠી મીઠી વાતો.** આ લઘુ પુસ્તક પણ કેળવણીનેજ લગતું છે. નીતિનો બોધરસ દ્વારા કરવાને સારૂ—અને એ રીતેજ તે ઉત્તમ રીતે થઈ શકે છે—મિસ એજ્વર્થ નામની એક બાઇએ ઇંગ્રેજીમાં કેટલીક સરસ વાર્તાઓ રચી છે, અને તેમાંના "Parents Assistant" (માબાપનો સહાયક) એ નામના એક પુસ્તકને આધારે સોરઠ પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રાવસાહેબ ગણપતરામ અનુપરામે આ ચોપડી બનાવી છે. હવે, વાર્તાદિકનો પરભાષામાંથી તર્જુમો કરવો એ ઘણુંજ વિકટ કામ છે, અને તે ભાગ્યેજ મનમાનતી રીતે પાર પડેલું જોવામાં આવે છે. ઘણી વાર એમ માલમ પડેછે કે ભાષાંતર શુદ્ધ, સરળ, અને રૂઢ હોયછે, તોપણ મૂળનો રસ તેમાં શોધ્યો જડતો નથી. આમ થવાનું કારણ એછે કે મોહનશૈલીના ગ્રંથોનું ભાષાંતર કરવામાં ફક્ત ભાષા ફેર કરવો એજ બસ નથી, પણ તે વાર્તાના તમામ બનાવો તથા વિચારને પણ જે લોકને સારૂ તર્જુમો કરવો હોય તેના રચકાળને અનુસારી કરી નાંખવા એ પ્રથમ જરૂરનું કામ છે. આપણા પ્રાચીન કવિઓએ સંસ્કૃતમાંથી જે આખ્યાનો ગુજરાતીમાં ઉતર્યાં છે તેમાં આ નિયમ અવશ્ય પાળ્યો છે, અને તે કારણથીજ તેમની યથાર્થતામાં ગમેએટલી ખામી હશે, તોપણ તે આજપર્યંત લોકપ્રિય થઈ રહ્યાછે. જે કોઈ કોઈ કવિઓ આ નિયમનું અગત્ય ન સમજતાં પોતાનું પાંડિત્ય ડોળવાજ ગયાછે, તેના ગ્રંથો ઉધાઇનોજ ભક્ષ થઈ પડ્યા છે. આ પ્રમાણે ફેરફાર કરવો એ ભાષાંતરકારનું કામ નથી એમ કેટલાક લોક સમજે છે, અને એ કારણથી જ્યારે તેઓ મૂળ સંસ્કૃતથી કાંઈ ભિન્ન રૂપે છે ત્યારે તુર્તજ પ્રેમાનંદ જેવા સર્વોત્તમ કવિની કૃતિને પણ દૂષિત ગણવા તત્પર થાય છે, અને કહેછે કે એને ભાષાંતરજ કેમ કહેવાય. એને ભાષાંતર કહોકે ગમે તે કહો, પણ એ પદ્ધતિથીજ મૂળ ગ્રંથનો રસ તથા બોધ શ્રોતાઓને સાક્ષાત્કાર થાય છે, અને તે સાક્ષાત્કાર થવાના હેતુને માટેજ એ મૂળ ગ્રંથકારો પોતાનાં કાવ્યકે આખ્યાન લખી ગયા છે. અમેતો એને ભાષાંતરજ કહીએ છિએ, અમારા વિચારે ભાષાંતર ત્રણ પ્રકારનાં છે:—શબ્દાનુસારી, અર્થાનુસારી, અને રસાનુસારી. રસાનુસારી ભાષાંતરમાં શ્રોતાના રચકાળને અનુસરવાની પ્રથમ જરૂર છે, કેમકે નહિતો

રસને સ્થળે વિરસ કે કુરસ થઈ જાય. રસાનુસારી ન કહેવું હોય, તો એને દેશકાળાનુસારી ( Adaptation ) કહો, પણ એમ કર્યા સિવાય એક દેશનું કે એક કાળનું કાવ્ય બીજા દેશકાળના લોકને કદી પણ ધારેલો રસ આપી શકશે નહિ. શેકસપિયરે પોતાના નાટકો દેશકાળાનુસારી કર્યાં છે તેથીજ તે ઈંગ્રેજીમાં મહાપ્રસિદ્ધિને પામ્યાં, અને જો તેને હિંદની ભાષાઓમાં ઉતારવાં હોય તો પુનરપિ અહિંયા તેમ કર્યા વિના કદી પણ તે લોકપ્રિય થાય નહિ.

રસશાસ્ત્રનો આ નિયમ ન જાણવાથી હાલ આપણામાં કાવ્યોના તર્જુમા થાયછે તે લોકોને એવાતો નિરૂપયોગી માલમ પડેછે, કે ગ્રંથકારો તથા તેમના વાંચનાર એ બંનેના લાભની ખાતરે આ પ્રસંગે આટલું સામાન્ય વિવેચન પ્રદર્શિત કરવું એ અમને ઉચિત લાગ્યું છે, અને વળી તેનો આ પ્રસ્તુત વાર્તાના ભાષાંતરની સાથે નિકટ સંબંધ છે. ભાઈ ગણપતરામનું આ ભાષાંતર બરાબર રસાનુસારીજ છે, અને તે એટલે દરજ્જે કે જો એ વાત એમણે પ્રસ્તાવનામાં સૂચવી ન હોત, તો અજાણ્યા વાંચનારને કદીપણ એમ ન લાગત કે આ વાર્તાઓ મૂળે ઈંગ્રેજીમાંથી લીધેલી છે. મૂળ વસ્તુના બીજમાંજ તે દેશની સ્થિતિ કે રીતભાતને લગતું કાંઈ હોયછે, ત્યારે તો તે રસાનુસારી ભાષાંતરમાં પણ આવ્યાવિના ન રહેજ, અને તે પ્રમાણે અહિંયાં કોઈ કોઈ સ્થળે એવા વિચક્ષણ વાંચનારને ભાસ થયા વિના નહિ રહે, તોપણ સાધારણપણે આ વાતો જાણે આપણા દેશની અને આપણા લોકનીજ હોય એમ પાને પાને પ્રતીત થાયછે. ભાષા પણ અતિશય સંભાળયુક્ત સરળતા, શુદ્ધિ, અને રૂઢિથીજ રચાએલી છે. દોષ કાઢવા બેસીએ, તો અતિરૂઢલનોજ કદાપિ નીકળી શકે એમ છે, જેમ કે ચોપડીનું નામજ "મીઠી મીઠી વાતો" એમ ન પાડતાં મનમોહન વાર્તાઓ કે કાંઈ એવું જરા વધારે ગંભિર પાડ્યું હોત, તો તે વધારે ઉચિત થાત એમ કોઈ કહી શકે.

એમાં ચાર વાર્તાઓ છે, અને તે દરેક સુબોધકારક રસથી ભરેલી છે. એનાં મુખ્ય પાત્રો અલબત્ત બાળકોજ છે, અને તેમની રીતભાત, ઉદ્યોગ, તથા રમતનાં વર્ણન આબેહુબ આપણા દેશને લાગુ પડતાં છે. પાત્રોનાં

આચરણ ઉપરથી ઉત્તમ નીતિનો બોધ મળેછે, અને સંકળનારસ એવો છે કે છોકરૂં હાથમાં લે તો તે વાર્તા પૂરી થાય ત્યાંસુધી તેને એ ચોપડી પાછી મૂકવાનું મન થાય એમ નથી. સરકારે પોતેજ ઇનામો તથા કન્યાશાળાઓના ઉપયોગને માટે મંજુર કરી એ ચોપડી છપાવી, એ બહુ સારૂં કામ કર્યું છે, અને અમે ઇચ્છીએ છિયે કે ઇનામોમાં આ ચોપડી ડેપ્યુટી સાહેબો છૂટે હાથે વાપરે.

**સાવીત્રી નાટક.** એ વિષયનું પરમપવિત્ર આખ્યાન મહાભારતમાં છે તેતો સર્વેના જાણ્યામાં હશે. યુરોપની પણ કેટલીક ભાષાઓમાં એનો તર્જુમો થઈ ચૂક્યો છે એવું એ મૂળમાં અદ્દ્ભૂત મનોહર છે. એ મૂળને આધારે આપણા શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વરે સંસ્કૃતમાં એક મોટું નાટક બનાવી થોડાક વખતપર પ્રસિદ્ધ કર્યું હતું, તેનું આ ગૂજરાતીમાં વિશ્વનાથ વિઠ્ઠલજી વૈદ્ય તથા કેશવલાલ હરિરામ ભટે ભાષાંતર કીધું છે. ભાષા શુદ્ધ અને પ્રૌઢ, પણ તેની સાથે સમજાય એવી છે. સંસ્કૃતમયી ગૂજરાતીને વખોડતાં અમે પ્રસંગોપાત એકાદવાર કહી ચૂક્યા છઇએ કે હાલ કેટલાક શાસ્ત્રીવર્ગના પુરૂષો ગૂજરાતી લખેછે તેમાં સંસ્કૃત શબ્દો પારવિનાના હોયછે, તોપણ તે સંસ્કૃતમયી એવા દોષને પાત્ર થતી નથી, કેમકે તેમણે યોજેલા શબ્દો કપોલ કલ્પિત નહિ, પણ સંસ્કૃત પ્રાકૃતમાં વપરાએલા માન્ય શબ્દોજ હોયછે. આવી નિર્દોષ સંસ્કૃતમયી ગૂજરાતી ભાષાનો આ પુસ્તક એક નમુનો છે. મુંબાઇના કેટલાક માસિકમાં પણ આવી ભાષા લખનાર એજ ભાઈ કેશવલાલ જણાયછે.*

આ નાટક રંગભૂમિને યોગ્ય નથી, અને માત્ર નાટક રીતેજ જોતાં એ કાંઈ નિર્દોષ નથી. પાત્રોના સંભાષણમાં દીર્ઘસૂત્રી પાંડિત્ય એ અમને એનો એક મોટો દોષ લાગેછે. પણ પરંતુ રસમય, વાણી ગંભિર, અને સંકળના સતત્ચાતુર્યમય હોવાથી અભ્યાસાલયમાં વાંચતાં તો બેશક સારો રસ ઉપજાવે એવું એ નાટક છે. એની સૌથી મોટી ખૂબી તો એ છે કે એમાંથી પ્રત્યક્ષરે સુનીતિનો બોધ મળેછે, અને સ્ત્રીઓને માટે તો એવું કોઈ બીજું પુસ્તક નથી. સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકો ગૂજરાતીમાં નથી એવી ફરીયાદ કરનારને તે પૂરી પાડવાનું આ એક સર્વોત્તમ સાધનછે. એનો

પરમ ઉપયોગ આ દિશામાં હોવાથી સ્ત્રીવર્ગ હોંસથી વાંચે એવી સરળ ગૂજરાતી ભાષામાં લખ્યું હોત તો વધારે સારૂં થાત, અગરજો એ ભાષા સામાન્યતઃ તો નિર્દોષજ છે. એમ અમે ઉપર કહી ચૂક્યા છિયે.

## વર્ત્તમાન માસિકો.

**सत्यवक्ता.** આ નામનું ગયા બે માસથી એક અઠવાડીયાનું વર્ત્તમાન મુંબાઇમાંથી નીકળવા લાગ્યું છે, તેની ૮૫ છપ જોઈ અમે ઘણા સંતુષ્ટ થયા છિયે. એ શુદ્ધ ગૂજરાતીમાં ઘણી કાળજીથી લખાયછે અને આટલી થોડી મુદતમાંજ તે બધાને પાછળ પાડી गुजराती पत्रની પદ્વી સુધી લગભગ આવી પહોંચ્યું છે. ઇનામો આપવાનો રિવાજ પણ હિંદુપત્રોમાં એણેજ પહેલવહેલો સારા પાયા ઉપર અખ્તીયાર કર્યોછે. અમને ભરોસોછે, કે, એનો ફેલાવો છે તેથી પણ થોડા વખતમાં બહુજ થશે.

**प्रजामत** એ પણ અઠવાડીયાનું પત્ર છે. એ ગયા જાનેવારી માસથી અમદાવાદમાં નીકળવા લાગ્યું છે. એ ઠીક લખાયછે, અને અમદાવાદમાંથી જે બીજાં નીકળેછે તેના મુકાબલામાં એ કાંઈ પાછું પડે એવું નથી. અમે આશા રાખીએ છિયે કે એ પોતાના વિચાર તથા શૈલીમાં સુધારો કરતુંજ રહેશે.

**चंद्रप्रकाश,** એ અકટોબર માસથી દર સોમવારે સુરતમાં પ્રગટ થાયછે એમાં ટુંકા ટુંકા પણ સારા વિષયો લખાય છે, અને ખબરોનું ટાંચણ પણ ઠીક કાઢેલું માલમ પડેછે.

**ज्ञानसुधा,** એ અમદાવાદની પ્રાર્થના સમાજ દર પખવાડીએ ગયા ડીસેંબર માસથી કાઢવા લાગીછે. એ બાળબોધ અક્ષરે છપાયછે, અને તેમાં થોડું થોડું ઇંગ્રેજી લખાણ પણ આવેછે. એનો ઉદ્દેશ અલબત્ત પ્રાર્થના સમાજના ધર્મ સંબંધી જે વિચારો છે તે ફેલાવવાનોજ છે, પણ તે અત્યારસુધી તો એવા મધ્યમ રીતે લખાયછે કે સંરક્ષક મતના માણસોને પણ તે અરૂચિકર થઈ પડે એમ નથી, અને ધર્મ સંબંધી વિષયોની સાથે સંસારિક બાબતો તથા વર્ત્તમાનનું ટાંચણ એ સારી સંભાળથી આપેછે.

The Studenti Friend એ નામનું માસિક ચોપાનીયું ચારેક વર્ષથી મુંબાઇમાં નીકળેછે તે ગયા જાનેવારી માસથી અમારા ઉપર આ-

વવા માંડ્યું છે તેને માટે તેના માનેજરનો અમે ઉપકાર માનીએ છિયે. ઇંગ્રેજી સ્કૂલોમાં ઊંચા ધોરણોનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને અથવા કેટલુંક ભણી જે ઉઠી ગયા પછી જે જુવાનો પોતાનું ઇંગ્રેજી જ્ઞાન વધારવા ઇચ્છતા હશે તેને આ માસિક ઘણુંજ ઉપયોગી માલમ પડશે. એમાં વિદ્યાર્થીને અપની તમામ બાબતો લખાયછે, અને તેની સાથે એકાદ બે વિષય સામાન્ય વાંચનારને પણ રસિક લાગે એવા દાખલ કરવામાં આવેછે.

**માનવધર્મ**, એ જામનગરના વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીની તર્ફથી સંવત ૧૯૪૩ના પ્રારંભથીજ નીકળવા માંડ્યું છે. ભાષા શુદ્ધ અને ઠીક લખાય છે. વિચારમાં ધર્મ સંબંધી વિષયોનું પ્રાધાન્ય છે. તેનું વળણ અતિ સંરક્ષક મત તર્ફ રાખવામાં આવ્યું છે, તો ભલે, પણ તેમાં ઘટતું ગાંભીર્ય હોવાની અવશ્ય જરૂર છે. સંસારિક વિષયો પણ એમાં કેટલાક આવેછે, અને સામાન્યપણે બીજા સામાન્ય માસિકો નીકળેછે તેનીજ હારનું એ હજી તો દેખાયછે.

**નિસાનંદ**, એ એક છપાનીયું છે, અને તે સુરતમાં નગીનદાસ મંછારામ દેશી મિત્રવાળાની તર્ફથી ગયા અકટોબર માસથી નીકળવા લાગ્યું છે. એમાં નાની નાની વાર્તાઓ, કિસ્સા, ટુચકા, વિગેરેજ વિશેષે કરીને આવેછે, અને તેમાં બહુ બોધ નહિ પણ કેટલીક રમુજ હમેશાં રહેલી હોયછે ખરી.

**કસરત સંબંધી કેળવણી.** શરીર કેળવણીનો આપણા લોકમાં એટલો બધો અનાદર છે કે ગૂજરાતી ભાષામાં તે સંબંધી આજ પહેલવહેલું માસિક છે. એ બે ફર્માનું છે અને તે નડીઆદની હાઇસ્કૂલના ડ્રૉઇંગ માસ્તર બાલાજી કેશવ ભ્રાંસલેની તર્ફથી નીકળેછે. અમે ઇછિયે છિયે કે એનો સર્વત્ર ફેલાવો થાય, અને એમાં જે વિષયો ચર્ચાયછે તે ઉપર આપણા લોકની અભિરુચિ બંધાય.

**રસેસવૈદ્ય વિજ્ઞાન**, એ કાઠીયાવાડના પરમપ્રસિદ્ધ વૈદ્યશ્રી મણિશંકર વિઠ્ઠલજી ભટ્ટની તર્ફથી ગયા ફેબ્રુઆરી માસથી પ્રગટ થવા લાગ્યુંછે. એક અંક જોતાંજ અભિપ્રાય આપવો મુશ્કેલછે, પણ અમે ધારીએ છિયે કે એમના રસેંદ્ર માર્ગને ગૌણપક્ષમાં નાંખી શુદ્ધ વૈદ્યકના વિષયો એમના

સત્તાવાર નામથી વધારે દાખલ કરવામાં આવશે, તો એની પ્રસિદ્ધિ ઘણી થશે અને કાઠીઆવાડમાં તો તે થયાવિના નહિજ રહે એમ અમે અનુમાન કરી શકીએ છિયે.

**कविता विलास.** આ માસિકનું અવલોકન કરતાં એના મૂળતંત્રી કવિ બુલાખીરામનું એદયુક્ત સ્મરણ થઈ આવેછે. એ ગયા જુલાઈ માસમાંજ એ સ્વર્ગવાસી કવિના તંત્રીપણા હેઠે લીંબડીવાળા પુરૂશાતમ કાનજીની તરફથી પ્રગટ થવા લાગ્યું હતું, અને હાલ એનું આધિપત્ય સંગવી નગીનદાસ પુરષોતમના હાથમાં છે. નામ પ્રમાણે એ ચોપાનીઆમાં જૂદી જૂદી કવિતાઓજ આપવામાં આવેછે, અને તે બધી સર્વાંશેજ અમને પસંદ છે એમ તો કહી શકતા નથી, તોપણ એનો ઘણો ભાગ હમેશાં વાંચવા યોગ્યજ હોવછે.



## सारसंग्रह.

ઈંગ્લાંડમાં જ્યુબિલીની તૈયારી. સાંતો એ મહોત્સવ તા. ૨૧ મી જ્યુનને રોજ થવાનોછે. એ પ્રસંગે ત્યાંની સરકારને ઘણો મોટો ખરચ કરવો પડશે. જેથી પાર્લામેન્ટની પરવાનગી માગવાની જરૂર પડશે. મહારાણીશ્રીને રાજ્યાભિષેક કરવાનો ખર્ચ ૪૦૦૦૦૦ નો, રાજા ચોથા વિલ્યમને ગાદીએ બેસાડવાની ક્રિયા કરવાનો ખર્ચ ૫૦૦૦૦૦ નો, તથા ચોથા જ્યોર્જને માટેનો ખર્ચ ૨૪૦૦૦૦૦ નો થયો હતો. જ્યુબીલીનો ખર્ચ રાજ્યાભિષેકની ક્રિયા વખતે થયો તેટલો થશે એમ જણાય છે. ચાલતા મારામાં એના સંબંધમાં એક ખાસ સભા વીન્ડસર કે બર્મીંગ્હામના મેહેલમાં મળશે, જે વખતે ખર્ચ વિગેરે નક્કી કરવામાં આવશે. આ સભામાં પ્રિન્સઑફ્ વેલ્સ, ડયુક ઑફ્ કેમ્બ્રીજ, પ્રધાનો, મહારાણીના ઘરના મોટા મોટા અમલદારો, કેન્ટરબરી તથા યોર્કના આર્ચબીશપો, લંડનનો બીશપ, મિ. ગ્લાડસ્ટન, લૉર્ડ હારટીંગ્ટન, લૉર્ડ ગ્રેનવીલ, તથા લાર્ડ સીડનીને આમંત્રણ કરવામાં આવશે. વેસ્ટમીન્સ્ટર એબીમાં મહારાણીશ્રી માટે જે ખાસ પ્રાર્થના કરવામાં આવશે. તેને લગતી ક્રિયાનો ખર્ચ ૧૨૦૦૦૦ નો થશે.

મહા ખેદકારક મૃત્યુ. ડૉક્ટર આનંદીબાઈ જોશીએ તા. ૨૭-૨-૮૭ ને રવિવારે પ્રભાતે પુના મધ્યે આ ક્ષણભંગુર દુનિયાનો ત્યાગ કર્યો છે. આ બાઈ અમેરિકા મધ્યે આશરે ચાર વર્ષ સુધી વૈદ્યકનું અધ્યયન કરી ત્યાંની ડૉક્ટરના પરીક્ષામાં ફતેહમંદીથી પાસ થઈ અત્રે આવી કોલ્હાપુરની સ્ત્રી ઑસ્પિટલમાં વડા ડૉક્ટરની જગ્યાએ નિમાઈ હતી. દેશીઓમાં આ બાઈ ડૉક્ટર તરીકે પહેલીજ હતી. તે આ દેશમાં આવી ત્યારેજ તેની તનદુરસ્તી લથડેલી હતી. સદરહુ રવિવારે દશ વાગે તેની મરણક્રિયા થઈ હતી, અને તેના પ્રેતને અગ્નિસંસ્કાર કરવા સ્મશાનમાં લઈ જવા પહેલાં પુનાના પ્રસિદ્ધ મિ. સાઠેના પુત્રે તેનો ફોટોગ્રાફ લીધો હતો, અને મરનારના પ્રેત પાછળ ઘણા હિંદુ ગૃહસ્થો ગયા હતા. પ્રેતને ચિતામાં મૂક્યા પહેલાં મિ. વામનરાવ રાનિડેએ તથા 'જ્ઞાનચક્ષુ' ના અધિપતિએ તે બાઈનું કેટલુંક ગુણકથન કર્યું હતું. તેમના અકાળ મૃત્યુથી આ દેશને કેટલું બધું નુકશાન થયું છે તે અને તેમણે વિદ્યાભ્યાસ કરતાં છતાં કેટલો બધો શ્રમ કરીને પોતાના પતિની આજ્ઞા પાળી હતી, તે એ ભાષણમાં જણાવ્યું હતું. વળી મરનાર બાઈનું ચરિત્ર લખવાની આવશ્યકતા જણાવી તે કાર્ય મિ. ગોપાળરાવ અથવા તેમના કોઈ મિત્રને સોંપવા કહ્યું અને છેવટે હાલના પ્રસંગથી ઉત્પન્ન થતો ભારે સંતાપ, મરનાર બાઈ તરફ બાંધેલી આશામાં મળેલી નિષ્ફળતા તથા આ દૈવી આફત વિષે વિચારો જણાવી દિલગીરી પ્રદર્શિત કરવામાં આવી હતી.

ઈંગ્લાંડમાં દેશીઓ, હાલ જે છે તેમાં બંગાળાને લગતા ૪૪ હિંદુઓ તથા ૫ મુસલમાનો, વાયવ્યપ્રાંતને લગતા ૪ હિંદુઓ અને ૧૯ મુસલમાનો, તથા મુંબાઇના ૩૬ પારસીઓ અને ૯ હિંદુઓ છે.

સૂર્યની ગરમીને તેની ઉત્પત્તી વિષે પ્રોફેસર વિલિયમથામ્સને ભાષણ કહ્યું હતું કે તે એક મોટો ગોળો છે તે ધીમે ધીમે ઠંડો પડતો જાય છે ને ઠંડો પડતાં સંકોચાતો જાય છે તેની કૂલ ગરમી—

૪૭૬૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ ઘોડાના બળની છે. દરચોરસ જમીન ઉપર ૭૮૦૦૦ ઘોડાના બળના ગરમી છે એ રાક્ષો જોશ રાખવા માટે દરવરસે પોતાનો ૩૫ મિનીટ જેટલો વ્યાસ ઘટાડે છે. બે હજાર વર્ષમાં

તેની ગરમી સો ટકા જેટલી ઓછી થશે, તેની ગરમી ઓછી થવાથી ૧૦૦૦૦૦૦૦ વર્ષ ગરમી આપશે તેની હયાતીને કુલે ૨૦૦૦૦૦૦૦ વર્ષ થયાં છે,

એક ખરો માયાળુ કલેકટર. સતારાના માજી કલેકટર મી. જે. કીંગે નામદાર મુંબાઈ સરકારને એક પત્ર લખી એવું જણાવ્યુંછે કે મુંબાઈ ખાતે નીકળનારી વિક્ટોરિયા ટેકનિકલ ઇન્સ્ટિટયુટમાં અમદાવાદ, ખેડા, અહમદનગર, અને સતારાના ખુદ કારીગરોના છોકરાને આપવા માટે મુંબાઈ ખાતે સ્થાપન થનારી "વિક્ટોરિયા ટેકનીકલ" હુનરી કેળવણી આપવામાં હું મારા પદરના ૧૦૦૦૦ રૂ. હું આપવાને રાજીછું.

પાર્વતીશંકર મણિશંકર. ભરૂચ હાઇસ્કૂલના હેડમાસ્તરને તેમની નોકરીના કદરે બુજી સરકારે રાવબહાદૂરનો ખેતાબ આપ્યો છે. એમણે હાલ પેનશન લીધું છે. ત્રીસ વર્ષ ઉપરાંતની લાંબી નોકરી ભરૂચમાંજ કરી છે. ઈ. સ. ૧૮૫૬ માં એઓ ત્યાં દાખલ થયા, ત્યારે ત્યાં ૭૫ છોકરા ભણતા હતા, અને હાલ ૪૭૫ ભણે છે.

મિ. દાદાભાઈ નવરોજજી. પાછા આપણા દેશના હિતને અર્થેજ ગયા માર્ચ માસમાં ઈંગ્લાંડ સિધાર્યા છે.

ખાનબાહાદુર સાલેહ હિંદી. સી. આઈ. ઈ. જુનાગઢના આ માજી દીવાન તા. ૩-૩-૮૭ ને ગુરૂવારે મરણ પામવાના સમાચાર સાંભળી અમે દિલગીર થયા છિયે.

અમદાવાદમાં પાણી લાવવાની યોજના—અમદાવાદ મ્યુનિસિપાલીટીની તા. ૩ જી માર્ચ ને ગુરૂવારની જનરલ મિટીંગમાં શહેરમાં પાણી લાવવાની યોજનાપસાર થઇછે. દરરોજ દર માણસ દીઠ દશ ગ્યાલન પાણી પૂરૂં પાડવા જણાવ્યું છે અને તેના બંધકામ પાછળ ૭ લાખ રૂ. નો ખર્ચ કરવાનો અડસટો બતાવવામાં આવ્યો છે.

કાગળની મીલ—વડોદરામાં કાગળો બનાવવાનું એક કારખાનું કાઢવાનો વિચાર રા. બા. મણીભાઈ જશભાઇએ કર્યોછે. તેમજ દેશી કારીગરીનાં બીજાં કારખાનાં પણ ઉઘાડવામાં આવનાર છે,

# सरकारी जाहेर खबर.

આ ઑફિસની જાહેર ખબર તા. ૧૮ મી જાનેવારી ૧૮૮૭ ની મધ્યે સાનંદ્રાના મહેતાજીને આ ખાતામાંથી બરતર્ફ કરવાનું લખ્યું છે તેનું નામ રેવાશંકર જગજીવન નહિ, પણ ઇશ્વરલાલ દેવશંકર છે.

અમદાવાદ.
૨૬ મી જુલાઈ ૧૮૮૯.

(સહી.) ડી. ઈ. ગીમી.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉત્તર પ્રાંત.



# जाहेर खबर.

ગુજરાત ટ્રેનિંગ કાલેજના ઉર્દૂક્લાસમાં દાખલ થવા ઇચ્છનારા ઉમેદવારોની હવેપછી પ્રવેશક પરીક્ષામાં ચોથાને બદલે પાંચમું ધોરણ લેવામાં આવશે.

અમદાવાદ.
૧૧ મી માર્ચ ૧૮૮૭

ડી. ઈ. ગીમી.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. પ્રાં.



# निशाळोनां इनामपत्रक.

ધરમપુર વિભાગ.

જા. નં. ૧૭૮ સને ૧૮૮૭

અત્રેની સ્કુલમાં શ્રી દરબાર તરફથી દાદાસાહેબ શ્રી પ્રભાતદેવજી તથા વીજયદેવજી વીગેરેનું નિશાળગણુ હોવાથી તા. ૧૦ મીને રોજે અંગ્રેજી, ગુજરાતી સ્કુલના છોકરાઓને તથા કન્યાશાળાની છોકરીઓને પણ અત્રેજ બોલાવી મીઠાઈ મણ ૪ ચ્યાર. રૂ ૩૨) ની કીમતની તથા માસ્તરોને પાઘડીના રૂ ૫૦) પચાસ મળી કુલે ઇનામ રૂ ૮૨) બ્યાશીનું વહેંચવામાં આવ્યું હતું.

નામદાર કૈસરેહીંદ વિક્ટોરીઆની "જ્યુબીલી" ના મહોત્સવને લીધે અત્રેની તેમજ સ્વસ્થાનની ગામડાની સ્કુલોમાં દીવસ ૨ બે રજા પાળવામાં આવી હતી. અત્રેની સ્કુલમાં શ્રી દરબાર તરફથી સ્કુલ મકાન આગળ કેળના સ્થંભો દાટી તથા આશોપાલવનાં તોરણો તથા રંગ બેરંગી વાવટાઓ બાંધી મકાનને શણગારવામાં આવ્યું હતું.

બપોરે ત્રણ વાગે શ્રી દરબાર હજુર નવા તૈયાર કરેલા ખાશ મંડપની અંદર શ્રીમંત મહારાણા સાહેબ શ્રી નારાયણ દેવજીના પ્રમુખપણા હેઠળ એક ગંજાવર સભા મળી હતી જેમાં કુંવર સાહેબો બાઇજી સાહેબો દરબારના અમીર ઉમરાવો રાજ્યના નાના મોટા અધિકારીઓ અને શેઠ શાહુકારો પણ વિરાજ્યા હતા. ત્યાં અત્રેની અંગ્રેજી ગુજરાતી અને કન્યાશાળાના વિદ્યાર્થીઓને ઇનામ આપવા બોલાવવામાં આવ્યાં હતાં છોકરાઓએ એ પ્રશંગને માટે બનેલી અંગ્રેજી, ગુજરાતી, અને મરેઠી કવિતાઓ ગાઈ સભાને રંજીત કરી હતી. ત્યારબાદ છોકરાઓને ૩૭૨-૦-૧૦ બોતેર રૂપીઆદશ પાઇના અને છોકરીઓને ૨૨૦-૬-૦ વીશ રૂપિઆ છ આનાનાં પુસ્તકો તથા સાકર મણ ૪ના ૩૨) મળી કુલ ૩૧૨૪-૬-૧૦ અંકે એકસો ચોવીસ રૂપીઆ છ આના દશપાઇનું ઇનામ વહેંચવામાં આવ્યું હતું તેમજ સ્વસ્થાનની ગામડાંની સ્કુલોમાં ૨૧૦) દશની કીમતનાં કપડાં ઇનામ વહેંચવા સારૂ મોકલવામાં આવ્યા છે. એજ વિનંતી તા. ૧૯ માહે ફેબ્રુઆરી સન ૧૮૮૭.

(ઇંગ્રેજી સહી.) ખંડુભાઈ એમ.
હેડમાસ્તર.

### સોરઠ પ્રાંત.

જા. નં. ૧૧૨૪-૧૧૨૫. તા. ૧૭-૨-૮૭.

વેરાવળ. તાલુકાસ્કુલમાં તથા કન્યાશાળામાં મોટી સભા ભરી ૩૯૨) તાલુકાસ્કુલમાં છોકરાઓને ચોપડીઓ તથા રૂમાલ અને કન્યાશાળામાં ૩૯) ચુંદડીઓ તથા ચોપડીઓ. ને બંને સ્કુલોમાં ૩૪) મીઠાઈ કુલ ૩૧૦૫) નું ઇનામ મુંબાઇના શેઠ ઠકર વચનજી નંદજી તથા શેઠ લીલાધર શામજી ઠકરે તા. ૩૧-૧-૮૭ ને રોજ વહેંચ્યું. તેમજ—પાટણમાં તા. ૧-૨-૮૭ ને રોજ ૩૪૮) છોકરાઓને રૂમાલ તથા ચોપડીઓ ૩૧૨—૯—૩ કંન્યાઓને ચુંદડી તથા ચોપડીઓ ને બંને કંન્યાશાળામાં ૩૨) મીઠાઈ કુલ રૂ. ૬૨—૯—૩ ઇનામ વહેંચ્યું. અને એ ગૃહસ્થોએ પાટણમાં મોટો ખર્ચ કરીને એક વિશાળ ધર્મશાળા બંધાવી છે. તેનું વાસ્તુ કરવાને મુંબાઇથી આવ્યા હતા તે ઉપર મુજબ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવાના હેતુથી ઉદાર દિલથી ખર્ચ કર્યા છે.—વણથલી. પરીક્ષા તા. ૨૫-૧૧-૮૭ ને રોજ થઈ તે વખતે જુનાગઢ સંસ્થાનના વાળાશાન નવાબ સાહેબ તર્ફથી

૨૪—૧૦—૦ નાં ધોતીયાં, પછેડી વગેરે દરેક આસિસ્ટંટને આપવામાં આવ્યાં. ઉપરાંત મુસલમાન જમાને ૩૫) તથા મહાજને ૨૧૧) મળી કુલ ૨૧૬) આપ્યા તેનાં કપડાં લઇને વિદ્યાર્થિઓમાં આપવામાં આવ્યાં સદરહુ નિશાળમાં એક વાગતા ઘડીયાળની ખામી પૂરી પાડવાને નીચે મુજબ મળેલા ગૃહસ્થોએ ૨૨૫ાા એક ઘડીયાળ લેવા માટે રા. રા. આણંદરામ મૂળજી વહીવટદારના ૩૫) રા. રા. અનંતરાય મંગળજી મુનસફ સાહેબ ૩૪) મહેરખાન મહંત બીજી ભિવાઈ ગરજી કોયલીના મહંત ૨૩) રાજેશ્રી નિઝામુદીન પીરઅલી વણથલીના ડૉકટર સાહેબ ૨૨) રા. વ્રજલાલજી કુબેરદાસ વણથળીના ફોજદાર સાહેબ ૩૨)રા. હરખચંદ લાલજી પોલીસ શિરસ્તેદાર ૨૧) રા. ધનજી શંકરજી કોયલીના કારભારી ૩૨) રા. બાળકદાસ વલ્લભજી વહીવટી કારકુન ૩૦ાા પટેલ, લાલ લક્ષ્મીદાસ ૩૧) પટેલ જેઠા દેવજી ૩૧) કુલ ૩૨૫ાા રેવાના તા. ૧૭-૨-૮૭ સુ. માળીઆ.

(અંગ્રેજી સહી.) ગણપતરામ અનુપરામ.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર.

સોરઠ પ્રાંત.

### લીમડી એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ.

જા. નં. ૧૭૫. ૨૩-૨-૮૭.

તા. ૧૬ મીના રોજ અત્રે જ્યુબીલી મહોત્સવનો મોટો દરબાર ભરવામાં આવ્યો હતો તે વખતે અત્રેના નામદાર ઠાકોર સાહેબ બહાદૂર તરફથી એંગ્લોવર્નાક્યુલર સ્કૂલના વિદ્યાર્થીઓને ૩૧૨૦) ની કીમતની ચોપડીઓ ૩૩૦) નાં લુગડાં અને ૩૫) ની મીઠાઈ વહેંચવામાં આવી હતી.

અત્રેની એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, બે ગૂજરાતી નિશાળો, એક કન્યાશાળા બે ગામઠી નિશાળોમાં મળી એકંદરે એક હજાર રૂપિઆને આશરેની કીમતનાં લુગડાં, ચોપડીઓ, અને મીઠાઈ આપવામાં આવ્યાં હતાં દરેક નિશાળીઆ અને કન્યાઓને એક ચોપડી, એક લુગડું અને મીઠાઈ મળી હતી. રવાના તા. ૨૩-૨-૮૭

(અંગ્રેજી સહી.) મોતીલાલ સાંકળચંદ મહાદેવીઆ.

હેડમાસ્તર એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ.

લીમડી.

ભરૂચ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ સાહેબની સ્કુલમાં તા. ૮-૧૧-૮૬ ને રોજ વાર્ષીક ઇનામ રૂ૧૩—૧૪—૦ નું વહેંચાયું તે વખત મહેરબાન હજુર, કલેકટર સાહેબ તથા સદગ્રહસ્થો પધારેલા તે વખત શેહેરના પંચ તર્ફથી રૂ૨) ની મીઠાઈ વહેંચી. તા. ૧-૨-૮૭.

આણંદરામ પ્રેમશંકર.

માસ્તર.

## ભરૂચ વિભાગ.

૧૯૨. ૫—૩—૮૮

પીપળીઆ—ઉધરાતદાર ગોકળ રણછોડ, રૂ૧) સાકર પટેલ નાથાભાઈ ઝવેરભાઈ રૂ૧ાા ચોપડીયો—સમની. કારકુન કલ્યાણરાય મનસુખરામ રૂ૦ા બાકી બીજા ગ્રહસ્થોના ૦—૧૨—૦ કુલ રૂ૧) સાકર—કેરવાડા. કન્યાવર્ગના સ્થાનીક ફંડમાંથી મોળીયાં રૂ૨—૬—૩ પતાસાં રૂ૧) કુલ રૂ૩—૬—૩—ભાડભુત. મહેતાજી હરીશંકર અમયારામ રૂ૦ાા ચોપડીયો તથા મીઠાઈ—ઝાડેશ્વર. પટેલ હરીભાઈ ગુલાબ રૂ૪) ચોપડીયો રૂ૧ મીઠાઈ કુલ રૂ૫—કવીઠા. સામી જગજીવન જેરામ રૂ૦ાા ચોપડીયો—દયાદરા. મુસે મીઠા રૂ૦ાા સાકર—વાસણા. સામી કુબેર રણછોડ રૂ૦ાા—પાનોલી. સ્ટેશન માસ્તર લલ્લુભાઈ રૂ૦ાા—ખોજબલ. રા. સા. વાગરાના મામલતદાર સાહેબ રૂ૦ાા—ઇલાવ. કોળી નારણ હરી રૂ૦ાા પતાસાં—પુરેસા. છતબા ફુલબા.સ્કુલ કમિટિના મેમ્બર ૦—૬—૦ સાકર—અમલેશ્વર. સ્કુલ કમિટિના મેમ્બરોએ ૦—૧૪—૦ સાકર—કારલી. જંબુસર તાલુકાના આબકારી ઇન્સ્પેકટર રૂ૦ાા હારડા તથા પતાસાં—ધમણાદ. તા. લો. બોર્ડના મેમ્બર રણછોડભાઈ ગીરધર રૂ૦ાા પતાસાં મે. ગણપતરાવ કૃષ્ણરાવ સબ ઇન્સ્પેકટર રૂ૧) સાકર—કોલવણા. શેઠ મુળચંદ તલકચંદ રૂ૧) સાકર—ધમણાદ. ખોજબલ નારાજ વખતસંગ બાપુસંગ રૂ૦ાા—ભાંડભૂત. સ્કુલ કમિટિના મેમ્બર અંબારામ, પરભુરામ ૦—૧૪—૦—ભરૂચ નં. ૩ જાની કન્યાશાળા. બાઈ અંબા તથા બાઈ ગંગા શેઠ મેલાભાઈ નેમચંદની વિધવા બાર માસ સુધી પરબ મંડાવી એક લોટો ૩ પવાલાં બક્ષીસ આપ્યાં—મનાડ. પટેલ ભવાન રાસન રૂ૦ા

મીઠાઈ—પીપળીઆ. સ્કુલ બોર્ડના મેમ્બર પો. નરોતમ અપીચળ રૂ૨) મીઠાઈ—હણુખી. તલાટી જયદેવ બાપુરામ રૂ૦ાા સાકર મહેતાજી દલપતરામ રાજારામ રૂ૧—૬—૯ કુલ રૂ૧—૧૪—૯—બામ્અદરા. ઉઘરાતદાર અમરસંગ દેવજી રૂ૦ાા ધર્મચંદ કાળીદાસ રૂ૦ાા પો. પટેલ કાબાઈ પરતાબ રૂ૦ાા યમળચંદ વીરચંદ રૂ૦ાા જાદવરામ દલપતરામ રૂ૦ાા કુલ રૂ૨ાા —ગઝેરા. ખાનગી ચોપડી વેચનાર કાશીભાઈ જેભાઈ રૂ૪—૯—૯ ચોપડીપો તથા પેનો—કાનવા. માણેકલાલ રણછોડ રૂ૦ાા ઠકર ગંગાદાસ રૂ૦ા લલુ વરજભાઈ રૂ૦ા છીભાઈ ગરબડ રૂ૦ા કુલ રૂ૧ા—ગંધાર. ઠકર ભગવાન શ્રીકમ રૂ૦ા સાકર—ખોજબલ. સ્કુલ કમિટીના મેમ્બરોએ ૯—૫—૦ મીઠાઈ—ફેરવાડા. કન્યા વર્ગના ફંડમાંથી રૂ૬—૩—૩ રોક્ડ, સ્લેટો, આરસિપો, ચોપડીપો—અમલેશ્વર. પટેલ જગજીવન ભગવાન તથા પટેલ ઇચ્છાભાઈ નારણદાસ સ્લેટો, ચોપડી, બંગડી, તથા ખાંડ તથા ખાંડના લાડુ જમાડ્યા. રૂ૧૦)—સીસોદરા. શેઠ એદલજી ભીમજીભાઈ રૂ૨) રોકડ—અંકલેશ્વર નં. ૨ જો. શેઠ નથુભાઈ શંકરદાસ ઉનાળા માટે પરબ મંડાવી રૂ૭ાા—ગંધાર. તલાટી દલપત વલ્લભરામ રૂ૦ાા પટેલ તારાચંદ રામચંદ રૂ૦ા શેઠ દેવચંદ વીરચંદ રૂ૦ા ગોસાઈ ગુલાબગર વખતગર રૂ૦ા માનસીંગ જેભાઈ રૂ૦ાા કેશવ નારણ રૂ૦ા મુસેગની રૂ૦ા ગેમલ ઉમેદ રૂ૦ા નથન નવા ઉઘરાતદાર રૂ૦ા વીમળચંદ દયાળચંદ રૂ૦ા પા. બાપુ લાલ રૂ૦ા કુલ રૂ૩ા સાકર—વેદચ. નાથાજી રૂ૧) ખુમાનશંગ માનશંગ રૂ૧) પટેલ કાળા હાથી રૂ૦ાા ગોસાઈ મુરજગર કસનગર રૂ૧) શા. નાથા નુજલાલ રૂ૧) શા. મનોર દેવચંદ રૂ૧) પટેલ બારભલ નથુભાઈ રૂ૦ાા પટેલ જેસંગ ગંગાદાસ રૂ૦ાા શા. હીમચંદ બાઈજી રૂ૦ાા શા. તલશી મુલજી રૂ૦ાા કાછીઆ પરભુદાસ પેમા રૂ૦ાા શા. કાશી પરભુદાસ રૂ૦ાા શા. પરસોતમ મંગળ રૂ૦ા પટેલ ગોવિંદ હમલ રૂ૦ા પા. હીમત બાવશંગ રૂ૦ા પટેલ પુંજાભાઈ કલાભાઈ રૂ૦ા શા. જેચંદ કસનદાસ રૂ૦ા કુલ રૂ૯ાા સાકર કમાલ ચોપડીપો રેવાના તા. ૫—૩—૯૬

(અંગ્રેજી સહી) ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી.
ડે. એ. ઈ. બારૂચ વિભાગ.

—:o:—

હાલના કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબો.

રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા. બી. એ. ડે. એ. ઈ. મુંબાઈ.

રા. સા. એસ. એસ. નાડકરની. ડે. એ. ઈ. મરાઠી સ્કુલ મુંબાઈ.

રા. સા. મોહનલાલ રણછોડદાસ ડે. એ. ઈ. સુરત.

રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી. ડે. એ. ઈ. ભરૂચ.

,, ,, શાંતીરામ રેવારામ ડે. એ. ઈ. અમદાવાદ.

,, ,, માધવલાલ હરિલાલ ડે. એ. ઈ. પંચમહાલ અને રેવાકાંઠા.

રા. સા. કૃષ્ણલાલ ગોવિંદલાલ ડે. એ. ઈ. ઝાલાવાડ પ્રાંત. }

,, ,, હરિવલ્લભ મૂળજી. ડે. એ. ઈ. હાલાર પ્રાંત. } કાઠીઆવાડ

,, ,, ગણપતરામ અનુપરામ ડે. એ. ઈ. સોરઠ પ્રાંત. }

અગાઉની કેળવણી ખાતાના ડે. એ. ઈન્સ્પેક્ટર સાહેબો.

રા. સા. મનસુખલાલ મુગટલાલ. બી. એ. એલ. એલ. બી. સોલીસીટર હાઈકોર્ટ મુંબાઈ.

રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ. બી. એ. એલ. એલ. બી. વકીલ હાઈકોર્ટ મુંબાઈ.

રા. સા. મણિલાલ નભુભાઈ. બી. એ. સંસ્કૃત પ્રોફેસર ભાવનગર સામળદાસ કોલેજ.

આ. સા. જહાંગીરજી [illegible] ડે. એ. ઈ. મુંબાઈ.

દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

રા. સા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક.

ઓનરેબલ કાશીનાથ ત્રીંબક તેલંગ એમ. એ. એલ. એલ. બી. સી. આઈ. ઈ. બારિસ્ટર મુંબાઈ.

રા. બા. શંકર પાંડુરંગ પંડિત એમ. એ. ઓરીએંટલ ટ્રાન્સલેટર.

રા. રા. નગીનદાસ તુળશીદાસ મારફતીયા. બી. એ. એલ. એલ. બી. મુંબાઈની યુનીવરસીટીના ગુજરાતી પરિક્ષક વકીલ હાઈકોર્ટ મુંબાઈ.

રા. બા. ભોળાનાથ સારાભાઈ અમદાવાદ.

રા. બા. [illegible] ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર તથા માજીસ્ટ્રેટ અને હાલ સુરતની મ્યુનીસીપાલીટીના પ્રેસીડેન્ટ.

રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

રા. સા. રણછોડભાઈ ઉદયરામ. મુંબાઈ.

કવિશ્વર નર્મદાશંકર લાલશંકર.

,, દલપતરામ ડાહ્યાભાઈ અમદાવાદ.

આ. સા. [illegible] મોદી. બી. એ. સુરત.

જૂદી જૂદી જાણીતી સ્કુલોના ધણીઓ તથા હેડમાસ્તરો.

રા. રા. વામનરાવ આબાજી મોદક બી. એ. પ્રિન્સિપાલ, એલફિન્સ્ટન હાઈસ્કુલ, મુંબાઈ.

આ. સા. જમસેદજી અરદેશર દલાલ એમ. એ. એલ. એલ. બી પ્રિન્સિપાલ ગુ. કોલેજ, અમદાવાદ.

આ. સા. ખોરશેદજી હોરમસજી તલાટી, બી. એ. વાઇસ. પ્રિન્સિપાલ એલ્ફિન્સ્ટન હાઈસ્કુલ મુંબાઈ.

" " ડોસાભાઈ નસરવાનજી પારડીવાલા, એમ. એ. પ્રિન્સિપાલ. સર. જે. જી. પા. બે. ઇન્સ્ટીટ્યુશન મુંબાઈ.

આ. સા. ફરદુનજી મંચેરજી દસ્તુર એમ. એ. ગણિતના પ્રોફેસર સામળદાસ કોલેજ ભાવનગર.

આ. સા. માણેકજી બેજનજી મીસ્તર હેડમાસ્તર ફોર્ટ હાઈસ્કુલ-મુંબાઈ

આ. સા. હોરમસજી જહાંગીરજી હેડમાસ્તર પ્રોપ્રાયટર ન્યુ સ્કુલ, મુંબાઈ

આ. સા. ફરામજી બમનજી માસ્તર બી. એ. હેડમાસ્તર બોંબે હાઈસ્કુલ મુંબાઈ.

આ. સા. બેરામજીરજી બરસેદજી સેજવણા. પ્રોપ્રાયટર ચંદનવાડી હાઈસ્કુલ, મુંબાઈ.

આ. સા. નસરવાનજી બરસેદજી નાનજી.

આ. સા. માણેકશા સોહરાબજી માસ્તર ફોર્ટ બ્રાંચ સ્કુલ, મુંબાઈ.

રા. સા. મોતીલાલ મોહનલાલ ઝવેરી હેડમાસ્તર એંગ્લો. વર્નાક્યુલર સ્કુલ. ભાવનગર.

રા. નવલરામ લક્ષ્મીરામ પ્રિન્સિપાલ કાઠીઆવાડ ટ્રેનિંગ કોલેજ.

મિ. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, માજી. એજ્યુકેશનલ ઇ. સા. ઓફ કચ્છ.

જાહેર છાપાનો મત.

અંગ્રેજી છાપાનો મુંબાઈમાં.

મુંબાઈ સમાચાર, જામેજમશેદ, રીપન રીપોર્ટર.

અખબારે સોદાગર અઠવાડીઆનાં.

ઇંડિયન સ્પેકટેટર, રાસ્તગોફતાર, કૈસરેહિંદ. મુંબાઈ.

ગુજરાતી, મજેદાં પારસી

ગુજરાતમિત્ર, દેશીમિત્ર, સુરત અખબાર, સર્વપ્રકાશ.

પ્રજામિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

"જે માસ્તર સાહેબોને એ કાપી પસંદ પડે અને ચલાવવાની આશ હોય, તેઓએ સરકારી ડેપોમાં માગણી કરવી."

આદરજી હાવરાજી.

માસિક દશા પ્રગટ કરનાર, પીખીતબાવ—

મુંબાઈ.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER

MAY 1887.

પુસ્તક ૨૯ મું. સને ૧૮૮૭. અંક ૫ મો.

મેતાજી બહુ મોટું પુજ, નામે તેમ છે કામ;—
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ.

અનુક્રમણિકા પૃષ્ઠ CONTENTS:





( કેળવણી ખાતાના હુકમથી ).

## अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

 વર્ષનો રૂપિયો એક અગાઉથીજ........પોષ્ટેજ માફ.
છુટક નકલ ૧) ના આના બે..... ......., ૦॥ આનો.

જૂદી જૂદી જાણીતી સ્કૂલોના ધણીઓ તથા હેડમાસ્તરો.

રા. રા. વામનરાવ આબાજી મોદક બી. એ. પ્રિન્સિપાલ. એલફિન્સ્ટન હાઈસ્કૂલ. મુંબાઈ.

આ. સા. જમસેદજી અરદેશર દલાલ એમ. એ. એલ. એલ. બી. પ્રિન્સિપાલ ગૂ. કોલેજ. અમદાવાદ.

આ. સા. એદલજી હોરમજી તલાટી બી. એ. વાઇસ. પ્રિન્સિપાલ એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ મુંબાઈ.

" " ડોસાભાઈ નસરવાનજી વાડીઆ. એમ. એ. પ્રિન્સિપાલ. સર જ. જી. પા. બે. ઇન્સ્ટીટ્યુશન મુંબાઈ.

આ. સા. ફરદુનજી મંચેરજી દસ્તુર એમ. એ. ગણિતના પ્રોફેસર સામળદાસ કોલેજ ભાવનગર.

આ. સા. માણેકજી બેજનજી કોપર હેડમાસ્તર ફોર્ટ હાઈસ્કૂલ મુંબાઈ

આ. સા. હોરમજજી જહાંગીરજી હેડમાસ્તર પ્રોપ્રાયટર. મીડલ સ્કૂલ. મુંબાઈ

આ. સા. ફરામજી બમનજી માસ્તર બી. એ. હેડમાસ્તર બોમ્બે હાઈસ્કૂલ મુંબાઈ.

આ. સા. બેરામજી ખરસેદજી મેલવાણી પ્રોપ્રાયટર ચંદનવાડી હાઈસ્કૂલ. મુંબાઈ.

આ. સા. નસરવાનજી ખરસેદજી નાનજી. "

આ. સા. માણેકશા મેહેરામજી માસ્તર ફોર્ટ બ્રાંચ સ્કૂલ. મુંબાઈ

રા. સા. મોતીલાલ મોહનલાલ ઝવેરી હેડમાસ્તર એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ. ભાવનગર.

રે. નવલરામ લક્ષ્મીરામ પ્રિન્સિપાલ, કાઠીઆવાડ ટ્રેનિંગ કોલેજ.

મિ. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર. માજી એડ્યુકેશનલ ઇ. સા. પ્રાંત કચ્છ.

## જાહેર છાપાનો મત.

### પેપરોના મુંબાઈમાં.

મુંબાઈ સમાચાર, જામેજમશેદ, રીપન રીપોર્ટર.

અખબારે સોદાગર અઠવાડીઆનાં.

ઇન્ડિયન સ્પેક્ટેટર, રાસ્તગોફતાર, કેસરેહિંદ. મુંબાઈ.

ગુજરાતી, પંચદંડ પારસી

ગુજરાતમિત્ર, દેશીમિત્ર, સુરત અખબાર, સૂર્યપ્રકાશ.

પ્રજામિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

જે માસ્તર સાહેબોને એ ચોપડી પસંદ પડે અને ચલાવવાની ખાએશ હોય, તેઓએ સરકારી ડેપોમાં માગણી કરવી.

અરદેશર કાવરાજી.

માલેક તથા પ્રગટ કરનાર, ધોબીતળાવ—

મુંબાઈ.




પુસ્તક ૨૬ મું. મે. સન ૧૮૮૭. અંક ૫ મો.

# गूजराती प्राइमरी निशाळोनी परीक्षानां धोरण.

(ता. २६ मी जानेवारी सने १८८७ ने रोज मुंबाइनी सरकारे मंजुर करेलां)

## (१.) छोकरानी निशाळोनां धोरण.

### नाना बाळकोना वर्गनुं धोरण.

નાના બાળકોના વર્ગને ઘટતા શિક્ષણમાં નીચેની બાબતો હોયઃ—

(अ.) આંક સો સુધી ગણતાં અને ૧૦×૧૦ સુધી બણતાં.

(ब.) ગૂજરાતી મૂળાક્ષર વાંચવા.

(क.) સામાન્ય પદાર્થોના આકાર, રંગ, ને ઉપયોગની સાદી સમજ.

(ड.) સાદી ને રસ લાગે એવી વાર્તાઓ મુખ્ય મહેતાજીએ કોઈ કોઈ વખત કહેવી.

(इ.) ઘરમાં ગવાતાં સાદાં ગીતો બણવાં અને ગાવાં.

(फ.) બાળકોની કવાયત અને કસરત.

[illegible] १ लुं धोरण.

૧૦—૧ લો વિષય.—આંક, દેશીહિસાબ ભાગ ૧ લામાંથી સવાયા પર્યંત (સહિત) એટલે તે લખોટા યંત્રનો ઉપયોગ.

૧૦૦—૨ જો વિષય.—૧ લી [1]ચોપડી વાંચવી; સાથમાં ગાવું; સામાન્ય જ્ઞાનના પાઠ.

૧૦૦—૩ જો વિષય.—બારાખડી પૂરી. પાટી અથવા સ્લેટ ઉપર સફેદાને પાણીથી શીખેલા પાઠ લખવા.

## ૨ જું ધોરણ.

૧૦૦—૧ લો વિષય.—૧ લા ધોરણ ઉપરાંતઃ—

૫૦ (અ.)—આંક પાયા સુધી; અને ચલણી નાણાંની, શેરની, તથા મણના ધાલો.

૫૦ (બ.)—૧૦૦૦૦૦૦ સુધી સંખ્યા તથા પરિમાણ. ચારકરતાં વધારેન હોય એવી રકમોના સર્વાળા, બાદબાકી, ગુણાકાર, તથા ભાગાકાર.

૧૦૦—૨ જો વિષય.—બીજી તથા ત્રીજી ચોપડી પૂરીનું વાંચન, સમજુતી સાથે. કવિતાનો મુખપાઠ.

૧૦૦—૩ જો વિષય.—૫૦ (અ.)—ડિક્ટેશન, ગૂજરાતીમાં બે અક્ષરના જોડાક્ષર વાળા શબ્દોનું, સ્લેટ ઉપર.

૫૦ (બ.)—મોટા વહીવટી અક્ષર લખવા. કૉપી સ્લિપ નં. ૧., ભરેલી સ્લેટ કે કાપીબુક દેખાડવી.

૧૦૦—૪ થો વિષય.—નકશો એટલે શું તેનું જ્ઞાન; ચાર મુખ્ય દિશાઓ, જીલ્લા, પ્રાંત, કે સંસ્થાનનો નકશો. સીમા, વિભાગ, પર્વતો, નદીઓ, અને ગામ બતાવવાં.

## ૩ જું ધોરણ.

૧૦૦—૧ લો વિષય.—૨ જા ધોરણ ઉપરાંતઃ—

૫૦ (અ.)—આંક પૂરા, ટીંચાં અને ઢળીયાં સિવાય. સહેલાં લેખાં, દેશીહિસાબ ભાગ ૨ જો. શેરીઆં, મણીકાં, ખાંડીનાં, સોના રૂપાનાં, અને જમીનનાં લેખાં.

૫૦ (બ)—ભાંજણી, અને વિવિધ સર્વાળા, બાદબાકી, ગુણાકાર, ને ભાગાકાર. (કોષ્ટકરીથી.)

---

[1] જ્યાં સરકારી વાંચનમાળાની ચોપડીનું નામ લખેલું હોય, ત્યાં તેનીજ પુસ્તકોની અને માન્ય ગુણોવાળી બીજી કોઈ ચોપડી પણ આ ખાતાની તરફથી કબુલ રાખવામાં આવશે.

૧૦૦—૨ જો વિષય.—ચોથી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે. ૧૫૦ લીટી કવિતાનો મુખપાઠ સમજુતી સાથે. શબ્દોના વર્ગ ઓળખવા.

૧૦૦—૩ જો વિષય.—ડિક્ટેશન ગૂજરાતીમાં ૫ લીટીનું વાંચેલી ચોપડીમાંથી, કૉપી સ્લિપ નં. ૨. લખવી. ભરેલી કૉપીબુક કે સ્લેટ દેખાડવી.

૧૦૦—૪ થો વિષય.—૫૦ (અ.)—ઇલાકાની ભૂગોળવિદ્યા. સીમા, દેશી રાજ્યો, પર્વત, નદી, જિલ્લા, શહેર, બંદર વિગેરે નકશામાં બતાવવાં.

૫૦ (બ.)—ગૂજરાતનો ઇતિહાસ, રજપૂતકાળ પર્યંત.

## ૪ થું ધોરણ.

(આ ધોરણ પાસ થયા પછી છોકરાઓને ઈંગરેજી ભણવાની રજા આપવામાં આવેછે.)

૧૦૦—૧ લો વિષય.—ત્રીજા ધોરણ ઉપરાંતઃ—

૬૦ (અ.)—ઈંગ્રેજી નાણાં તથા તોલનાં કોષ્ટક, ત્રૈરાશિ, પંચરાશિ, સાદું વ્યાજ, અને વ્યવહારી અપૂર્ણાંક.

૪૦ (બ.)—લેખાં દેશીહિસાબ ભાગ ૨ જામાંથી ઇચ્છા પ્રમાણે. લૂગડાં, ઘાસ, નળીયાં, મુસારા, કાઠ, તોલભારદાન, વીઘાં અને ઘણીનાં.

૧૦૦—૨ જો વિષય.—૮૦ (અ.)—પાંચમી ચોપડી પૂરીનું વાંચન સમજુતી તથા શબ્દોના અર્થ સાથે, કવિતાની ૨૦૦ લીટીનો મુખપાઠ સમજુતી સાથે. સાદું પદચ્છેદ, તથા નામ, સર્વનામ, ને વિશેષણનાં રૂપાખ્યાન કોઈ નાના વ્યાકરણમાંથી.

૨૦ (બ.)—સારા અક્ષરે લખેલા કાગળપત્ર વાંચવા.

૧૦૦—૩ જો વિષય.—૬૦ (અ.)—ડિક્ટેશન વાંચેલી ચોપડીમાંથી ૩ લીટી ગૂજરાતીમાં ને ત્રણ લીટી બાળબોધમાં.

૪૦ (બ.)—અક્ષર, કૉપીબુક નં. ૩ માં છે તેવા.

૧૦૦—૪ થો વિષય.—૫૦ (અ.)—હિંદનો ઇતિહાસ, મુસલમાની વખતનો, ગૂજરાતના ઇતિહાસના વિશેષ સંબંધમાં.
૫૦ (બ.)—હિંદુસ્તાનના નકશાનું જ્ઞાન, મુંબાઈ ઇલાકાના વિશેષ જ્ઞાન સહિત.

## ૯ મું ધોરણ.

૧૦૦—૧ લો વિષય.—પાછલા ધોરણ ઉપરાંતઃ—
૬૦ (અ.)—દશાંશ, ચક્રવૃદ્ધિ વ્યાજ, તથા મુદત કાપવાના હિસાબ.
૪૦ (બ.)—લેખાં, દેશીહિસાબ ભાગ ૨ જો. આણપાણ સહિત બધાં લેખાંનું પુનરાવર્તન તથા વ્યાજ.

૧૦૦—૨ જો વિષય.—૭૦ (અ.)—છઠ્ઠી ચોપડીનું વાંચન સમજુતી તથા શબ્દોના અર્થની સાથે. ચોપડીમાંની કવિતાની ૨૫૦ લીટીનો મુખપાઠ સમજુતી સાથે. ઊંચા જાતનું પદચ્છેદ, તથા ક્રિયાપદોનાં રૂપાખ્યાન વિગેરે કોઈ નાના વ્યાકરણમાંથી, વાક્યવિચાર સિવાય હોય વ્યાકરણ પુરૂં. સહેલી શબ્દવ્યુત્પત્તિ.
૩૦ (બ.)—સાધારણ વ્યવહારી અક્ષરનો કાગળ પરીક્ષક લાવે તે વાંચવો.

૧૦૦—૩ જો વિષય.—૪૦ (અ.)—ડિક્ટેશન વાંચેલી ચોપડીમાંથી ૪ લીટી ગૂજરાતીમાં ને ૪ લીટી બાળબોધમાં.
૨૦ (બ.)—વ્યવહારી અક્ષરે લખેલી પૂરી ચોપડી બતાવવી, કૉપીબુક નં. ૪.
૪૦ (ક.) એક સહેલો કાગળ લખવો. ખાનગી કાગળો, ખતપત્રો, વગેરે લખવાની રીતો જાણવી.

૧૦૦—૪ થો વિષય.—૫૦ (અ.)—પાછલા ધોરણો ઉપરાંત, હિંદનો ઇતિહાસ સન ૧૮૦૦ સુધીનો.

५० (ब.)—પાછલા ધોરણો ઉપરાંત, એશિઆ તથા યુરોપના નકશાનું પાછલા ધોરણોના જેવું સામાન્ય જ્ઞાન, ઇલાકાનો નકશો ચીતરવો.

## ६ ठुं धोरण.

(બીજા વર્ગની સરકારી નોકરીના સર્ટિફિકેટને સારૂ એ લાયક કરેછે. સરકારી નોકરીની પરીક્ષાને સારૂ મંજુર થએલી ગદ્ય તથા પદ્યની ચોપડીઓ દર વરસે જાહેર કરવામાં આવશે.)

१००—१ लो विषय.—४० (अ.)—અંકગણિત પૂરૂં.
३० (ब.)—યુક્લિડ સ્કંધ १ લો.
३० (क.)—દેશીનામું.

१००—२ जो विषय.—४० (अ.)—સાતમી ચોપડીનું વાંચન તથા સમજુતી. કવિતા ૩૦૦ લીટીનો મુખપાઠ.
३० (ब.)—કવિતાની સમજુતી, વ્યાકરણ તથા પિંગળ અને શબ્દવ્યુત્પત્તિના સહેલા પ્રશ્નો સહિત.
३० (क.)—પરીક્ષકે આણેલા કાગળપત્રો સરળતાથી વાંચવા.

१००—३ जो विषय.—६० (अ.) કોઈ વાત કે બનાવ પરીક્ષક કહે અથવા વાંચી સંભળાવે તે વિષે વ્યવહારી અક્ષરે સાર, રીપોર્ટ, અથવા કાગળ, અથવા નિબંધ.
४० (ब.) સદરહુમાં અક્ષર, શબ્દો છૂટા પાડવા, તથા વિરામ ચિન્હ.

१००—४ थो विषय.—५० (अ.) હિંદુસ્તાનનો ઇતિહાસ પૂરો તથા રાજ્ય પદ્ધતિ વિષે કેટલુંક જ્ઞાન.
५० (ब.) પાછલા ધોરણોના ભૂગોળવિદ્યા ઉપરાંત, દુનીઆની સામાન્ય ભૂગોળવિદ્યા, ભૂતળવિદ્યાનાં મૂળતત્વો. ઋતુભેદ, વરસાદ, ઝાકળ, આબો હવા, ભરતી ઓટ, વિગેરે કુદરતી બનાવોનું જ્ઞાન. ઇલાકા, મોટા પ્રાંત, દેશી રાજ્યની મર્યાદા દેખાડીને અથવા પરીક્ષક કહે તે પ્રમાણે પર્વત,

મોટી નદીઓ, અને શહેરો લખીને હિંદુસ્તાનનો રૂપરેષા નકશો કાઢવો.

## सूचना.

૧.–સરકારી નોકરીની પરીક્ષાના ઉમેદવારોએ સરકારે પ્રસિદ્ધ કરેલી આરોગ્યવિદ્યા (સેનિટરી પ્રાઈમરી) ની પરીક્ષા આપવી પડશે. એ વિષય ફરજીઆત છે, અને એના ૫૦ ટોકડા ગણવામાં આવશે.

૨.–કાલ્પનિક માપણી (૫૦ ટોકડા) એ ઉમેદવારે પોતાની મરજી હોય તો લેવાનો વિષય છે, અને સરકારનો હુકમ છે કે ફરજીઆત વિષયોની સાથે કાલ્પનિક માપણીમાં જે પાસ થયા હોય તેને નોકરીઓ આપતી વેળા પહેલા પસંદ કરવા.

૩. દરેક સરકારી નિશાળ જ્યાં ૬ ઠું ધોરણ ચાલતું હશે ત્યાં આરોગ્યવિદ્યાનો વિષય પણ ફરજીઆત છે.

---

# (२.) कन्याशाळानां धोरण.

## नानी वाळकीओना वर्गनुं धोरण.

નાની બાળકીઓના વર્ગને ઘટતા શિક્ષણમાં નીચેની બાબતો હોય:—

(अ.) આંક સો સુધી ગણતાં અને ૧૦×૧૦ સુધી ભણતાં.

(ब.) ગૂજરાતી મૂળાક્ષર વાંચવા.

(क.) સામાન્ય પદાર્થોના આકાર, રંગ, અને ઉપયોગની સાદી સમજ

(ड.) સાદીને રસ લાગે એવી વાર્તાઓ મુખ્ય મહેતાજીએ કોઈ કોઈ વખત કહેવી.

(इ.) ઘરમાં ગવાતાં સાદાં ગીતો ભણવાં તથા ગાવાં.

(फ.) બાળકોની કવાયત, અને કસરત.

ટોકડા.

### १ लुं धोरण.

૧૦૦—१ लो विषय.—આંક ૨૦×૧૦ પર્યંત. લખોટા યંત્રનો ઉપયોગ.

૧૦૦—२ जो विषय.—પહેલી ચોપડી* અને બારાખડી.

૧૦૦—३ जो विषय.—પહેલી ચોપડીમાંથી સાદા શબ્દ લખવા.

### २ जुं धोरण.

૧૦૦—१ ला विषय.—આંક, પાયા, અર્ધાં, ને પોણાં,—૧૦૦૦૦ સુધી

---

* જ્યાં સરકારી વાચનમાળાની ચોપડીનું નામ હોય, ત્યાં તેવીજ કુરીકુલીની અને મ ન્ય ગુજરાતી બીજી કોઈ ચોપડી પણ આ ખાતાની તરફથી કબુલ રાખવામાં આવશે.

સંખ્યા તથા પરિમાણ, આરક રેતાં વધારે આંકડા ન હોય એવી રકમોના સર્વાળા બાદબાકી, તથા સહેલા દાખલા મોઢે.

૧૦૦—૨ જો विषय.—બીજી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે. કવિતાનો મુખપાઠ તથા સમજુતી. ગર્બાવળીમાંથી સાથમાં ગાવું.

૧૦૦— ૩ જો विषय.—ડિક્ટેશન, ચોપડીમાં આવેલા શબ્દોનું ગૂજરાતીમાં. મોટા વહીવટી અક્ષર લખવા. કૉપી સ્લિપ નં. ૧.

૧૦૦—૪ थो विषय.—નકશો એટલે શું તેનું જ્ઞાન; મુખ્ય ચાર દિશાઓ; જિલ્લા કે પ્રાંતની ભૂગોળવિદ્યા. સીમા, વિભાગ, મુખ્ય ગામ, નદી, ને પર્વતો શીખવા.

૧૦૦— ૫ मो विषय.—સોઇકામ, દોરો ભરચો અને કોર ઓટવી.

## ૨ जुं थोरण.

૧૦૦—૧ लो विषय.—જિલ્લામાં ચાલતાં તોલ, માપ, ને નાણાંની ધાતો, સહેલા સવાલો મોઢે ગણવા. સર્વાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, ને ભાંજણી, દાખલા સહેલા.

૧૦૦—૨ जो विषय.—ત્રીજી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે. ગર્બાવળીમાંની ૧૦૦ લીટી કવિતાનો મુખપાઠ સમજુતી સાથે. સાથમાં ગાવું.

૧૦૦—૩ जो विषय.—ડિક્ટેશન ગૂજરાતીમાં ૫ લીટીનું વાંચેલી ચોપડીમાંથી. ભરેલી કૉપીબુક અથવા સ્લેટ દેખાડવી. કૉપી સ્લિપ નં. ૨.

૧૦૦—૪ थो विषय.—ગૂજરાતની ભૂગોળવિદ્યા. સીમા, વિભાગ, મુખ્ય નદી, પર્વત તથા ગામો.

૧૦૦—૯ मो विषय.—સોઈકામ, સાંધા ઓટવા અને બખીઓ દેવો.

## ૪ થું ધોરણ.

૧૦૦—१ लो विषय.—ત્રીરાશિ, દેશી અપૂર્ણાંકનાં, સર્વાળા બાદબાકી. શેર, મણ, તોલા, ને ગજનાં લેખાં આણપાણ ન આવે એવાં.

૧૦૦—२ जो विषय.—ચોથી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે. ગર્બાવળીમાંની ૧૫૦ લીટી કવિતાનો મુખપાઠ સમજુતી સાથે. સાથમાં ગાવું.

૧૦૦—३ जो विषय.—ડિક્ટેશન, ગૂજરાતીમાં તથા બાળબોધમાં ત્રણ ત્રણ લીટીનું વાંચેલી ચોપડીમાંથી. કૉપીબુક નં. ૩. દેખાડવી.

૧૦૦—४ थो विषय.—૫૦ (अ.) મુંબાઈ ઇલાકાની ભૂગોળવિદ્યા.
૫૦ (व.) ગૂજરાતનો ઇતિહાસ વાઘેલાવંશ પર્યંત.

૧૦૦—૯ मो विषय.—સોઇકામ; ચાખળા ચંદરવા સફાઇથી કરવા, કોર ઓટવી, બખીઓ દેવો, ને બે કોર ઓટવી.

## ૫ મું ધોરણ.

૧૦૦—१ लो विषय.—૭૫ (अ.) વ્યવહારી અપૂર્ણાંકના સહેલા દાખલા. દેશી અપૂર્ણાંકના ગુણાકાર ભાગાકાર.
૨૫ (व.) લેખાં મણ, શેર, તોલા, ને ગજનાં આણપાણ આવે એવાં.

૧૦૦—२ जो विषय.—પાંચમી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે. ૨૦૦ લીટી કવિતાનો મુખપાઠ સમજુતી સાથે. સાથમાં ગાવું. શબ્દના વર્ગનું જ્ઞાન.

૧૦૦—३ जो विषय.—૭૦ (अ.)—ડિક્ટેશન ગૂજરાતીમાં અને બાળબોધમાં ત્રણ ત્રણ લીટીનું વાંચેલી ચોપડીમાંથી.

વ્યવહારી અક્ષર લખવા. ભરેલી કૉપીબુક દેખાડવી, કૉપીબુક નં. ૪.

૩૦ (व.)—ટુંકો કાગળ લખવો.

१००—४ थो विषय.—૫૦ (अ.) હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળવિદ્યા, સીમા, પર્વત, નદી, રાજ્યવિભાગ, રાજધાનીનાં ગામ, અને બંદરો નકશામાં દેખાડવાં.

૫૦ (व.) હિંદનો ઇતિહાસ મુસલમાનના કાળ પર્યંત, ગૂજરાતના ઇતિહાસના ખાસ સંબંધમાં.

१००—५ मो विषय.—સોઈકામ; ચોળી, બંડી, વિગેરે દરજી પોશાકની કોઇ સહેલી ચીજ વેતરવી અને સીવવી. સહેલું ગુંથણું.

## ६ ठुं धोरण.

१००—१ लो विषय.—પાંચમા ધોરણ ઉપરાંત:—

૭૫ (अ.) પંચરાશિ, ચક્રવૃદ્ધિ વ્યાજ, અને દશાંશ અપૂર્ણાંક.

૨૫ (व.) દેશીનામું રીતિસર, ઘરખરચનું.

१००—२ जो विषय.—૭૫ (अ.) છઠી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે, ૨૦૦ લીટી કવિતાનો મુખપાઠ સમજુતી સાથે, સારું પદચ્છેદ; નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદનાં રૂપાખ્યાન.

૨૫ (व.) પરીક્ષક લાવે તે લખેલા સાધારણ કાગળપત્રો વાંચવા.

१००—३ जो विषय.—૭૫ (अ.) સહેલા વિષયપર નિબંધ.

૨૫ (व.) વ્યવહારી અક્ષર લખવા. ભરેલી કૉપીબુક દેખાડવી, કૉપીબુક નં. ૪.

१००—४ थो विषय.—૫૦ (अ.) દુનિયાની સામાન્ય ભૂગોળવિદ્યા. સહેલા પ્રશ્નો.

૫૦ (ब.) હિંદુસ્તાનનો સામાન્ય ઇતિહાસ. સહેલા રૂપમાં.

૧૦૦—૯ मा विषय.—સોઈકામ; પાછલાં ધોરણમાં કહેલાં કામોમાં વિશેષ ચતુરાઈ, તથા બટનનાં નાકાં સફાઈથી બનાવવાં; ભરતકામ તથા ફેન્સીવર્ક દેશી પોશાકને લગતું.

---

## (३.) गामडांनी निशाळोने माटे खास धोरण.

### नाना वाळकोना वर्गनुं धोरण.

નાના બાળકના વર્ગને ઘટતા શિક્ષણમાં નીચેની બાબતો હોય.—

(अ.) આંક સો સુધી ગણતાં અને ૧૦×૧૦ સુધી ભણતાં.

(ब.) ગૂજરાતી મૂળાક્ષર વાંચવા.

(क). સામાન્ય પદાર્થોના આકાર, રંગ, અને ઉપયોગની સાદી સમજ.

(ड.) સાદી ને રસ લાગે એવી વાર્તાઓ મુખ્ય મહેતાજીએ કોઈ કોઈ વખત કહેવી.

(ई.) ઘરમાં ગવાતાં સાદાં ગીતો ભણવાં તથા ગાવાં.

(फ.) બાળકોની કવાયત અને કસરત.

### १ लुं धोरण.

ટોકડા.

૧૦૦—૧ लो विषय.—આંક દેશી હિસાબમાંથી એકત્રીશા સિવાય અઠીયાં પર્યંત. પલાખાના તુર્ત જવાબ દેવા. લખોટા યંત્રનો ઉપયોગ.

૧૦૦—૨ जो विषय.—પહેલી[1] ચોપડી પૂરી, સાદાં ગીત ગાવાં, સામાન્ય જ્ઞાનના પાઠ.

૧૦૦—૩ जो विषय.—પાટી અથવા સ્લેટ ઉપર કલમથી ગૂજરાતી મૂળાક્ષર, બારાખડી, અને પહેલી ચોપડીમાં આવેલા શબ્દો લખવા.

---

[1] જ્યાં સરકારી વાંચનમાળાની ચોપડીનું નામ લખેલું હોય, ત્યાં તેનીજ ગુરફેલીની અને માન્ય ગુણવાળી બીજી કોઈ ચોપડી પણ આ ખાતાની તર્ફથી કબુલ રાખવામાં આવશે.

## ૨ જું ધોરણ.

૧૦૦—૧ લો વિષય—પહેલા ધોરણ ઉપરાંતઃ—

૪૦ (અ.)—આંક ઉઠાં, પાવાં, અધાં, ને પોણાં.

૬૦ (બ.)—૧૦૦૦૦૦૦ સુધી સંખ્યા તથા પરિમાણ, પાંચ કરતાં વધારે ન હોય એટલા આંકડાની રકમોના સર્વાળા બાદબાકી, સર્વાળા બાદબાકીના સહેલા દાખલા મોઢે ગણવા. ત્રણ કરતાં વધારે ન હોય એવા આંકડાના ગુણાકાર ભાગાકાર.

૧૦૦—૨ જો વિષય.—બીજી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે. કવિતાનો મુખપાઠ.

૧૦૦—૩ જો વિષય.—૫૦ (અ.)—ડિક્ટેશન ગૂજરાતીમાં વાંચેલા પાઠના શબ્દોનું.

૫૦ (બ.)—મોટા વ્યવહારી અક્ષર સ્લેટ અથવા પાટી ઉપર કલમથી લખવા, શિક્ષકે લખી આપ્યા હોય તે પ્રમાણે.

## ૩ જું ધોરણ.

૧૦૦—૧ લો વિષય.—બીજા ધોરણ ઉપરાંત.

૬૦ (અ.)—ચલણી નાણાં તથા તોલની ધાતો, અને બીજાં દેશી કોષ્ટકો. લખાં શેરીયાં, મણીકાં, ખાંડીનાં, સોનારૂપાનાં, ભાંજણી, દેશી નાણાં, તોલ, માપ, તથા ભરીને આપવાના કોષ્ટકોનો ખપ પડે એવા વિવિધ સર્વાળા, બાદબાકી ગુણાકાર, ને ભાગાકાર; અને આણપાણના સર્વાળા તથા બાદબાકીના સહેલા દાખલા.

૪૦ (બ.)—આંકની મદદે મોઢેથી ગણીશકાય એવા સહેલા ગુણાકાર અને ભાગાકાર.

१००—२ जो विषय.—ત્રીજી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે. કવિતાનો મુખ પાઠ સમજુતી સાથે.

१००—३ जो विषय.—५० (अ.)—ડિક્ટેશન વ્યવહારી ગૂજરાતી અક્ષરે વાંચેલા પાઠમાંથી ૫ લીટીનું.બાળબોધ મૂળાક્ષર તથા બારાખડી વાંચતાં શીખવી.

५० (ब.)—મોટા વ્યવહારી અક્ષર શાહીથીલખવા.

१००—४ थो विषय.—જિલ્લા અથવા એજન્સીની ભૂગોળવિદ્યા ( નકશા ઉપરથી. )

## ४ थुं धोरण.

१००—१ लो विषय.—ત્રીજા ધોરણ ઉપરાંતઃ—

५० (अ.)—આણપાણના ગુણાકાર ભાગાકાર, ત્રીરાશિ અને સાદું વ્યાજ.

५० (ब.)—લેખાં દેશીહિસાબ ભાગ ૨ જો પૃષ્ટ ૧થી ૨૬ સુધી જિલ્લાની જરૂર પ્રમાણે,તથા ધાસ ને મુસારાના.

१००—२ जो विषय.—७० (अ.)—ચોથીચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે. ૧૦૦ લીટી કવિતાનો મુખપાઠ સમજુતી સાથે–જુદા જૂદા છંદ પસંદ કરવા.

३० (ब.) મધ્યમ સારા વ્યવહારી અક્ષરે લખેલા કાગળો, અરજી, તથા રીપોર્ટ વાંચવા.

१००—३ जो विषय.—५० (अ.)—ડિક્ટેશન પાંચ લીટીનું વ્યવહારી ગૂજરાતીમાં, વાંચેલી ચોપડીમાંથી.

५० (ब.)—ચીઠી, કાગળ, કંકોત્રી,માહીતખબરનો કાગળ, વિગેરે કાગળપત્રો મધ્યમ સારે અક્ષરે લખવા. ભરેલી કૉપીબુક દેખાડવી.

१००—४ थो विषय.—ગૂજરાતની ભૂગોળવિદ્યા કાઠીયાવાડને કચ્છ સહિત (નકશામાંથી.)

### ૫ મું ધોરણ.

૧૦૦—૧ લો વિષય.—ચોથા ધોરણ ઉપરાંતઃ—

૪૦ (अ.)—ત્રીરાશિ અને પંચરાશિના કઠણ દાખલા, સાદુ ને ચક્રવૃદ્ધિ વ્યાજ, અને પંચાંકું. જમીનનું માપ (એકર ગુંઠાથી.)

૨૫ (ब.)—લેખાં, આણપાણનો ખપ પડે એવાં સધળાં પાછલાં, તોલ બારદાનનાં લેખાં, તથા વ્યાજ.

૩૫ (क.)—ખાતા ઉપરથી વ્યાજ ગણવું, રોજમેળ ખાતાવહીનું જ્ઞાન.

૧૦૦—૨ જો વિષય.—૭૦ (अ.)—પાંચમી ચોપડી પૂરીનું વાંચન સમજુતી સાથે, ૧૦૦ લીટી કવિતાનો મુખ પાઠ સમજુતી સાથે.

૩૦ (ब.)—ગુંચવણીઆ વ્યવહારી અક્ષર વાંચવા.

૧૦૦—૩ જો વિષય.—૪૦ (अ.)—ડિક્ટેશન, પાંચ લીટીનું વાંચેલી ચોપડીમાંથી વ્યવહારી અક્ષરે.

૬૦ (ब.) ગીરોખત, વેચાણ ખત, ફારગતી, ગણોતનામું, વસીયતનામું, પાવતી, કરજતઉખત, કાંધાખત, ઇજારપટો સારા વ્યવહારી અક્ષરે શાહીથી લખતાં આવડવું.

૧૦૦—૪ થો વિષય.—હિંદુસ્તાનની ભૂગોળવિદ્યા (નકશા ઉપરથી)

---

## ગૂજરાતમાં છોકરાઓની* ઉર્દુ નિશાળોનાં ખાસ ધોરણ.

### નાના બાળકોના વર્ગનું ધોરણ.

નાના બાળકોના વર્ગને ઘટતા શિક્ષણમાં નીચેની બાબતો હોયઃ—

अ. આંક સો સુધી ગણતાં અને ૧૦×૧૦ સુધી ભણતાં.

ब. ગૂજરાતી અને ઉર્દુ મૂળાક્ષર વાંચવા.

---

* આ ધોરણોમાં શિક્ષણ જે ભાષા જિલ્લામાં ચાલતી હોય તેની મારફતે ચલાવવું.

क. સામાન્ય પદાર્થોના આકાર, રંગ, અને ઉપયોગની સાદી સમજ.
ड. સાદીને રસ લાગે એવી વાર્તાઓ મુખ્ય મહેતાજીએ કોઈ કોઈ વખત કહેવી.
इ. ઘરમાં ગવાતાં સાદાં ગીતો ભણવાં તથા ગાવાં.
फ. બાળકોની કવાયત અને કસરત.

દોકડા. ## ૧ લું ધોરણ.

૧૦૦—१ लो विषय.—આંક ૨૦×૧૦ પર્યંત તથા પાવાં, અડધાં, પોણાં, અને અઢીયાં. લખોટાયંત્રનો ઉપયોગ.

૧૦૦—२ जो विषय.—૧ લી* ગૂજરાતી તથા ૧ લી* ઉર્દુ ચોપડી.

૧૦૦—३ जो विषय.—બારાખડી પૂરી. પાટી અથવા સ્લેટ ઉપર સફેદા તથા પાણીથી શબ્દો લખવા.

## २ जुं धोरण.

૧૦૦—१ लो विषय.—૧ લા ધોરણ ઉપરાંત.—
ચલણી નાણા તથા શેર ને મણની ધાતો. સંખ્યા પરિમાણ ૧૦૦૦૦૦૦ પર્યંત. ચાર કરતાં વધારે આંકડા ન હોય એટલા આંકડાની રકમોના સરવાળા, બાદબાકી, ગુણાકાર, ને ભાગાકાર.

૧૦૦—२ जो विषय.—બીજી પૂરી તથા ત્રીજી ગૂજરાતી ચોપડી અર્ધી, અને ઉર્દુ બીજી ચોપડી. ગૂજરાતી અથવા ઉર્દુ સહેલી કવિતાની ૫૦ લીટીનો મુખપાઠ.

૧૦૦—३ जो विषय.—ડિક્ટેશન, વાંચેલી કોઈ ચોપડીમાંથી બે લીટી કરતાં વધારે નહિ. મોટા વ્યવહારી ગૂજરાતી તથા ઉર્દુ અક્ષર લખવા, બરેની કાપીબુકો દેખાડવી.

---

* જ્યાં સરકારી વાંચનમાળાની ચોપડીનું નામ લખ્યું હોય, ત્યાં તેની જ રુઢિસીની અને માન્ય ગુણવાળી બીજી કોઈ ચોપડી પણ આ ખાતાની તરફથી કબુલ રાખવામાં આવશે.

૧૦૦— ૪ થો વિષય.—નકશો એટલે શું તેનું જ્ઞાન. જિલ્લા, પ્રાંત અથવા સંસ્થાનનો નકશો; સીમા, વિભાગ, પર્વતો, નદીઓ, ગામ, અને સડકો બતાવવાં.

## ૩ જું ધોરણ.

૧૦૦—૧ લો વિષય.—બીજા ધોરણ ઉપરાંતઃ—

૬૦ (अ.)—ભાંજણી; અને વિવિધ સરવાળા, બાદબાકી, ગુણાકાર, ને ભાગાકાર. (દશીકોષ્ટક)

૪૦ (ब.)—લેખાં સહેલાં, દેશીહિસાબ ભા. ૨ જો. શેરીયાં, મણીકાં, અને ખાંડીનાં.

૧૦૦—૨ જો વિષય.—ગૂજરાતી ચોથી ચોપડી, અને ઉર્દુ ત્રીજી ચોપડી અર્ધીનું વાંચન સમજુતી સાથે. ગૂજરાતી અથવા ઉર્દુ કવિતાની ૧૦૦ લીટીનો મુખપાઠ સમજુતી સાથે. શબ્દના વર્ગ ઓળખી આપવા, અને ઉર્દુ નામના પ્રકાર.

૧૦૦—૩ જો વિષય.—ડિક્ટેશન, વાંચેલી ચોપડીમાંથી ચાર ચાર લીટીનું ઉર્દુ તથા ગૂજરાતીમાં. મધ્યમ અક્ષર. બરેલી ગૂજરાતી અને ઉર્દુ કોપીબુકો દેખાડવી.

૧૦૦—૪ થો વિષય.—ઇલાકાની ભૂગોળવિદ્યા. સીમા, દેશીરાજ્યો, જિલ્લા, મુખ્યગામો, નદીઓ, પર્વતો, અને આગગાડીના માર્ગ નકશામાં દેખાડવાં.

## ૪ થું ધોરણ.

(આ ધોરણ પસાર કર્યા પછી છોકરાને ઇંગ્રેજી ભણવાની છૂટ મળે છે.)

૧૦૦—૧ લો વિષય.—ત્રીજા ધોરણ ઉપરાંતઃ—

૬૦ (अ.)—ઇંગ્રેજી નાણાંનાં કોષ્ટકો, ત્રીરાશિ, પંચરાશિ, સાદું વ્યાજ, અને વ્યવહારી અપૂર્ણાંક.

૪૦ (ब.)—લેખાં, દેશીહિસાબ ભાગ ૨ જામાંથી જિલ્લા અથવા પ્રાંત પ્રમાણે. લુગડાં, ઘાસ,

क. સામાન્ય પદાર્થોના આકાર, રંગ, અને ઉપયોગની સાદી સમજ.

ड. સાદીને રસ લાગે એવી વાર્તાઓ મુખ્ય મહેતાજીએ કોઈ કોઈ વખત કહેવી.

इ. ઘરમાં ગવાતાં સાદાં ગીતો ભણવાં તથા ગાવાં.

फ. બાળકોની કવાયત અને કસરત.

દોકડા. १ लुं धोरण.

૧૦૦—१ लो विषय.—આંક ૨૦×૧૦ પર્યંત તથા પાયાં, અડધાં, પોણાં, અને અઢીયાં, લખોટાયંત્રનો ઉપયોગ.

૧૦૦—२ जो विषय.—૧ લી* ગૂજરાતી તથા ૧ લી* ઉર્દું ચોપડી.

૧૦૦—३ जो विषय.—બારાખડી પૂરી. પાટી અથવા સ્લેટ ઉપર સફેદા તથા પાણીથી શબ્દો લખવા.

२ जुं धोरण.

૧૦૦—१ लो विषय.—૧ લા ધોરણ ઉપરાંત.—
ચલણી નાણા તથા શેર ને મણની ધાતો. સંખ્યા પરિમાણ ૧૦૦૦૦૦૦ પર્યંત, ચાર કરતાં વધારે આંકડા ન હોય એટલા આંકડાની રકમોના સરવાળા, બાદબાકી, ગુણાકાર, ને ભાગાકાર.

૧૦૦—२ जो विषय.—બીજી પૂરી તથા ત્રીજી ગૂજરાતી ચોપડી અર્ધી, અને ઉર્દું બીજી ચોપડી. ગૂજરાતી અથવા ઉર્દું સહેલી કવિતાની ૫૦ લીટીનો મુખપાઠ.

૧૦૦—३ जो विषय.—ડિક્ટેશન, વાંચેલી કોઈ ચોપડીમાંથી ૫ લીટી કરતાં વધારે નહિ. મોટા વ્યવહારી ગૂજરાતી તથા ઉર્દું અક્ષર લખવા. બરેલી કાપીબુકો રખાવવી.

* જ્યાં સરકારી વાંચનમાળાની ચોપડીનું નામ લખ્યું હોય, ત્યાં તેનીજ કુરેકુલીની અને માન્ય ગુણોવાળી બીજી કોઈ ચોપડી પણ આ ખાતાની તરફથી કબુલ રાખવામાં આવશે.

૧૦૦— ૪ थों विषय.—નકશો : એટલે શું તેનું જ્ઞાન. જિલ્લા, પ્રાંત અથવા સંસ્થાનનો નકશો; સીમા, વિભાગ, પર્વતો, નદીઓ, ગામ, અને સડકો બતાવવાં.

## ૩ जुं धोरण.

૧૦૦—१ लो विषय.—બીજા ધોરણ ઉપરાંતઃ—

૬૦ (अ.)—ભાંજણી; અને વિવિધ સરવાળા, બાદબાકી, ગુણાકાર, ને ભાગાકાર. (દશીકોષ્ટક)

૪૦ (न.)—લેખાં સહેલાં, દેશીહિસાબ ભા. ૨ જો. શેરીયાં, મણીકાં, અને આંકીનાં.

૧૦૦—२ जो विषय.—ગૂજરાતી ચોથી ચોપડી, અને ઉર્દુ ત્રીજી ચોપડી અધીનું વાંચન સમજુતી સાથે. ગૂજરાતી અંથવાં ઉર્દુ કવિતાની ૧૦૦ લીટીનો મુખપાઠ જુતી સાથે. શબ્દના વર્ગ ઓળખી ઉર્દુ નામના પ્રકાર. . સને ૧૭૬૧ સુધી.

૧૦૦—२ जो विषय.— . ને યુરોપની ભૂગોળવિદ્યા. દેશો, મુખ્ય શહેરો, અને મુખ્ય નદીઓ તથા પર્વતોનું જ્ઞાન. હિંદુસ્તાનનો રૂપરેષા નકશો કાઢવો.

## ૬ ઠું धोरण.

૧૦૦—૪ थों (સરકારી નોકરીના સર્ટિફિકેટને સારૂ એ લાયક કરેછે. સરકારી નોકરીની પર થએલી ગેધ તથા પધની ચોપડીઓ દરવર્ષે જાહેર કરવામાં આવશે. )

. लो विषय.—४० (अ.) અંકગણિત પૂરું.

૩૦ (न). યુક્લિડ સ્કંધ ૧ લો.

(આ ૩૦ (क.) દેશીનામું. દફતર રાખવાં, રોજમેળ, ને વારોવારીનું વ્યાજ.

૧૦૦—२ जो विषय.—७० (अ.) ગૂજરાતી સાતમી ચોપડી અને અખલાકેકાશી પૂરી, વાંચેલા ભાગની સમજુતી સાથે. શાહનામાના ઉર્દુ તર્જુમામાંથી ૨૦૦

લીટી કવિતા. હૉલરૉઈડકૃત ઉર્દુ વ્યાકરણ પૂરૂં.

૩૦ (ब.) લખેલા કાગળ પત્રો સરળતાથી વાંચવા.

१००—३ जो विषय.—૬૦ (अ.) કોઈ વાત કે બનાવ પરીક્ષક કહે અથવા વાંચી સંભળાવે તે વિષે સાર, રીપોર્ટ અથવા કાગળ, અથવા નિબંધ ગૂજરાતીમાં લખવો.

૪૦ (ब) ઉરદુમાં અક્ષર, શબ્દો છૂટા પાડવા, તથા વિરામ ચિન્હ.

१००—४ थो विषय.—૫૦ (अ.)—હિંદનો ઇતિહાસ પૂરો તથા રાજ્ય પદ્ધતિ વિષે કેટલુંક જ્ઞાન.

૫૦ (ब.)—પાછલા ધોરણોની ભૂગોળ વિદ્યા ઉપરાંત દુનિયાની સામાન્ય ભૂગોળ, ભૂતળ વિદ્યાનાં મૂળ તત્વો, વસ્તુભેદ, વરસાદ, આકાળ, આબોહવા, ભરતીઓટ વિગેરે કુદરતી બનાવોનું જ્ઞાન. કોઈ ઇલાકો, મોટો પ્રાંત, અથવા દેશી રાજ્યની મર્યાદા દેખાડીને, અથવા પરીક્ષક કહે તે પ્રમાણે પર્વતો, મોટી નદીઓ, અને શહેરો લખીને, હિંદુસ્તાનનો રૂપરેખા નકશો કાઢવો.

## સૂચના.

૧. [illegible]

૨. [illegible]

૩. [illegible]

—❧—

## विक्टोरिया टेक्निकल इन्सटिट्युट.

વિક્ટોરિયા ટેક્નિકલ ઇન્સટિટ્યુટની યોજનાને આગળ વધારવાને માટે આપણી સરકારે એક બીજા ઠરાવથી કરનલ જે. એ. વાહીટ મિ૦ જ્યાર્જ કાટન, અને મિ૦ નવરોજજી નશરવાનજી વાહડીયાને સરકાર તર્ફના અધિકારીયો નીમ્યા છે, અને નીચેના ખાતાઓ તર્ફથી જે અધિકારીઓ નિમાય તેમની એક બોર્ડ બનાવીને એ કામ આરંભવાની ઇચ્છા જણાવીછે. એ ઇન્સટિટ્યુટના ચાલુ ખરચમાં દરવર્ષે રૂ૫૦૦૦) આપવાનો ઠરાવ મુંબાઇના કારપોરેશને કરવાથી તે સભાને બે અધિકારીઓ નીમવાની છુટ જે અગાઉ અપાઇ હતી તે વધારીને કારપોરેશન તર્ફના ત્રણ અધિકારીયો માગ્યા છે. અત્રેની મિલ ઓનર્સ એસોસિએશને એ ગામના ચાલુ ખર્ચમાં દરવર્ષે રૂ૨૦૦૦) આપવાને જણાવ્યાથી તે સભા પાસેથી પણ એક અધિકારીની માગણી સરકારે કરેલી છે. તેમજ જી. આઇ. પી. તથા બરોડા રેલવે કંપનીઓના એજંટોએ તે કંપનીઓના ડિરેક્ટરો મંજુરીયાત આપે, તો દરએક કંપનીએ દરવર્ષે રૂ૧૨૦૦) ચાલુ ખર્ચમાં તથા એપ્રેન્ટીસાના ફંડમાં રૂ૪૦૦૦) આપવાનો વિચાર જણાવ્યાથી તે કંપનીયોના એજંટોને એકસ આફિશીઓ અધિકારીઓ થવાની માંગણી સરકારે કરી છે. તેમજ નામદાર લાર્ડ રીપનની તથા મરહુમ બીજા બારોનેટ સર જમશેદજીની યાદગારી રાખનારા ફંડોની કમિટી પાસેથી અધિકારીઓ માગતી વખતે સરકાર એવી સૂચના કરે છે જે, તે ફંડોમાં યાદગારી રાખવાની અસલ મતલબ જાળવી રાખતાં તે ફંડોનો ઉપયોગ એ ખાતામાં કઇ રીતે થઈ શકે તે વિષેની કાંઇ ગોઠવણ કરવા ઉપર ધ્યાન આપવું. મુંબાઈ સિવિલ સર્વિસમાંથી રીટાયર થએલા મી૦ ફાગે સતારા, અમદનગર, ખેડા, તથા અમદાવાદના કારીગરોના દીકરાઓ ઇન્સટીટ્યુટમાં દાખલ થાય તેમને સ્કૉલરશિપો આપવાને વાસ્તે રૂ૧૦૦૦૦) ની રકમ આપવા જણાવી છે, તેનો તથા ઉપર કહેલી રકમોની મદદ આપનારાઓમો ઉપકાર માનવાને ફરમાવ્યું છે. તેમજ એ યોજના સંબંધી મેહેનત લેનાર ડૉકટર થીઓડોર કુકનો ઉપકાર પણ સરકારે એજ ઠરાવમાં માને છે. એ રીતે ઉભી થતી એ ખાતાંની બોરડમાં અધિકારીઓ નિમવાનો હક ઉપર

કહેલાં જે જે ખાતાઓને આપવામાં આવ્યો છે તમને સરકાર એવી બલામણ કરે છે જે તેઓએ પોતાનીજ મંડળીમાંથીજ એ કામમાં માહીતગારી ધરાવનારા અધિકારીઓ નહિ મળે, તો તેઓએ પોતાના ધ્યાનમાં આવે તે બીજી માહીતગારીવાળા શખ્સોને નીમવા, ને આ કામમાં અનુભવી મસલત આપવાને માટે સિંધ આરટસ કાલેજવાળા ડાકટર વામસ્લીને કરાંચી ખાતેથી સરકારે બોલાવ્યો હતો.



## સારસંગ્રહ.

મહારાણીશ્રીની જ્યુબિલીના મહોત્સવની ધામધૂમ ઉજવવાની હજું ઈગ્લાંડમાં બાકી રહીછે તેથી તે શુભ પ્રસંગે નામદાર મહા કૃપાળુ મહારાણીશ્રીના સન્માર્થે આપણા ગૂજરાતમાંથી કેટલાક રાજપૂતોનું નૃપતિમંડળ જનાર છે, એ ઘણી આનંદની વાતછે. આ નૃપતિમંડળમાં કચ્છાધિપતિ મહારાઓશ્રી ખેંગારજી સવાઈ બહાદુર, મોરબીના ઠાકોર શ્રીવાઘજી. લીમડીના ઠાકોરશ્રી જસવતસિંહજી જનાર છે. વડોદરાના શ્રીશિયાજીરાવની તબીએત સારી હશે તો તે પણ ત્યાં પધારશે. ગોંડલના ઠાકોર શ્રી ભગવતસિંહજી તો આજદીર્ઘકાળ થયાં ત્યાંજ પધારેલા છે. જેઓને ગણત્રિમાં લેતાં એકંદર પાંચ ગૂજરાતી નૃપતિઓનો ઝુમખો નિરખિને આપણાં મહારાણી પણ પ્રસન્ન થશેજ.

નામદાર ડયુકઓફ કોનાટ તથા તેમનાં પત્ની આવતા જ્યુન માસની તા. ૪ થીએ ઇગ્લાંડ જઈ પુગશે અને ત્યાં આગષ્ટ માસ સુધી રહી મુંબાઈ પાછાં આવશે, પરંતુ ૧૮૮૯ ના મે માસમાં તેઓ હિંદુસ્તાન સદાનું છોડી જશે, ને પછી નામદાર ડયુકને અલ્ડરશોટના લશ્કરના વડા તરીકે નીમવામાં આવશે.

ઇંગ્લાંડ મધ્યે મહારાણીઓના જ્યુબિલી ઉત્સવ પ્રસંગે હિંદુસ્તાનથી જનારા રાજવંશીઓ ઉપરાંત એશિયાખંડના બીજા ભાગોમાંથી પણ કેટલાક જનારા કહેવાય છે. ઇરાનનો શાહ પોતાના બીજા કુંવરને ઇગ્લાંડ

મોકલનાર છે. તેમજ જાપાન તરફથી મીકેડોના કાકા શાહજાદા કામીટસુજશે. વળી સિયામ તરફથી પણ એક શાહજાદો જનાર છે એવી વાત સાંભળવામાં આવી છે.

સુતર કપડનાં કારખાનાંઓને ઉમંગ આપનારી એક ખુશ ખબર એ છે કે ખેડા જીલ્લામાં ઉગેલા એક સરસ જાતના રૂઉ વિષે તે તરફના વેપારીઓ મી० શન્ડનની કુ० વાળાઓ જે કોશેશ કરેછે તે ફળરૂપ નીવડી છે. તે રૂઉના જીન કીધેલા જે નમુનાઓ અત્રેની ચેમબર ઉપર આવ્યા હતા તેની તપાસ કરીને કેટલાક અનુભવી યુરોપીયન ગ્રહસ્થોએ એવું મત આપ્યું છે જે આપણા કારખાનાઓમાં હવડાં વપરાતાં સંચાઓની મદદથીજ એ રૂઉમાંથી ૫૦ નંબરનું સુતર સહેલથી નીકળી શકશે, અને એ રૂઉ જો ભરચી માલના કરતાં દર ખાંડીએ ૨૨૦) સુધી વધારે મોંઘો હોય તોપણ તે નંબરનું સુતર કહાડવાને એજ સાંચાઓથી નફા ભરેલું થઈ પડશે.

સર જમસેદજી મેમોરીયલ ફંડ—તા. ૨૭ મી ફેબ્રુઆરીને બુધવારે બીજા સર જમશેદજી જીજીભાઈ મેમોરીયલ ફંડનો ઉપયોગ કેવા કરવા તેને લગતી દરખાસ્ત કરવાને મળેલી સભામાં ઠરાવ કર્યો છે કે ૩૪૩) હજારની એકઠી થએલી રકમ વિક્ટોરિયા ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટમાં આ મરનારને નામની એક જૂદી ઇમારત ઉભી કરવા માટે આપવી અને ઇન્સ્ટીટ્યુટ કમિટિમાં એ ફંડના પ્રતિનિધી તરીકે મા० ડોસાભાઈ ફરામજી કડાકાને નીમવા.

ખેતીવાડીના કામ માટે થાપણ—ખેડા ડીસ્ટ્રીકટમાં ખેતીવાડીનું કામ બોહોળા પાયાપર ચલાવવાને એક કુંપની ઉભી થયલી જણાય છે, તેની થાપણ અઢીલાખ રૂ. ની કરવામાં આવનાર છે, અને તેના શેરોનો મોટો ભાગ યૂરોપિયનોએ રાખ્યો છે.

જર્મનીના શેહેનશાહ વિલ્યમની નેવુંમી વર્ષગાંઠની ખુશાલીમાં બર્લિનમાં ૧૫ મી માર્ચે ઓછામાં ઓછા પંચાશી રાજવંશીઓ પધાર્યા હતા.

સિંધમાં કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર તરીકે મિ० એચ. પી. જેક-

બને ઠરાવ્યાં છે. સિંધમાં કેળવણીનો સારો વધારો થતો જોવાથી નામદાર ગવર્નરે ત્યાં એક ખાસ ઇન્સ્પેકટરની નિમણુંક કરવાની અગત્ય વિચારીછે.

દાક્તર આવ્ ફિલોસોફી તા. ૧૪ મી માર્ચ સોમવારે દખણ કૉલેજના પ્રોફેસરો, ફેલો, અને વિદ્યાર્થીઓની સમક્ષ પુનાના સરદાર ખા. બા. દસ્તુર હોશંગ જામાસ્પને વિયેનાની યુનિવર્સિટી તરફથી મળેલી ડાકટર ઑફ ફીલોસોફીની સનદ આપવાની ક્રિયા થઈ હતી, જે પ્રસંગે કૉલેજના પ્રિન્સિપાલ મિ૦ વ્યાકસન હાએ ખિતાબ મેળવનાર ગૃહસ્થની પ્રસંશા કરી, અને તેનો તેઓએ ઘટિત ઉત્તર આપ્યો હતો.

સિંધ પીશીન રેલવેની લાઈન સાબીથી ક્વેટા સુધી લંબાવવાનું કામ તા. ૧૪ મી માર્ચે પૂરૂં થયું છે.

વડનગર રેલવે તા. ૧ લી અપ્રિલથી મેહાણાથી વડનગર સુધીની નામદાર ગાયકવાડ સરકારે બંધાવેલી રેલવે ગાડીમાં ઉતારૂઓને લેવામાં આવ્યા છે.

જર્મનીમાં વસ્તિ ગયાં ૬૬ વર્ષ પૂર્વે હતી, તે કરતાં હાલ બેવડી થઈ છે એમ સંભળાય છે.



# निशाळोनां इनामपत्रक.

## સોરઠપ્રાંત.

### જા. નં. ૯૦૭.

જુનાગઢ તા. ૨૬.—આલીજાહાં ખુદાવંત નવાબ સાહેબ તર્ફથી વાર્ષીક પરીક્ષા વખતે રૂ૧૬૦) પુસ્તકો. ને બ્રાંચસ્કુલ. નં. ૧ જામાં. રૂ૨૩-૪-૦ બ્રાંચસ્કૂલ નં. ૨ જામાં રૂ૧૫-૪-૦ કંન્યાશાળાની ત્રીમાસીક પરીક્ષા લીધી તે વખતે રૂ૧૪-૧૪-૯ ચોપડીઓ, કમખા, રેજા, ને વાર્ષીક પરીક્ષા વખતે રૂ૯૩-૨-૦ ચોપડીયો, ઓઢણાં, રૂમાલ, તેમજ—વડાળનિ નીશાળમાં વાર્ષીક પરીક્ષા વખતે રૂ૮) મીઠાઈ તથા પરિખ. હરજીવન વરછરાજ અને હરજીવન દેવચંદ રૂ૨) મીઠાઈ છોકરાને નિશાળે બેસાડો—રાપુરણુ. કામદાર બાલાજી શિવશંકર પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૧-૧૩-૦ પતાસાં. તથા દરબાર સાહેબ અને સ્કુલ કમિટિના

પ્રેસિડન્ટ સા. ૨૧) પતાસાં, ૨॥ કેરી મણ ત્રણ. સંસ્થાન જુનાગઢના દિવાન સાહેબ હરિદાસ વિહારીદાસ તરફથી ૨૧) સાકર શે. ૯—કુકસ વાડા, સુંદરજી પ્રભુજી ભુડરી વહીવટદાર, સા. ના. દફતરી ૨॥ સાકર શેઠ. નુરમહમદ ગની (વેરાવળના) ૨॥ સાકર—કેશોદ. વિપ્ર કાળા જેઠા ધસારીવાળા ૨૦-૪- મીઠાઈ. ખુદાવંત જુનાગઢના નવાબસાહેબ તર્ફથી વાર્ષિક પરીક્ષા વખતે નિશાળમાં તથા કન્યાશાળામાં ૨૮) મીઠાઈ. મે. જે. એમ. હેટરસાહેબ તરફથી ૨૨) મીઠાઈ, મે. જે. એમ. હેટરસાહેબના મડમસાહેબ તર્ફથી ૨૧) મીઠાઈ. મે. જેશંકર કરસનજી તરફથી ૨॥ મીઠાઈ. લુવાણાની ન્યાત તરફથી ૨૩) મીઠાઈ. પટેલીયા તરફથી ૨૨) મીઠાઈ. હરિલાલ પરજારામ તરફથી ૨૦-૯-૦ મીઠાઈ. શેઠ. અભરામ ધરમાલ તરફથી ૨૧) મીઠાઈ. મેમણની જમાતે ૨૧) મીઠાઈ. સોની લીલાધર કવા તરફથી ૨૦-૯-૦ મીઠાઈ—ચોરવાડ મે. વહીવટદાર મુળશંકર કલ્યાણદાસે પોતાની બદલી થઈ તે વખત ૨૧॥ સાકર. ૨઼. રા. દેવચંદ દેવજીએ વાર્ષિક પરીક્ષા વખતે ૨૭)પુસ્તકો.—કુતીઆણા.સરવાણી સરદારખાં હયાતખાં ૨૨) પતાસાં.—દેવડા. કુતીઆણાના પો. ફોજદારે ૨॥ સાકર. જુનાગઢના પો. સુ. સા. અંબારામ શુંદરજીએ ૨૧) પતાસાં, બાલાગામના પ્રધાન લાધાએ ૨॥ સાકર—મહીઆરી. કુતીઆણાના વહીવટદાર સા. ભવાનીદાસ પ્રભુદાસે ૨૨) છીંટ તથા સાકર.—માંગરોળ. ખુદાવીંદ સેખસાહેબ દરબારસાહેબે પરીક્ષા પછી જાહેર પરીક્ષા વખતે ૨૪૯-૧૩-૧૧ ચોપડીઓ, પતાસાં, કસરત કરનારને ચરી, કચ્છા વીગેરે; વકીલ પાનાચંદ જાદા તરફથી, ઈકારાંત નાનેતર જાતીના પાચ દાખલા આપનાર છોકરાઓને ૨૧) મે. મોરબી દરબારના કુમારશ્રી હરભંગજી સા. તરફથી રૂ૨॥ રાણીકદેવી. બે ગણીતના દાખલા લખાવીને—કન્યાશાળામાં. ખુદાવંદ દરબાર સાહેબ તરફથી ૨૯-૧૧-૦ ચુંદડીઓ, ચણીઆ, સ્લેટ, ચોપડીઓ, મીઠાઈ વારશીક પરીક્ષા પછી જાહેર પરીક્ષા વખતે.—નાગેશરી. સ્કુલ કમિટિએ ૨૧॥ સુબોધપ્રકાશ તથા ૨॥ સાકર, તાલુકદારો તરફથી વાર્ષિક પરીક્ષા વખતે ૨૧-૧-૬ સાકર તથા નાળીએર—બારપટોળી. દરબાર લાખા પાતા, કોટીલા રાણીગપાતા.—કોટીલા. કાળા બાવા ૨॥ સાકર—જાફરાબાદ. મેતા કેશવજી દામજી નવા વહાણનું મહુરત કરતાં ૨૧)સાકર. મેતા ગોપાળ કીકાભાઈ પોતાને પુત્રનો જન્મ થવાથી ૨૦-૯-૦

સાકર. પારેખ ગંગાજી ત્રીકમજી રુ૦ા સાકર—લુણસાપુર. રા. રા. નથુરામ પીતાંબર તથા ઠકર પ્રેમજી જીવા રુ૧ા મહેતાજીને પછેડી રુ૦ાા છોકરાઓને કાગળ તથા સાકર—ડેડાણ. ભાગદારસાહેબો તરફથી વારસીક પરીક્ષા વખતે રુ૩ા મેહેતાજીને રુ૧૪-૧૫-૦ છોકરાઓને રુમાલ, છીટ, મીઠાઈ કુલ રુ૧૭-૭-૦—ગાધકડા. વહીવટદારસાહેબ તરફથી વાર્ષિક પરીક્ષા વખતે રુ૦ા સાકર—પોરબંદર. શેઠ. નારણદાસ ગીરધરદાસ રુ૫) પતાસાં. મુંબાઇના શેઠ. ગોવીંદજી પ્રેમજી સરકારી કન્ટ્રાકટર રુ૩)પતાસાં ને કન્યાશાળામાં શેઠ. ગોવીંદજી પ્રેમજીએ રુ૦ાાા પતાસાં તથા લુગડાં—કંડોરણા. રા. રા. ઉમીયાશંકર આદીતરામ રુ૦-૫-૦ પતાસાં—પોરબંદર કન્યાશાળા. મે. પોરબંદરના માજીસ્ટ્રેટ રા. જદુરામ કાશીરામ રુ૧ા પતાસાં—બાંટવા. સોની જાદવજી ભગવાને પોતાના દીકરાને માંદગીમાંથી આરામ થતાં રુ૧ા સાકર—ગીદડ. મે. કારભારી પનજીભાઈ નથુભાઈ રુ૫) ગરીબ છોકરાઓને લુગડાં તથા સ્લેટો—પીપલાણા. પોલીસફોજદાર ગાંગજીભાઈએ રુ૦ા સાકર—સુડવા. નામદાર માણાવદર દરબારસાહેબ તરફથી તેમના પટેલ જીણા ડાએ છોકરાઓને કવિતા બોલાવી રુ૧ા સાકર—ઈંટા. માણાવદરના મે. કારભારી પ્રભાશંકરભાઈ તરફથી રુ૧) નું સ્કુલ લાઇબ્રેરીમાં દલપત દુર્લભ કૃત પુસ્તક બક્ષીસ આપ્યું—જેતપુર તા. સ્કૂ. મે. તાલુકા કોર્ટના મેમ્બર સાહેબોએ મે. સોરઠ પ્રાંતના આ. પો. સા. પરીક્ષા લીધી ત્યારે રુ૨૩) રુમાલ, ચોપડીઓને મીઠાઈ. અને કન્યાશાળામાં રુ૨૩) છોકરીઓને ચુંદડીઓ અને મીઠાઈ બી. આ, ચુંદડી, ભરતશિક્ષકને સાડલો. શા. શામજી ખોડાએ રુ૦ાા છોકરીઓને મીઠાઈ—મેંદરડા. શેઠ. લખમીચંદ બાવા રુ૧) મીઠાઈ. રા. ગૌરીશંકર કલ્યાણજી રુ૧) મીઠાઈ—બીલખા. દરબારસાહેબ તરફથી રુ૨ા મહેતાજીને રુ૩ા આસિસ્ટંટને રુ૧૪) છોકરાઓને રુમાલ તથા મીઠાઈ કુલ રુ૨૦)—વડીયા. દરબારસાહેબે રુ૪ા લુગડાં તથા મીઠાઈ—અકાળા. ગાધકડા પોલીસફોજદાર ધનેશ્વર અંબારામ રુ૦ા મીઠાઈ—લુણીધર. આજમ મેનેજરસાહેબ દલપતરામ કેશવજી રુ૪ાા રુમાલ તથા પતાસાં—ખરવાળા. તોરીના શેઠ. વાલજી ભીમજી રુ૦ાા પતાસાં—ચરખા. કોડીનારના વકીલ પ્રાણલાલ રણછોડ રુ૦ાા સાકર. રવાને તા. ૯-૨-૮૯ સુ. માળીઆ.

(ઇંગ્રેજીસહી.) ગણપતરામ અનુપરામ.
ડે. એ. ઈ. સોરઠ પ્રાંત.

સિદ્ધાન્તજનિત પુસ્તક.—દરમાસે એક આપવાનું લવાજમ પોસ્ટેજ સાથે વરસ એકના રૂ૩-૮-૦ રાખ્યું છે.

આ રામ રાજ્યમાં સુધારાની ખુશકારક વૃદ્ધિ થવા નિપુણ પુરૂષોનો પરોપકારી પ્રયત્ન જારીછે. હાલ ઘણા ચોપાનીયાંછે, ન્યુસપેપરો બહાર પડેછે, પરંતુ ખરેખરા રીતે જેથી દેશની વિદ્યા, કળા વગેરેમાં સંતોષકારક અસર થઈ સત્વર આબાદીમાં આવવા લાગે, અને દિલ ખુશ રેહે તેવાં પુસ્તકોનો જોઇએ તેવો ફેલાવ દીઠામાં થોડો છે. એ ખોટ પુરી પાડવાના ઇરાદાથી એવા નાના મોટા ઉપયોગી ગ્રંથો ખરીદી નોંધાએલ નામવાર મોકલવા ધાર્યું છે. ઓછામાં ઓછી રૂ.ના કીમત કરતાં થોડા મૂલવાળી ચોપડી નહિ મોકલાય. આમ નવાં નવાં પુસ્તકો પ્રગટ કરીને પણ ઘટતી મદદ અપાઈ દેશોન્નતિને ઉત્તેજન દેવાજેવું થશે. માટે ઉદાર, અમીર, ઉમરાવ, અને સદગ્રહસ્થોને લાજમ છે કે આવા પરમાર્થમાં ભળવું. વિશ્વનિયંતા પ્રભુ સહાય કરી આર્યબંધુની કુશળતા સાચવી રક્ષણ કરો!!!

ઉપરના કામની શરૂઆત સંવત ૧૯૪૮ ના કારતક માસથી થશે. અગાઉથી નાણાં ભરશે તેનેજ મળશે. માટે મહેરબાની કરીને ગ્રાહક થનાર મિત્રોએ અવલથી પૈસા પહોંચાડવા.

નાના ગ્રંથનો લાભ ગરીબલોકો પણ સહેલાઇથી લઇ શકેછે. ડોળઘાલુ ન બનતાં સ્વદેશ કલ્યાણના કામમાં જોડાઓ!!! હુન્નર અને નીતિમાં પુષ્ટિ કરે તેવાં રમુજી પુસ્તકો યોગ્ય કમિશનથી આપવા લખશે તેનાં જવાબંધ રાખવામાં આવશે. નાટપેડ કાગળ લેવામાં નહિ આવે. તા. ૨૩-૩-૯૦.

લી. સેવક કુંવરજી વિ. જગજીવન ઠાકર.

ધોરાજી તાબે, છત્રાસા.



## 'ગૂજરાતી છઠ્ઠા ધોરણના સવાલો તથા તેના ખુલાસા'

એ નામનું પુસ્તક છપાઈ બહાર પડ્યું છે. તે છઠ્ઠા ધોરણની પરીક્ષામાં જનારા વિદ્યાર્થીઓને ઘણુંજ ઉપયોગી છે. એનું કદ રૉયલ બારપેજી ચૌદ ફરમાનુંછે અને તેમાં નીચેના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યોછે.

(૧) સને ૧૮૭૬ થી ૧૮૮૫ સુધીના સઘળા વિષયના સવાલ.

(૨) ઇતિહાસ અને નિબંધ સિવાયના સઘળા સવાલોના ખુલાસા તથા નિબંધ લખવાના નિયમો.

ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૬ મું. જુન. સન ૧૮૮૭. અંક ૬ ઠો.

# सेन्ट्रल विभागनी लोकलबोर्डनी निशाळोना महेताजीओअे अने आसिस्टंटोअे शी रीते वर्त्तवुं ते संबंधी नियमो.

તા. ક. હાલમાં જે ચાલુ હુકમો અને સૂચનાઓ અમલમાં છે પરંતુ જેમનો સમાવેશ આ નિયમોમાં થયો નહિ હોય તેમને આથી બાધ આવતો નથી.

## ભાગ ૧. સામાન્ય હુકમો.

૧. કોઈ પણ મહેતાજી નોકરીમાં હોય ત્યાંલગી તેને હરકોઈ બીજો ધંધો કરવા નહિ દેવાય. ઉદાહરણ, તેને મુખત્યારનું અથવા વકીલનું, દુકાનદારનું વગેરે કામ કરવા દેવાની રજા મળશે નહિ.

અપવાદ.

ડેપ્યુટી ઈન્સ્પેક્ટરની પરવાનગી લઈને ટપાલનું, અથવા રેજીસ્ટ્રેશન કરવાનું અથવા સ્ટાંપ વેચવાનું કામ કરવાની મહેતાજીને અડચણ નથી. પરંતુ માત્ર એવી શરત કે તેણે એ કામ નિશાળના વખતમાં કરવું નહિ.

૨. જે સ્થળોમાં મહેતાજીના તાબામાં સરકારી બુકડીપો હોય તે સ્થળોમાં ડીપોના માલ તથા સામાનને માટે તે જવાબદાર છે, અને તેને માટે તેણે ક્યુરેટરને જામીન આપવો જોઈએ. તેની બદલી થાય તો તેણે ડેપ્યુટી ઈન્સ્પેક્ટરના હુકમ મુજબ તેનો ચાર્જ સોંપી દેવો. જેને ચાર્જ

તપાસી આપ્યો હોય તેની સહી લઇને ચાર્જ સોંપી આપ્યા બાબતનો તેણે જીલ્લાના બ્રાંચ ડીપોકીપરને રીપોર્ટ કરવો. એ રીપોર્ટના જોડે બુક ડીમાર્ટ-મેન્ટના નિયમો પ્રમાણે જેજે પત્રકો અને યાદિયો મોકલવાની હોય તે તે મોકલવાં.

૩. મહેતાજીઓએ અને આસિસ્ટંટોએ પોતાના કસ્બા અથવા ગામના લોકોની અંદર માંહોમાંહી ટંટો ચાલતો હોય તેમાં પડવું નહિ અથવા કોઇનો પક્ષ કરવો નહિ, તેમણે બનતાંલગી દરેક પોતાના સરકારી અમલદારો જોડે હળીમળીને ચાલવાનો પ્રયત્ન કરવો. તેમને ખાસ ચેતવણી આપવામાં આવેછે કે તેમણે અરજીઓ, ખતો, અથવા બીજા દસ્તાવેજો લખવા નહિ અથવા તેપર સાક્ષી કરવી નહિ.

૪. નિશાળનું મકાન તથા તેના અંગના ભાગ સ્વચ્છ તથા સારી હાલતમાં રાખવાનો,સામાનની સારી મરામત કરવાનો,અને નકશાની, પુસ્તકોની તથા નિશાળના હરેક પ્રકારના સામાનની યોગ્ય સંભાળ રાખવાનો જુમ્મો મહેતાજીને શીર છે; પરંતુ તેણે યાદ રાખવું કે પુસ્તકો અને ચોપાનીઆં મહીનાના મહીના નિશાળની પેટીમાં મુકીછાંડવાનાં નથી. તે બગાડયે નહિ એવા જે આસિસ્ટંટો અને મોટી ઉમ્મરના વિદ્યાર્થિઓપર મહેતાજીને ભરોંસો હોય તેમને વાંચવા આપવાં; પરંતુ નિશાળનો સામાન ખાનગી કામ સારૂ વાપરવા આપવો નહિ. જરૂર પુડે તે વારે બની શકે તો કંટીજન્ટ ખરચમાંથી સામાનને જુજ મરામત કરાવવી.

૫. સરકારી કામદારોને અથવા બીજા આબરૂદાર ગૃહસ્થોને નિશાળના વખતમાં નિશાળ જોવા જવાની છુટ છે. નંબર ૧, ૨, ૩, નાં રેજીસ્ટરો અને શેરાવહી (વિઝિટર બુક) તેમની આગળ મહેતાજીએ તપાસવા માટે રજુ કરવી, અને હરકોઈ વર્ગની પરીક્ષા લેવાના અને શેરાવહીમાં પોતાનો અભિપ્રાય લખવાની તેમને વિનતિ કરવી, રખડતા લોકો અને જે છોકરાં નિશાળમાં આવતાં નહોય તેને નિશાળમાં આવવા દેવાં નહિ.

૬. મહેતાજી અથવા આસિસ્ટંટને, પ્યુપિલટીચર અથવા વિદ્યાર્થીને હરકોઈ નિશાળના મકાનમાં અથવા ઓરડામાં રહેવાના પરવાનગી નથી. જ્યાં નિશાળના ઉપયોગમાં ન આવતી હોય એવી ખોલીઓ અથવા ઓર-

ડીઓ નિશાળની હદમાં હોય ત્યાં એવી ઓરડીઓમાં ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની લખિત પરવાનગીથી રહી શકાશે.

૭. કોઇપણ આસિસ્ટંટોનો અથવા પ્યુપિલ ટીચરોનો દંડ કરવાનો અથવા તેમને બરતરફ કરવાનો મહેતાજીને અધિકાર નથી.

૮. નિશાળ વાળવી, નિશાળનો સામાન સાફ કરવો વિગેરે હલકું કામ કોઇપણ વિદ્યાર્થી પાસે તેની મરજી ઉપરાંત અને કામ કરવા બદલ પૈસા આપ્યા શિવાય કરાવવું નહિ.

૯. પોતાનાં લુગડાં તથા અંગ સ્વચ્છ રાખવાની મહેતાજીએ દરેક પ્રસંગે છોકરાંને સમજુતી આપવી. તેઓ યોગ્ય પોશાક પહેરીને નિશાળે આવે એમ તજવીજ રાખવાનો તેણે પ્રયત્ન કરવો.

૧૦. સર્વે વિદ્યાર્થીઓ ચોપડીઓ, સ્લેટો, કાગળ, કલમ, શાહી વિગેરે પોત પોતાના ધોરણમાં ખપ પડે તે પ્રમાણે લાવશે એવી આશા છે.

૧૧. નિશાળના મકાનને કાંઈ અકસ્માત અથવા નુકશાન થવાથી તાબડતોબ ખાસ મરામત કરવાની જરૂર જણાયતો ડેપ્યુટી ઇન્સ્પેક્ટરને તાકીદે રીપોર્ટ કરવો.

## ભાગ ૨. નિશાળીઆને દાખલ કરવાના નિયમો.

૧. હરકોઈ ચેપી રોગથી પીડાતા ઉમેદવારો તથા ચાર વરશની અંદરની વયના છોકરા તથા છોકરી શિવાય જે નિશાળીઆને લોકલબોર્ડની નિશાળોમાં દાખલ થવાની મરજી હશે તે સર્વેને દાખલ કરવામાં આવશે.

૨. નાતના કારણથી કોઇપણ નિશાળીઆને બાતલ કરવો નહિ. જ્યાં નીચ વર્ણનાં છોકરાંને નિશાળના ઓરડામાં દાખલ કરવાની હરકત લેવામાં આવે ત્યાં સ્કુલ કમિટીની સંમત્તી લઇને તેમને બેસાડવાની યોગ્ય ગોઠવણ કરવી જોઇએ.

૩. નિશાળીઆને હરકોઈ વખતે દાખલ કરવામાં આવશે પરંતુ દાખલ થવાની તારીખનો મેળ રાખ્યા શિવાય જે માસમાં તે દાખલ થયો હશે તે માસની આખી ફી તેણે આપવી જોઇએ.

૪. જે છોકરાનું નામ રેજીષ્ટરમાં ના હોય અથવા જે છોકરાએ પોતાની માસિક ફી આપી ન હોય તેને નિશાળમાં આવવા દેવો નહિ.

૫. ગરીબ છોકરાને કાંઈપણ ફી લીધા શિવાય દાખલ કરીશકાય પ-રંતુ તેમની સંખ્યા નિશાળમાં કુલ જેટલા છોકરા હોય તેના સેંકડે પંદરના પ્રમાણ કરતાં વધવી ના જોઈએ. આ નિયમનો કોઈ રીતે ગેરઉપયોગ થશે તો તેની જવાબદારી મહેતાજીઓને શીર રહેશે. જે છોકરાને માફીમાં દાખલ કર્યા હોય તે છોકરો નિશાળે નિયમસર અને વેળાસર હાજર ન રહે તો તેને માફીમાં રહેવા દેવો નહિ; પરંતુ માંદગીની બાબતમાં છુટ મુકવી જોઈએ. છોકરાને માફીમાં દાખલ કરતાં પહેલાં મહેતાજીએ અને સ્કુલ-કમિટીએ બરોબર તપાસ કરીને ખાત્રી કરવી કે એ છોકરો ફી આપવાને શક્તિમાન નથી અને સ્કુલ કમેટીએ એ મતલબનું ખાત્રીપત્ર આપવું.

જંગલી અને પહાડી મૂલકોમાં લોકલબોર્ડ કમિટીની મંજુરી લઈને માફી છોકરાની સેંકડે ઠરાવેલી સંખ્યામાં વધારો કરી શકાય. પ્રગણાના વસુ-લાત ખાતાના અધિકારીની બલામણ ઉપરથી ભીલ કોળી અને એવી બીજી જાતનાં છોકરાને સેંકડે મંજુર કરેલી સંખ્યા ઉપરાંત હરકોઈ વખતે માફીમાં દાખલ કરવાં. જ્યારે આવી રીતે કોઈને દાખલ કરવામાં આવે ત્યારે મહેતાજીએ તુરતજ ડેપ્યુટી ઈન્સ્પેક્ટરને એ બાબત રીપોર્ટ કરવો. માફી છોકરા રાખવામાં એકુત અને મજુરીઆત લોકોનાં છોકરાને પહેલા પસંદ કરવા. સુધરેલી જાતો જેવી કે બ્રાહ્મણો તથા વેપારી લોકોના છોક-રાની એકંદર સંખ્યા માફી છોકરાની સેંકડે મંજુર કરેલી સંખ્યાના ત્રીજે ભાગ કરતાં વધારે નજ થવી જોઈએ.

૬. નિશાળમાં દાખલ કરેલા દરેક છોકરાનો જન્મ દીવસ તેને દાખલ કરતી વેળા વય પત્રકમાં ઈસ્વીસન પ્રમાણે નોંધવો. એમ નોંધેલી ઉમ્મર ખરીછે કે ખોટી તેની મહેતાજીએ ચોકસી કરવી, અને છોકરાના વયમાં ત્યારપછી ફેરફાર અથવા સુધારો કરવા દેવામાં આવશે નહિ એવી તેમનાં માબાપ અને વાલીઓને ખબર આપવી.

ભાગ ૩. ફી વસુલ કરવા તથા તેની વ્યવસ્થા કરવા બાબત.

૧. દરેક જીલ્લામાં ફીનો જે દર ચાલતો હોય તે પ્રમાણે મહીનાની ૧૦ મી તારીખ પહેલાં મહીને મહીને અગાઉથી બધી ફી વસુલ કરવી જોઈએ.

૨. જે છોકરો રેજા વગર એક મહીનામાં પંદરથી વધારે દીવસ સુધી

અથવા રજા લઇને લાગલાગટ ત્રણ મહીનાથી વધારે મુદત સુધી ગેરહાજર રહેશે. તેનું નામ રેજીષ્ટરમાંથી કાઢી નાખવામાં આવશે.

૩. જો કોઈપણ નિશાળીઓ માગણી કરે તો મહેતાજીએ ચાર આના ફી લઇને તેને રેજીષ્ટરમાંથી એક્સટ્રાક્ટ ( નમુના ૬ લો ) પોતાની સહી કરીને આપવો.

૪. જે છોકરાનાં માબાપ અથવા વાલીઓ સેસફંડ ભરતાં હોય તે છોકરો ગામના અધિકારીઓનું નમુનો નંબર ૭ મુજબનું સર્ટિફિકેટ લાવે તોજ તેને સેસફંડ ભરનારના છોકરા તરીકે ફી ભરવા દેવી. એવાં સર્વ સર્ટિફિકેટો નિશાળના દફતરે રાખવાં જોઇએ.

૫. મહેતાજીઓએ મહીનાની ફીના પૈસા, ચોપડીઓના વેચાણનું વસુલ વિગેરે મહિનાની આખરે અથવા બની શકે તો તે પહેલાં પોતપોતાના તાલુકા મહેતાજીઓને ભરી દેવાં; દરેક ભરણું શી બાબતનુંછે તેની તપશીલ તાલુકા મહેતાજીને જણાવવી ને તે ભરણું માસિકપત્રકમાં પણ દાખલ કરવું. તાલુકા મહેતાજીઓએ એ ભરણું આવતા મહીનાની ૧૫ મી તારીખ પહેલાં સરકારી ત્રીજોરીમાં ભરી દેવું અને ત્રીજોરીની પાવતી તાકીદે ડેપ્યુટી ઇન્સ્પેક્ટરને મોકલી દેવી. એ પાવતીની નકલ પોતાને દફતરે રાખવી. બીજા મહેતાજીઓએ તેમને જે ભરણાં મોકલ્યાં હોય, તેની પોહોચો પણ તેમણે તાકીદે તેમનાપર મોકલી દેવી.

૬. ફી બરાબર વસુલ કરવાની તથા તે સંભાળી રાખવાની જવાબદારી મહેતાજીને શીર છે. હરકોઈ વર્ગની ફી ઉઘરાવવાનું કામ તે પોતાના આસિસ્ટંટને સોંપશે તોપણ તેનું જોખમ તેને શીર રહેશે.

ભાગ ૪. પગાર લેવા તથા વેહેંચવા વિષે અને કંટિન્જંટ, મરામત, વગેરેના ખરચને માટે મળેલાં નાણાંની વ્યવસ્થા વિષે.

૧. સર્વ મહેતાજીઓને અને આસિસ્ટંટોને તેમનો પગાર તેમને મુકામે પોહોંચાડવામાં આવશે. મહેતાજીને પોતાનો પગાર લેવા ત્રીજોરીમાં જવાની જરૂર નથી.

૨. માસિક પગારપત્રકો અને પગારનાં નાણાં તાલુકાનો શીપાઈ લઇને આવે કે તુરત દરેક મહેતાજીએ પગારપત્રકપર પોતાની સહી કરી

પોતાનો પગાર લેવો, અને આસિસ્ટંટોની સહી લઇને તેમને તેમનો પગાર આપી દેવો. કોઈપણ કારણથી થીપાઇને ઓટી કરવો નહીં.

૩. મુખ્ય મહેતાજી ગામમાં હાજર ના હોય તો જે આસિસ્ટંટના હવાલામાં નિશાળ હોય તેણે પગારનાં નાણાં લઈ તેની વ્યવસ્થા કરવી.

૪. કોઈ આસિસ્ટંટ ગેરહાજર હોય તો, મુખ્ય મહેતાજીએ તેનો પગાર લઈ પગાર પત્રકપર તેનાવતી સહી કરવી. એ રીતે ગેરહાજર નોકરોનો લીધેલો પગાર તેઓ નોકરીપર હાજર થાય કે તુરત તેમને આપી દેવો, અને પગાર આપ્યાની પહોંચવહીમાં તેમની સહી લેવી. તેઓ મહીનો પૂરો થતાંએ હાજર ન થાય તો તેમનો પગાર મહેતાજીએ મોકલવાના નમુના નંબર ૬ કાના માસિકપત્રકમાં અનામત બતાવવો. બે મહીના કરતાં વધારે મુદત સુધી એવી રકમ અનામત રહે તો તેની શી રીતે વ્યવસ્થા કરવી તે વિષે ડેપ્યુટી ઇન્સ્પેક્ટરને લખીને હુકમ મંગાવવો.

૫. તુટક મુદતને માટે રાખેલા જે અવેજીઓનાં નામ પગારપત્રકમાં નહોય તેમની સહી મહેતાજીએ પગાર આપ્યાની પહોંચવહીમાં લેવી. એવા અવેજીની સહી પહોંચવહીમાં લીધી નહિ હોય તો તેટલી રકમનો મહેતાજી જુમ્મેદાર થશે.

૬. મહેતાજીએ, આસિસ્ટંટે, અથવા અવેજીએ બદલીના કારણથી કીંવા બીજા કારણથી પગાર લીધા પહેલાં ગામ છોડ્યું હશે તો તેણે પોતાનો પગાર લેવાનો જે સખ્સને લિખિત અખ્તીઆર આપ્યો હશે તેને આપવામાં આવશે. એ લિખિત અખ્તીઆરપત્ર દફતરે રાખવું અને પગાર લેનાર સખ્સની સહી પહોંચવહીમાં લેવી.

૭. નિશાળના કંટિંજંટ ખર્ચના નાણાંના કોઈપણ ભાગપર મહેતાજીનો કોઈપણ પ્રકારનો દાવો નથી. એ નાણાંનો ખર્ચ નિશાળના કામને માટેજ વખતે વખતે કરવો. પહેલા મહિનામાં જે કાંઈ વધે તેનો ઉપયોગ બીજા મહીનામાં કરવો અને નમુના નંબર ૬ કાના માસિકપત્રકમાં કંટિંજંટનો હીસાબ બતાવવો.

૮. નિશાળના મરામત કરવાનું કામ મહેતાજીને સોંપ્યું હોય તો તેણે ખર્ચ થાય તેનો હીસાબ રાખવો, અને એક રૂપીઆ ઉપરાંતની રક-

મોની પાવતીઓ લેવી. એ હીસાબ અને પાવતીઓ મરામતનું કામ પુરૂં થયા પછી એક અઠવાડીઆની અંદર ડેપ્યુટી ઇન્સ્પેક્ટર તરફ મોકલવાં. કોઈપણ પ્રસંગે તારીખ ૧ લી ફેબ્રુઆરીથી મોડાં મોકલવાં નહિ. એની જોડે ગામના પટેલની અને સ્કુલપંચના એક અથવા વધારે મેંબરોની સહીનું મરામત થયાનું, નમુના નંબર ૧૩ નું, સર્ટિફિકેટ મોકલવું.

૯. મરામતનું કામ એક મહીના ઉપરાંત પહોંચે તો તે મારાનો ખર્ચ તથા શીલક નમુના નંબર ૬ ડાના માસિકપત્રકમાં બતાવવાં. મરામત પૂરી થયા કેડે જે કાંઈ શીલક રહે તે તાલુકા મહેતાજીની મારફત ત્રીજોરીમાં તાકીદ ભરી દેવી.

૧૦. નિશાળ જોવા આવનાર ગૃહસ્થોએ મીઠાઈ વગેરેને માટે જે રકમ આપી હોય તે માસિકપત્રકમાં બતાવવી, અને ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની મંજુરી લઇને તેની વ્યવસ્થા કરવી.

## ભાગ. ૫ નિશાળના વખત, તથા તેના ભાગ વિગેરે વિષે.

૧. રવિવાર, તહેવાર અને અડધા દીવસની રજાના દિવસો બાદ કરતાં લોકલબોર્ડની સ્કુલોનું કામ દરરોજ ૭ કલાક ચાલશે અને દરેક ગામની જરૂરીઆત પ્રમાણે નિશાળ બેસવાનો વખત ઠરાવવામાં આવશે.

૨. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે જુદી જુદી જાતની વસ્તીના કેટલા કેટલા તહેવાર પાળવા તે ગામની જરૂરીઆત પ્રમાણે નક્કી કરવું. આવા તહેવાર આખા વરસમાં ગમેતે કારણને લીધે પણ ત્રીશ દિવસથી વધારે ના હોવા જોઇએ. હેઠળ લખેલા તહેવારો બધી નિશાળોમાં પાળવા.

નાતાલનો દિવસ.
ઇંગ્રેજી બેસતા વરસનો દિવસ.
ગુડફ્રાઇડે.
કૈસર-એ-હિન્દનો જન્મ દિવસ.

સઘળા તહેવારના દિવસોનું પત્રક દરેક નિશાળમાં ટાંગવું.

૩. નિશાળીઆ નિયમસર હાજર થાય અને કામ વેળાસર ચાલે તેટલા માટે મહેતાજીઓએ, આસિસ્ટંટોએ, અને નિશાળીઆઓએ, નિશાળના ઠરેલા વખતની દશ મિનિટ અગાઉ હાજર રહેવું. વર્ગ ગોઠવીને નિશાળીઆને બેસાડવા અને કામ વેળાસર શરૂ કરવાની તૈયારી કરવી.

૪. મહેતાજીઓએ, આસિસ્ટંટોએ, અને પ્યુપિલ ટિચરોએ નિશાળના ઠેરવેલા વખતમાં નિશાળમાં હાજર રહેવું અને પોતાનું સર્વ લક્ષ શીખવવામાં લગાડવું જોઇએ. આવતા મહિનાને માટે હાજરીપત્રક લખીને તૈયાર કરવામાં મહિનાની છેલ્લી તારીખે બે ત્રણ કલાક રોકાય તે શિવાય કાંઈપણ ખાનગી કે ઓફિશિયલ કામ કરવું નહિ.

૫. નિશાળના વખતનો પહેલો કલાક પૂરો થયે સવાર સાંજ હાજરી પૂરવી. હાજરી પુરતી વખતે જે છોકરા હાજર હોય તેમના નામ ઉપર આવી નિશાની "૧" કરવી, રજા વગર ગેરહાજર હોય તેમના નામ ઉપર આવી નિશાની "+" કરવી. રજા લઇને ગેરહાજર હોય તેમના નામ ઉપર "ર" અને માંદગીના કારણથી ગેરહાજર હોય તેમના નામ ઉપર "મ" માંડવો. નમુના નંબર ૨ જાના રજીષ્ટરમાં દરેક છોકરાની હાજરી અથવા ગેરહાજરીપર યોગ્ય નિશાની સ્પષ્ટ કરવી.

૬. શિક્ષકોનું હાજરીપત્રક રાખવું અને તેમાં દરેક મહેતાજી અને આસિસ્ટંટે દરરોજ આવવા જવાનો વખત પૂરી પોતાની સહી કરવી. નિશાળીઆની અને શિક્ષકોની દરરોજની હાજરી પ્રતિદિવસે નોંધાય છે તેનો જુમ્મો મહેતાજીને શિર છે.

૭. ધોરણોને અનુસરીને વખત પત્રકો બતાવેલા નમુનાં પ્રમાણે બનાવવાં. એ પત્રકોમાં કાંઈ ફેરફાર કરવો હોય તેને માટે ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની મંજુરી જોઇએ. વખતપત્રકની નકલ ઉપર મુખ્ય મહેતાજીએ સહી કરી દરેક વર્ગમાં ટાંગવી. અને પ્રત્યેક કલાકે જે જે વિષય શીખવવાના લખ્યા હોય તે તે વિષય તે પ્રમાણે બરાબર શીખવાય છે તેની જવાબદારી તેને શિર રહેશે. મોટી નિશાળોમાં આખી નિશાળને માટે સામાન્ય વખતપત્રક પણ રાખવું જોઇએ.

૮. શરીર શિક્ષા ક્વચિતજ કરવી. જરૂર પડે તે વારે મુખ્ય મહેતાજીએ એ શિક્ષા જાતે કરવી. કોઈ આસિસ્ટંટને હાથે કરાવવી નહિ. એ માટે હલકી નેતરની સોટી વાપરવી.

૯. નિશાળનાં રેજીષ્ટર દફતરો તથા પત્રવેહેવાર સંબંધી ધારા.

૧. પ્રત્યેક નિશાળમાં નીચે લખેલાં રેજીષ્ટરો અને દફતરો રાખવાં.
મુખ્ય રેજીષ્ટર નમુનો ૧

નિશાળીઆની દરરોજની હાજરીનું રેજીષ્ટર નમુનો. ૨
શિક્ષકોનું હાજરીપત્રક. નમુનો. ૨ અ.
માર્ક અથવા નંબરનું પત્રક. ,, ૩
માસિક ઘડીઆ (પાઠા) પત્રક. ,, ૩ અ.
ડેડસ્ટાક રેજીષ્ટર ,, ૪
પુસ્તકો અને નકશાનું રેજીષ્ટર. ,, ૫
માસિક પત્રક. ,, ૬
લોકલફંડ ભર્યાનું સર્ટિફિકેટ. ,, ૭
આસિસ્ટંટ સ્કોલર વિગેરેને પગાર આપ્યાની પહોંચવહી. નમુનો. ૮
ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો તરફ મોકલવાનું વાર્ષિકપત્રક નમુનો. ૯
જાવક બારનીશી. નમુનો. ૧૦
આવક બારનીશી. ,, ૧૧
રજાની અરજીનો નમુનો. ,, ૧૨
મરામત પૂરી થયાનું સર્ટિફિકેટ ,, ૧૩
શેરાવહી (વિઝિટર બુક) ,,

પત્રકો શી રીતે ભરવાં તે વિષે દરેક નમુનામાં સૂચના આપીછે તે ઉપર લક્ષ આપવું.

૨. રેજીષ્ટરો અને દફતરો નિશાળની મીલ્કત છે માટે મહેતાજીએ બદલી થાય ત્યારે કોઇપણ કારણથી સાથે લઈ જવાં નહિ.

૩. સર્વે રીપોર્ટો તથા પત્રકો વેળાસર મોકલવાનો, રેજીષ્ટરો સ્વચ્છ અને નિયમસર રાખવાનો, તથા નિશાળનાં સઘળાં દફતરોની સંભાળ રાખવાનો જુમ્મો મુખ્ય મહેતાજીને શિર છે.

૪. ગુજરાતી નિશાળના મહેતાજીઓએ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની જોડે કાગળપત્રનો વ્યવહાર રાખવો. પરંતુ ઇન્સ્પેક્ટર તરફથી ખરડાઉં લખાણ આવેતો તેનો જવાબ બારોબાર લખી મોકલવામાં વિલંબ કરવો નહિ. આસિસ્ટંટોએ પોતાની અરજીઓ અને રીપોર્ટો મુખ્ય મહેતાજીની મારફત મોકલવાં-અને તે ઉપર મહેતાજીએ પોતાનો અભિપ્રાય લખી રવાને કરવાં.

૫. નકામુ લખાણ કરવું નહિ અને રિપોર્ટની જરૂર જણાય તેવારે તે જેમ બને તેમ ટૂંકામાં લખવા.

૬. કોઈ પણ નીમેલા પત્રકની જોડે કાગળ અથવા રીપોર્ટ મોકલવો નહિ, અને કોઈપણ રીપોર્ટમાં એકથી વધારે બાબત લખવી નહિ.

૭. મહેતાજીઓએ નીયમ દાખલ બીજા ખાતાના અધિકારીઓ જોડે પત્ર વહેવાર રાખવો નહિ અથવા તેમને અરજીઓ કરવી નહિ. અતિ અગત્યને પ્રસંગે તેમણે એ રીતે કરવું; પરંતુ તેજ વેળા પોતાના રીપોર્ટની નકલો ડેપ્યુટી ઇન્સ્પેક્ટર ઉપર મોકલવી.

## ૭. રજા વિષે તથા ચાર્જ આપવા અને લેવા વિષે નિયમો.

૧. રજા ૭ પ્રકારની છે.

હકની રજા.
માંદગીના કારણથી દાક્તરના સર્ટિફિકેટની રૂએ રજા.
ખાનગી કામની રજા.
ફર્લો.
પગારે કપાતે રજા.
પરીક્ષાની રજા.

પરંતુ માત્ર હકની અને પરીક્ષાની રજા પેનશનને માટે નોકરીમાં ગણાય છે.

૨. કોઈપણ જાતની રજા માગવાનો દાવો કરી શકાશે નહિ, અને જે રજા આપવાથી સરકારને વધારે ખર્ચ થાય એવું હશે તે રજા મંજુર કરી શકાશે નહિ. જે શખ્સને કાયમ નીમણુક નહિ હોય તેને કીરકોલ (કેઝ્યુઅલ) રજા શિવાય બીજી કોઈ જાતની રજા મળશે નહિ. આ શરતોને અનુસરી નીચે પ્રમાણે રજા આપવામાં આવશે.

૩. પ્રત્યેક અગીઆર મહિનાની લાગલાગટ નોકરીને પેટે એક મહિનાની હકની રજા ભર પગારે આપવામાં આવશે. પરંતુ આ નિયમની રૂએ ત્રણ મહિના કરતાં વધારે મુદતની રજા એકી વખતે આપવામાં આવશે નહિ. વધારે ખરચ થયા શિવાય ગેરહાજર શખ્સનું કામ ચલાવવા માટે યોગ્ય ગોઠવણ થઈ ના શકે તો હકની રજા આપવામાં નહિ આવે.

૪. યોગ્ય કારણ બતાવવામાં આવશે તો દાક્તરના સર્ટિફિકેટપરથી માંદગીની રજા આખી નોકરીમાં એકંદર ત્રણ વરસની મળશે. પરંતુ સા-

મટી બે વરસ કરતાં વધારે મુદતની મળશે નહિ. ગેરહાજરીની પ્રત્યેક મુદતના પહેલા પંદર માસલગી પણ એકંદરે ત્રીસ માસથી વધારે નહિ, એટલી મુદત સુધી તેને નીમે પગારે મળશે અને બાકીની મુદતમાં પગારનો ચોથો ભાગ મળશે. પરંતુ સરકારને વિશેષ ખર્ચ થવા શિવાય ગેરહાજર સખસનું કામ ચલાવવાની યોગ્ય ગોઠવણ થઈ શકશે તો એ પ્રમાણે પગાર મળશે.

૫. છ વરશ લાગટ નોકરી કીધા કેડે એકી વખતે છ મહિનાની રજા ખાનગી કામ માટે મળશે અને પછી છ છ વરશે મળશે. ચોથા નિયમમાં રજાને માટે જે સરત લખીછે તેજ સરત પ્રમાણે એવી ગેર હાજરીમાં અડધો પગાર મળશે.

૬. જે શિક્ષકોએ ખાનગી કામની રજા ભોગવી નહિ હોય તેમને હેઠળ લખ્યા પ્રમાણે ફર્લો રજા મળશે. દશ વરશે એક વરસ અથવા તેથી ઓછી મુદત, ત્યાર પછી આઠ વરસ પછી એક વરસ અથવા તેથી ઓછી મુદત, અથવા અઢાર વરસની નોકરી થયાકેડે બે વરસ અથવા તેથી ઓછી મુદત, અને ત્યાર પછી આઠ આઠ વરશે એક વરસ અથવા તેથી ઓછી મુદત. પરંતુ એકંદર બે વરસ કરતાં વધારે મુદતની ફર્લો રજા મળશે નહિ. ચોથા નિયમમાં રજાને માટે જે શરત લખીછે તે પ્રમાણે એવી ગેરહાજરીમાં અડધો પગાર મળશે.

૭. જેટલી જરૂર હશે તેટલી પગાર કપાતે રજા ( સિવિલ લીવકોડ, આવૃત્તિ છઠીના ૧૦ પ્રકરણની–કલમ ૧૩૪ ) પ્રમાણે આપવામાં આવશે.

૮. ટ્રેનિંગકોલેજની અથવાતો પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની હરકોઈ પરીક્ષામાં બેસવાની જે મહેતાજીઓની અને આસિસ્ટંટોની ઇચ્છા હશે તેમને ચોથા નિયમમાં કહેલી શરત પ્રમાણે પગાર કાપ્યા શિવાય પરીક્ષાની રજા મળશે. એવી રજામાં તે નોકરીપર હાજરછે એમ ગણવામાં આવશે.

૯. ઉપર કહેલી રજા ઉપરાંત પંડની માંદગીના કારણથી અથવા પાસેના સગાની માંદગી અથવા મૃત્યુના કારણથી માત્ર છ દિવસની કિરકોલ (કિઝ્યુઅલ) રજા લેવાની તથા તાબાના નોકરોને આપવાની મહેતાજીઓને સત્તાછે, એવી રજા લીધા પહેલાં તે લેવાનાં કારણ તથા સંભવિત મુદતનો ઉપલી ઈન્સ્પેક્ટરને તાકીદ રીપોર્ટ કરવો જોઈએ. જો એ કારણ ઉપલી

ઈન્સ્પેકટરની નજરમાં અયોગ્ય જણાશે તો જેટલી મુદત તે ગેરહાજર હશે તેટલી મુદતનો તેનો બધો પગાર કપાશે.. એવી રજા પૂરી થયે નોકરીપર હાજર થાય તેવારે પણ તેણે ડેપ્યુટી ઈન્સ્પેક્ટરને રીપોર્ટ કરવો. એક કેલેંડર વરશમાં કોઈપિણ કારણથી વીશ કરતાં વધારે દિવસની રજા મળી શકશે નહિ.

૧૦. ફીરફ્રોલ રજા શિવાયની બીજી બધી જાતની રજાની અરજીઓ નમુના નંબર ૧૨ પ્રમાણે મોકલવી જોઈએ.

૧૧. ઉપરની નવમી કલમમાં કહેલી ફીરફ્રોલ રજા શિવાય બીજી રજાની મંજૂરી પ્રથમથીજ મેળવ્યા વગર મહેતાજીએ અથવા આસિસ્ટંટે નોકરી પરથી ગેરહાજર રહેવું નહિ. અને મંજુર કરેલી રજા પુરી થતાં નોકરીપર હાજર થવું જોઈએ, આ નિયમ તોડશે તો પગારનું નુકશાન થશે, દંડ થશે અને કદાચ નોકરી જશે. એક મહિના ઉપરાંત ગેરહાજર રહેશે તો પાછલી નોકરી ડુલ થશે.

૧૨. રજાની મુદત વધારવા માટેની સઘળી અરજીઓ આપેલી રજા પુરી થતા અગાઉ ઓછામાં ઓછા પંદર દહાડા પહેલાં કરવી જોઈએ.

૧૩. મહેતાજીએ અથવા આસિસ્ટંટે રજા લીધી હોય તે શિવાય અથવા રવિવાર અને તહેવારના દિવસ શિવાય પોતાનું ગામ છોડીને જવું નહિ. રજાના છેલા દિવસની અથવા રવિવાર અથવા તહેવારના દિવસની સાંજે તેણે પોતાને મુકામે અવશ્ય પાછા આવવું જોઈએ.

૧૪. ઈનસાફની કોર્ટમાં હાજર થવાનો મહેતાજીપર અથવા આસિસ્ટંટપર સમન્સ આવે તો તેણે તે વિષે ડેપ્યુટી ઈન્સ્પેક્ટરને તાકીદે રીપોર્ટ કરીને જવાની પરવાનગી મેળવવી; પરંતુ એવો હુકમ વખતસર ના આવી પહોંચે તો તે કારણથી સમન્સ પ્રમાણે હાજર થવાને ચુકવું નહિ. એવે દરેક પ્રસંગે કઈ તારીખે ગયો અને નોકરીપરથી કેટલા દિવસ ગેરહાજર રહ્યો તેનો રીપોર્ટ તેણે કરવો જોઈએ, તે કામમાં તે પક્ષકાર નહિ હોય અથવા તેના ઉપર કોઈ ફોજદારી ગુન્હો સાબિત થયો નહિ હોય તો એવી ગેરહાજરીમાં તેને નોકરીપર હાજર ગણવામાં આવશે. તે પક્ષકાર હશે તો જેટલા દિવસની તેનો હક હશે તેટલા દિવસની રજા તેને મળશે, અને તેના ઉપર ફોજદારી ગુન્હો સાબિત થશે તો એવી ગેરહાજરીમાં તેનો પગાર કપાશે.

૧૫. પોતાની નોકરીનું રાજીનામું આપવાની જે મહેતાજી અથવા આસિસ્ટંટની મરજી હોય તેણે ડેપ્યુટી ઈન્સ્પેકટરને પોતાની અરજી મોકલવી, પરંતુ ડેપ્યુટી ઈન્સ્પેકટરનો લખિત હુકમ મળ્યા શિવાય તેણે નોકરી ઉપરથી ગેરહાજર રહેવું નહિ.

૧૬. પહેલીવાર નીમાતી વખતે અથવા બદલી થાય તેવારે ડેપ્યુટી ઈન્સ્પેકટરે નવા અથવા જુના મહેતાજીને જેવો હુકમ લખ્યો હોય તે પ્રમાણે મહેતાજીએ ચાર્જ લેવો અથવા આપવો. ચાર્જ આપતાં અથવા લેતાં ઢીલ થશે તો પગારનું નુકશાન ખમવું પડશે.

૧૭. ચાર્જ લેતી વખતે નવા મહેતાજીએ દફતરો અને રેજીસ્ટરો બરાબર તપાસી લેવાં અને તેઓ સંપૂર્ણ અને ચાલતી તારીખ સુધી લખેલાં છે કે નહિ તેની ચોકશી કરવી. નિશાળનાં પત્રકો જોડે નિશાળનાં પુસ્તકો નકશા તથા સામાન મળવી જોવાં, હરકોઈ પ્રકારની રોકડ શીલક છેલા માસિકપત્રક જોડે મળતી આવે છે તે તપાસવું. તેમાં કોઈ ભૂલ માલમ પડે તો ચાર્જ લીધાના રીપોર્ટમાં તે દર્શાવી ખોવાયલા અથવા ભંગેલા સામાનની કીંમત અને સંખ્યા લખવી. આ રીપોર્ટપર ચાર્જ આપનારે તથા લેનારે સહી કરી સ્કુલકમિટીની સાક્ષી લેઇને તેજ દિવશે રવાને કરવો.

## ભાગ ૮ મહેતાજીઓના પગાર અને એલાવન્સ વિગેરે વિષે.

૧. ટ્રેનિંગનું સર્ટિફિકેટ મેળવેલા મહેતાજીઓને ટ્રેનિંગ કોલેજના ધારાના ૪-૫ અને છઠ્ઠા નિયમ પ્રમાણે પગારને પાત્ર છે. નોકરી મળ્યા પછી એક વરસ સુધી તેમને "પ્રોબેશન" ઉપર રાખવામાં આવશે, અને નોકરી ઉપર કાયમ કર્યા પછી તેઓ નીચે લખેલા નિયમ પ્રમાણે "કેપિટેશન" અને "પ્રોફીશ્યન્સી" અલાવન્સને પાત્ર થશે.

૨. કોઈપણ નિશાળને માટે "પ્રોફીશ્યન્સી" અલાવન્સ નીચે લખેલા દર પ્રમાણે ગણવામાં આવશે,

ધોરણ બહારના વર્ગમાં યોગ્ય રીતે શીખવેલા દર છોકરાદીઠ ½ આનો.
પેહેલા ધોરણના બધા વિષયમાં પાસ થએલા દર છોકરાદીઠ ૧ આનો.
બીજા ધોરણના ,, ,, ,, ,, ૧½ આનો.
ત્રીજા ,, ,, ,, ,, ,, ૨ આના.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ચોથા | ,, | ,, | ,, | ,, | ,, | ૩ આના. |
| પાંચમા | ,, | ,, | ,, | ,, | ,, | ૪ આના. |
| છઠ્ઠા | ,, | ,, | ,, | ,, | ,, | ૬ આના. |

પરીક્ષાની પહેલાના બાર મહિનામાં જે ઓછામાં ઓછો ૧૫૦ દિવસ હાજર નહિ હોય તેવા છોકરાને માટે કાંઈ પણ એલાવન્સ આપવામાં આવશે નહિ. પરીક્ષાના પહેલાંના બાર મહિનાની સરાસરી હાજરી ઉપર ૬૨ છોકરે એક આનો "કેપિટેશન એલાવન્સ" ગણવામાં આવશે, અને જો પ્રોફિશ્યન્સી એલાવન્સ તેની બરાબર અથવા વધારે નીકળ્યું હશે તોજ તે આપવામાં આવશે.

૩. સામાન્ય રીતે તો જે મહેતાજીઓ કસ્બામાં અગર મોટા ગામમાં નોકરી કરતા હશે તેમને આ એલાવન્સ આપવામાં નહિ આવે; પરંતુ દરેક નિશાળની હાલત અને લોકલબોર્ડની પૈસા સંબંધી સ્થીતિને અનુસરીને તે આપવામાં આવશે.

૪. મુકરર પગાર, કેપિટેશન અને પ્રોફિશ્યન્સી એલાવન્સ, એ ત્રણે રકમો મળીને મહેતાજીનો પગાર થાય છે અને એ પ્રમાણે ચપેસા આખા પગારની રકમ ઉપર પેનશન ગણવામાં આવશે.

પગાર નીચે ઠેરવેલી હદ પ્રમાણે મળશે.

| | | |
|---|---|---|
| ત્રીજા વરશમાં પાસ થએલા મહેતાજીને | એકથી દશ વરશ સુધી | રૂ. ૪૦ |
| ,, ,, | દસથી વીસ વરસ સુધી | રૂ. ૫૦ |
| ,, ,, | વીસ વરસથી ઉપરાંત | રૂ. ૬૦ |
| બીજા વરસમાં પાસ થએલા મહેતાજીને | એકથી દસ વરસ સુધી | રૂ. ૨૦ |
| ,, ,, | દસથી વીસ સુધી | રૂ. ૩૦ |
| ,, ,, | વીસ વરસથી ઉપરાંત | રૂ. ૪૦ |
| પેહેલા વરસમાં પાસ થએલા મહેતાજીને | એકથી દસ વરસ સુધી | રૂ. ૧૨ |
| ,, ,, | દસથી વીસ વરસ સુધી | રૂ. ૧૫ |
| ,, ,, | વીસ વરસ ઉપરાંત | રૂ. ૨૦ |

ત્રીજા નિયમમાં કહ્યા પ્રમાણે જે મહેતાજીઓને એલાવન્સ મળતું નથી તેમના પ્રોમોશનને પણ ઉપર કહેલી હદનો નિયમ લાગુ પડે છે.

પણ એલાવન્સ મળશે નહિ. ટ્રેઇનિંગકોલેજ છોડ્યા પછી આવા શિક્ષકોને જો આસિસ્ટંટની જગા આપી હોય તો "પ્રોબેશનની" મુદત પૂરી થતાંજ એમને કોઈ નિશાળ પોતાના તાબામાં સ્વતંત્ર સોંપીને મોકલવા અને ખાસ કારણ શિવાય બે વરશ કરતાં વધારે આસિસ્ટંટની જગાપર રાખવા નહિ.

૬. ઇન્સ્પેકટરની નજરમાં આવેતો પેનશન લાયક પગાર મેળવતા ઈ. સ. ૧૮૭૧ ના જાન્યુઆરીની પહેલી તારીખ પેહલાં નોકરીમાં દાખલ થયેલા અનટ્રેઈંડ મેહેતાજીઓને તેમની હુંશિઆરી અને હાલના પગારના પ્રમાણમાં ત્રીજા, બીજા, અને પહેલા વરસના ટ્રેઈંડના વર્ગમાં નાંખી શકે. અમુક વર્ગમાં મુકાયા પછી ચોથા નિયમમાં કહ્યા પ્રમાણે મુકરર કરેલા પગારવાળા માણસોને લાગુ પડતા ધારા તેઓને લાગુ પડશે, પણ એમને એલાવન્સ આપવામાં આવશે નહિ.

૭. ઈ. સ. ૧૮૭૧ ની સાલ પછીથી નોકરીમાં દાખલ થયેલા સઘળા અનટ્રેઈંડ મહેતાજીઓ અને આસિસ્ટંટો જો ટ્રેઇનિંગકોલેજની સર્ટિફિકેટની એક્કે પરીક્ષામાં પાસ થઈને લાયક થશે નહિ તો તેઓ નોકરીપરથી રજા મળવાને પાત્ર થશે. આવા માણસને પેનશન મળે એવા પગારની જગા ઉપર કાંઈ પણ હક્ક નથી.

૮. ૬ઠ રૂપીઆ ઉપરાંતના પગારની નોકરી પેનશન લાયક ગણાશે, પણ બાવીશ વરશની ઉમ્મર થયાવગર કોઈ પણ માણસને પોતાની નોકરી પેનશન લાયક ગણવાનો હક્ક નથી. બાવીશ વરસની ઉમ્મર થાય કે તુરત તે બાબત ડેપ્યુટી ઇન્સ્પેકટર તરફ રીપોર્ટ કરવો.

---

## પુસ્તકાદિની પહોંચ.

તા. ૨૦ મી એપ્રિલ સને ૧૮૮૭ સુધીમાં જે જે પુસ્તકાદિ અમને મળ્યાંછે તેનાં નામ માત્રનીજ પહોંચ નીચે આપીએ છિએ કેમકે તેમાંના ઘણાખરા સંબંધી વિચાર લખી રાખેલા છતાં તેને માટે તે માસમાં કે આવતામાં પણ શાળોપયોગી બાબતોના રોકાણને લીધે અત્યાર સુધી જગા થઈ શકી નહિ.

પડેછે, તેથી જેને એ હિસાબે વેળાસર નહિ પહોંચે તેણે વધારે સબુર ન કરતાં ઉતાવળે અમને ખબર કરવી કે, ખુટતા અંક શિલકમાં હોય તો ફરીથી મોકલવાનું બની શકે.

તેમજ, હરકોઈ વિષય વિગેરે છપાવવું હોય તેણે ૭ મી તારીખની અંદર તે મોકલવું કે આવતા મહીનામાં તે પ્રગટ કરવાનું બની આવે.

મુ. સુરત, તા. ૧૦ મી મે. ૧૮૮૭ — હરિલાલ વલ્લભરામ, મનિજર, ગૂજરાતશાળાપત્ર.



## જાહેર ખબર.

નાતીસ્ત્રીઓ, દીનપ્રતિદીન આપણા દેશમાં સ્ત્રીકેળવણીનો પ્રસાર વધતો જવા છતાં તેમાં મારી મોઢનાતીની સ્ત્રીઓ ભાગ લેતી નથી, તેથી દિલગીર છું. માટે મારી નાતી સ્ત્રીઓને ખબર આપવામાં આવે છે કે-આજથી બે માસની અંદર રેવાકાંઠાની હરકોઈ મોઢ બ્રાહ્મણની સ્ત્રી, સારા બે ફુલસ્કેપ કાગળમાં જેટલી લીટીઓ માય તેટલીથી ભરીને "હિંદુ સ્ત્રીઓની હાલની સ્થીતી, તથા તે સુધારવાના ઉપાય" વિષે નિબંધ (સારા અક્ષરથી) લખી મોકલશે તો તે પાસ થએથી, તે નિબંધની યોગ્યતા પ્રમાણે એક રૂપિઆથી તે પાંચ રૂપિઆં સુધી ઈનામ આપવામાં આવશે; પણ તે નિબંધ તેણે પોતે લખ્યો છે તેવું સાબીત કરી આપવું પડશે. આવેલા નિબંધોમાંથી કોઈ પણ નિબંધ કમીટી પાસ કરશે નહી તો તે ઈનામ પરમાર્થ કામમાં વાપરવામાં આવશે.

તા. ૧૫ મે સને ૧૮૮૭. — લી૦ સેવક બાળકૃષ્ણ નરોતમ ત્રવાડી. (વાઘોડિઆરેવાસી) હાલ જોહટ ઉદેપુર.



# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER

JULY 1887.

પુસ્તક ૨૯ મું. જુલાઈ ૧૮૮૭. અંક ૭ મો.

મે'તાજી બહુ મીઠું ગુજ, નામ તેમ છે કામ;-
કર ખંતે મન કેળવણી, ખરી એતો ધરી હામ.

અનુક્રમણિકા પૃષ્ઠ



CONTENTS:





( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

ગામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

☞ વર્ષનો રૂપિયો એક અગાઉથીજ.........પોસ્ટેજ સાથે.
છૂટક નકલ ૧) ના આના બે..........,, ૦॥ આનો.

# જાહેર ખબર.

## હુન્નરો શીખવાને સહેલો ઈલાજ.

એક માણસને ઓછામાં ઓછા ચાર પ્રકારના હુન્નર શીખવાની જરૂર છે. કારણ કે ધંધા સંબંધી ચાર પ્રકારના દુઃખ પડે છે તે નીચે પ્રમાણે—

૧ દરેક કારણથી પોતાનો હુન્નર ચાલતો બંધ પડે ત્યારે બીજો શીખેલો જોઈએ.

૨ કોઈ વખત મુડી ન હોયતો વગર મુડીથી બની શકે તેવા પણ શીખેલ તૈયાર જોઈએ.

૩ શરીર કે નેત્ર નીરબળ હોયતો મેહેનત કે નેત્ર વિના બની શકે તેવા જોઈએ.

૪ શરીરમાં બાન થોડું હોયતો થોડે ભાને એટલે વગર ચતુરાઈએ બની શકે.

ઉપર લખેલા ચાર પ્રકારના હુન્નર બરાબર શીખેલ હોયતો મુડી જેવાજ ગણવા. માટે તેની ખોટ પુરી પાડી દેશીમીત્રોના દુઃખ દુર કરવા આ જાહેર ખબરથી સર્વે ગ્રહસ્થોને ખબર આપવામાં આવેછે કે નીચે લખેલી પાંચ હજાર બનાવટોમાં જેટલી બનાવટો શીખવા ઉમેદવાર હોય તેને નીચે મુજબ સૌને પોતાને મુકામે બેઠા શીખવવાની ગોઠવણ કરેલ છે. તે નીચે પ્રમાણે અને બનાવટો પણ થોડીકતો નીચે પ્રમાણે.

વરાળથી ફુંકવાનો પારેવો, ઠીકરાના જીલાનો રંગ ચડાવતાં, રમકડાનો રંગ લાકડાનાં માટીમાંથી ધાતુ કાઢતાં, રૂપુ મારતાં, રૂપુ જીવતું કરતાં, પીતળને ઉજારતાં, સમાદાની સરાણ બાંધતાં, દાણામાં નાખેલો પારો પાછો રાખમાંથી કાઢતાં, હરેક ચીજ ઢારવાનો ઢારો કરતાં, ઢારવાની માટી બનાવતાં, ત્રાંબાવાળું સોનુ પારખતાં, જરમન શીલવરવાળું રૂપુ પારખતાં, ખરી ચાંદી પારખતાં, ફાસફરસ બનાવતાં, હરેક ધાતુની ખાખ પારખતાં, રૂપાને ચોખ્ખુ કરતાં, પાણીને જમાવતાં, કોપરખરાસ ઉજારતાં, ઓરડીને પવન ચડવતાં કાલાનાભાવનું અનુમાન કરતાં, ઘીના ભાવનું અનુમાન કરતાં, ગોળના ભાવનું અનુમાન કરતાં, સોનેરી સાહી, લીલી સાહી, આશમાની રંગની શાહી, વાળને વધારવાને આંમળાનું તેલ, વાળને કાળા કરતાં, કેરીને લાંબી મુદત સુધી તાજી રાખતાં, હાથીદાંતને સોનેરી ચડાવતાં, હાથીદાંતને રૂપેરી રંગ, કાળું વારનીશ, રાતુ વારનીસ, લીલુ વારનીસ




પુસ્તક ૨૬ મું. જુલાઈ. સન ૧૮૮૭. અંક ૭ મો.

## હિંદુ બાળવિધવા.

આ નામનો એક મહા ગંભીર વિષય ગયા અક્ટોબર માસમાં ઑનરેબલ હન્ટર સાહેબ, જે હિંદુસ્તાનની કાયદા બાંધનારી સભાના મેંબર અને આપણા દેશમાં સર્વોપરી ઇંગ્રેજ વિદ્વાનોમાંના એક પ્રસિદ્ધ પુરૂષ છે, તેમણે એશિઆટિક ક્વાટરલી રીવ્યુમાં પ્રગટ કર્યો હતો; અને તે હાલ છૂટો છપાવી મિ. મલબારીએ પોતાના હાથમાં જે હિંદુસુધારા અપૂર્વ ઉત્સાહથી લીધા છે તેની પુનઃચર્ચાનો પ્રસંગ આપ્યો છે. અમે આતુરતાથી ઇછીએ છિયે કે ઇંગ્રેજી વાંચી શકે એવા તમામ હિંદુ ગૃહસ્થો આ ડાક્તર હન્ટરનું ચોપાનીયું લક્ષપૂર્વક વાંચે, અને હવે શું કરવું તેનો વિચાર કરે. આ ચોપાનીયાની છેવટે મિ. મલબારીએ પોતા ઉપર મોક્ષમૂલર તરફથી આવેલો પત્ર પણ છપાવ્યોછે, પરંતુ તેતો પ્રજાની જાણમાં ક્યારનો આવી ગયો છે, અને નહિ તો એ અમને એમાં કાંઈ વિશેષ ઓલખાણોગ જણાતું નથી. માટે અમેતો ડાક્તર હન્ટરની આ અમૂલ્ય વાણીનોજ કાંઈ સાર અત્રે આપવા ધારીએ છિયે.

અમે ઉપરે કહ્યું તે પ્રમાણે ડાક્તર હન્ટરનું આ લખાણ પરિપક્વ વિચારથી ગંભીરપણેજ કરાએલું છે. ખરૂં કહીએ તો મિ. મલબારીએ જ્યારથી બાળલગ્ન અને બળાત્કારી વૈધવ્યની સામે રણસંગ્રામ ઉઠાવ્યોછે ત્યારથી જે જે તેના પ્રતિપાદન કે પૂર્વપક્ષમાં બોલાયું લખાયું છે, તે બધાનું તોલન કરી એમાં ડાક્તર હન્ટરે છેવટનો નિર્ણય આપ્યો

છે. એક ન્યાયાધીશના ફૈસલાની પેઠેજ તે ગંભીર, કારણયુક્ત, અને નિષ્પક્ષપાતી હોઇને એમાં સરાહગત ભરેલી હકીકત કે બયાનો કાંઇપણ નથી, અને તે છતાં તમામ લખાણ રસમય છે. એમાં પૂર્વપક્ષવાળાની તકરારો ઉપર નિષ્પક્ષપાતે જોઇએ તેવું ધ્યાન આપવામાં આવ્યું છે, અને તેથી તેમને આ ફૈસલામાં કાંઇપણ બોલવા જેવું રહ્યું નથી; સુધારકો સરકાર પાસે જે જે માગણીઓ કરેલી છે તે બધાનો અહિંયાં એવા તો શાંતપણે નિર્ણય કર્યોછે કે જે માગણીઓ કબુલ કરવા જોગ ઠેરવીછે તેમાં કોઇથી પણ વાંધો લઈ શકાય એમ નથી, અને જે માગણીઓ રદ ગણીછે તેનાં કારણ એવી તો સ્પષ્ટ અને સમભાવી શૈલીથી દર્શાવ્યા છે કે છેક દુરાગ્રહી સિવાય કોઇપણ સુધારક તેથી નારાજ થશે નહિ, એમ અમને લાગેછે. મિ. મલબારી પોતેજ એથી રાજી છે એતો આ ચોપાનીયું એણે ફરીથી પ્રગટ કર્યું તે ઉપરથીજ સાબીત થાયછે.

પ્રથમ તો બળાત્કારી વૈધવ્યના દુઃખમાં પડેલી વિધવાઓ કેટલી હશે તેનો એમાં અડસટ્ટો કાઢ્યો છે. વસ્તિપત્રકમાં બે કરોડ વિધવાનો આંકડો દેખી કેટલાક તેટલી બધીજ આ કુધારાના સબબથી થએલીછે એમ જે પોકાર કરેછે તે રદ ગણી આ કાબેલ ઈંગ્રેજ કબુલ કરેછે કે એમાંથી ખ્રીસ્તી, મુસલમાન, પારસી અને નાતરીઆ હિંદુ ન્યાતોની વિધવાઓ બાદ કરવી જોઇએ. એમ ગણતાં ઉચ્ચવર્ણના હિંદુઓમાં આશરે ૨૫ લાખ વિધવાઓ હશે એમ માલમ પડેછે. એમાં પણ કેટલીક મોટી ઉમરની બલ્કે ડોશીઓ હશે, જે કે કુદરતી રીતેજ બધા દેશમાં વિધવા રહેછે. ખરેખરી બાળવિધવાઓ કેટલી હશે તે તો વસ્તિપત્રક ઉપરથી માલમ પડી શકતું નથી, પણ અનુમાનને આધારે કેટલીક ગણત્રીઓ કરી મુકરર કરેછે કે ઉચ્ચવર્ણના ૧૦ લાખ જુવાન સ્ત્રીઓ તો બળાત્કારી વૈધવ્યના ભોગ થઈ પડેલી હશેજ. પણ ઉચ્ચવર્ણના દેખાદેખીથી જે નાતમાં નાતરાં થઈ શકેછે તે નાતના કેટલાક લોક ઊંચમાં ખપવા પોતાની વિધવા દીકરીઓને ફરીથી પરણાવતા નથી. આમ કરનારની સંખ્યા પણ ઘણી હોવી જોઇએ, કેમકે નાતરાં કરવાં એ ઘણુંજ નીચું મનાએલું છે. માટે એ તર્કની પણ ૧૦ લાખ ગણી હન્ટર સાહેબ એમ કહેછે કે કુલ

૨૦ લાખ વિધવાઓમાં ઉપર આ અસ્વાભાવિક રૂઢિનો ભારે જુલમ ગુજરતો હશે.

બાળવૈધવ્યનું મૂળ તો બાળલગ્નમાંજ છે. બંગાળામાં પાંચ ને નવ વર્ષની ૧૦૦૦ હિંદુ છોકરીઓમાં ૨૭૧ પરણેલી, અને ૧૧ તો બિચારી બાળરાંડ થએલીજ હોયછે. દશ ને ચૌદ વર્ષની ઉમરમાં પરણેલી છોકરીની સંખ્યા ૬૬૬ માલમ પડેછે. પણ આતો સમસ્ત હિંદુ નાતોના આંકડા છે, અને ઉચ્ચવર્ણમાં જ્યાં બળાત્કારી વૈધવ્યનો ધારો છે ત્યાં તો બાળપણમાં પરણાવી દીધેલી છોકરીઓની સંખ્યા એથી પણ ઘણીજ વધારે હોયછે એ આપણે પ્રત્યક્ષ જાણીએ છિયે. હન્ટરસાહેબ ખરૂંજ લખેછે કે વસ્તુત: ઉચ્ચવર્ણમાં તો પંદર વર્ષની છોકરી કાંતો પરણેલી કે કાંતો રંડેલી, પણ કુંવારી તો નથીજ એમ નિશ્ચય જાણવું. જ્યાં આટલે બધે દરજ્જે બાળલગ્ન સર્વવ્યાપક થઈ રહેલાં છે, ત્યાં બાળરાંડો ઘણી થાય એ સ્વાભાવિકજ છે, કેમકે બાળપણમાં અનેક રોગથી મરણનો સંભવ બહુ વધારે રહેલો છે.

માટે ખુલ્લુંજ છે કે આપણા હિંદુભાઇઓને માટે ડહાપણનો માર્ગ તો આવી સ્થિતિમાં એજ છે કે બીજું વધારે કાંઈ ન- થઈ શકતું હોય તો આટલું તો કરવુંજ જોઇએ કે બળાત્કારી વૈધવ્ય ન કઢાય, તો બાળલગ્ન કાઢી નાંખવાં, અને બાળલગ્ન ન કાઢવાં હોય તો બળાત્કારી વૈધવ્ય કાઢી નાંખવું. આ બે માઠી રૂઢિઓ એકઠી થવાથી દુઃખનો ઘડો પૂરેપૂરો ભરાઈ ગયો છે, પણ આર્યભૂમિના કમનશીબે આ બે દુઃખદાયક રૂઢિઓ જોડેજ ઉત્પન્ન થએલી અને ચાલુ રહેતી પાછલા ઇતિહાસ ઉપરથી માલમ પડેછે.

આ બાબત મદ્રાસની હાઇકોર્ટના જડજ નામે મિ. જસ્ટિસ મુત્તુસ્વામી ઐયર જે એક વિદ્વાન બ્રાહ્મણ ગ્રહસ્થ છે તેણે દાક્તર હન્ટર ઉપર લખેલા કાગળમાં સારો ખુલાસો કર્યો છે. મૂળના શ્લોકો તથા વચનો આપી તેણે સાફ બતાવ્યું છે કે વેદના આદિકાળમાં લગ્નો સમજણી ઉમરે અને પરસ્પરની રાજી ખુશીથીજ થતાં. ત્યારપછી સ્વયંવરની વાત જતી રહી, અને માબાપ પોતાની ખુશી મુજબ પોતાનાં છોકરાં પરણાવવાં

લાગ્યાં, જ્યાં લગ્ન માબાપની ખુશીથીજ કરવાં એમ ઠર્યું, ત્યાં પરણનારની ઉમર સમજણી થવાસુધી રાહ જોવાની જરૂર રહી નહિ, અને અનુભવમાં તે માબાપની મર્જીને નડતર કરનારૂં પણ વખતે માલમ પડ્યું હશેજ. આ ઉપરથી બાળલગ્નનો સંપ્રદાય વધ્યો, અને તે દરમ્યાન લગ્ન એ એક સંસારી ગોઠવણ ગણાવાને બદલે ધર્મના સંસ્કારનું રૂપ પકડતું ગયું. અને છેવટે તો તે સ્ત્રીના પૂર્વભવનાં પાતકોથી મુક્ત થવાનો, તેના માબાપને સ્વર્ગ પ્રાપ્તિ કરાવનારો, તથા ધણીને તથા તેના પૂર્વજોને પરલોકના સુખને સારૂ શ્રાદ્ધાદિક ક્રિયા કરનાર પુત્રની ઊત્પત્તિ કરનારૂં એ અવશ્યનું સાધન ગણાવા લાગ્યું. સ્ત્રીના આખા ભવમાં લગ્ન એજ એક મહા પુણ્યકારી સંસ્કાર થઈ રહ્યો, અને અદ્યાપિ જનવિચાર તેવોજ ચાલેછે. આ પ્રમાણે જ્યારે કન્યાદાન એ પરમપુણ્યનું કામ, અને પુત્રને પરણાવવો એ પરભવના સુખની એક અવશ્યની તૈયારી મનાઈ ત્યારે માબાપો બાળકના હિતનો કાંઈપણ વિચાર ન કરતાં પોતે માનેલા પોતાના પારલૌકિક પણ સ્વાર્થી લાભને સારૂં જેમ બને તેમ જલદીથી છોકરાંને પરણાવી દેવા લાગ્યાં.

જે કારણથી બાળલગ્નો વધ્યાં તેજ કારણથી બળાત્કારી વૈધવ્ય પણ ઉત્પન્ન થયું, અને ભયંકર રૂપમાં ફેલાયું. લગ્ન, જે કે બહુ અગત્યનો પણ એક સંસારી કરાર છે, તે જ્યારે તે રૂપે ગણાતું બંધ પડી ધર્મનો સંસ્કાર મનાવવા લાગ્યું, અને જ્યારે સ્વયંવરનો રિવાજ બંધ પડી તે માત્ર કન્યાદાનજ કહેવાવા લાગ્યું, ત્યારે તે કોઈ પણ આકૃતમાં કેમ રદ થઈ શકે એ સવાલ સહજ ઉભો થયો. કન્યાનું દાન આપ્યું તે આપ્યું; અને તેનો સ્વામી મરી જાય તો પણ તે ફરીથી બીજાને પરણી શકે કેમ એ સવાલે એક ધર્મની તકરારનું રૂપ પકડ્યું, અને તેનો પરિણામ એ થયો કે પ્રથમ જેમ બાળલગ્ન દાખલ કરી બાળકીઓ પાસેથી સ્વયંવરની છૂટ લઇ લેવામાં આવી હતી, તેમજ હવે ધીમે ધીમે ધણી મૂઆ પછી ફરી પરણવાનો હક પણ તદન લઇ લેવામાં આવ્યો. પણ હાલના જેવી સખ્તબંધી કાંઈ એકદમ થઈ નહિ. મૂળ વેદકાળમાં તો પુનર્લગ્નની સંપૂર્ણ છૂટ હતી. હવે, જો સ્ત્રીને સંતતિ ન હોય તોજ તે ફરીથી પરણી શકે એટલી છૂટ રહી. ત્યારે પછી એવી બંધી થઈ કે સંતતિ

ામ કે નહિ પણ જો તેણે સ્વામીનો સંગ કર્યો હોય તો તેનાથી ફરી પ-
ણી શકાય નહિ. વળી સ્વામીની સાથે રહેવાની વાત પણ પડતી મૂકી
ને રાંડતી વેળા ઋતુ પ્રાપ્ત ન થયો હોય તોજ પરણી શકે એમ ઠર્યું, અને
છેવટે તો હાલ આપણે જોઇએ છિયે તેમ [1]સપ્તપદીની ક્રિયા થઈ ચૂક્યા
પછી તે તત્કાળજ રાંડે તોપણ તેનાથી ફરી પરણી શકાય નહિજ એવી
ધર્મબંધી થઈ.

આપણા કેટલાક લોકના મનમાં એમછે કે કુંવારી કન્યાઓમાં
અનાચાર વધી જવાથી તેમને નાનપણમાંજ પરણાવી દેવાનો ધારો કાઢ્યો
હશે પણ એ બાબત શાસ્ત્રોના વચન જોતાં ઉલટુંજ અનુમાન નીકળેછે.
કન્યાને બાળપણમાં પરણાવી દેવા બાબત જે શાસ્ત્રવચન છે તેમાં જે
જૂનાં છે તેમાં તેમ કરવાનો હેતુ કન્યાદાનનું પુણ્ય એજ મુખ્યપણે દર્શા
વેલું છે, અને કુંવારી કન્યાથી અનાચાર થાય એવી દહેશત તો ગૌણપણે
ક્વચિતજ દર્શાવેલી માલમ પડેછે. એથી ઉલટું જે બહુ અર્વાચીન વ-
ચનો છે તેમાં મુખ્ય સબબ એજ લખવામાં આવેછે કે કન્યાઓ કુંવારી
રહેવાથી અનાચાર થાય. આ ઉપરથી સાફ માલમ પડેછે કે ઉમરમાં આ
વેલી કુમારિકાઓના અનાચાર જોઈ તેના લગ્ન બાળપણમાં કરવાનો ધારો
નીકળ્યો નથી, પણ માબાપોએ કન્યાદાનનું પુણ્ય સાધી લેવાના સ્વાર્થી
વિચારની લાહેમાંજ તેમને બાળપણમાં પરણાવી દેવા માંડી. જ્યારે આ
પ્રમાણે બાળકીઓ ઉમરમાં આવ્યા પહેલાં ઘર સંસાર માંડવા લાગી,
ત્યારે તે જોઇને તેમની સમવયી કુંવારી કન્યાઓમાં પણ તેવી તૃષ્ણા ઉ-
ત્પન્ન થઈ અનાચાર થવા લાગ્યો હશે, અને તે પરથી બાળલગ્નના હિ-
માયતીઓને એમ કહેવાનો પ્રસંગ મળ્યો હશે ખરો, કે જુઓ છોડીઓને
વગર પરણાવે મોટી કરવાથી આવાં ફળ થાયછે. પણ ખરૂં જોતાં એ
માઠાં ફળનું મૂળ બાળલગ્ન પોતેજ હતું, અને હાલ પણ તેમજ છે.

---

[1] શાસ્ત્રમાંતો સપ્તપદીનુંજ બંધન છે પણ ગુજરાતમાં તો લોક
વિચાર એથી પણ વધારે શસ્ત્રીપર ગએલો માલમ પડે છે એટલે સપ્તપદી
ન થઈ હોય, તોપણ જો હસ્તમેળાપ થઈ ચૂક્યો, તો ફરીથી પરણાય નહિ
અને પરણે તો બહિષ્કૃત થાય, કેટલીક આપણી બહિષ્કૃત જ્ઞાતિઓ આ
સપ્તપદી અને હસ્તમેળાપના તકરારમાંજ ઉત્પન્ન થએલી કહેવાય છે.

હાલ આપણા દેશમાંજ વસનાર ખ્રીસ્તી અને મુસલમાનોની કન્યા અનાચારની કાંઈ પણ શંકા વિના મોટી ઉમરેજ પરણેછે. કાઠિયાવાડની ઊંચ વર્ણની હિંદુવસ્તીમાં પણ હાલ ચૌદ પંદર વર્ષના ઉમર સુધી કન્યાઓ નિર્વિઘ્ને કુંવારી રહેછે, અને વધારે ઉમર સુધી તેમ રાખવાથી કદાપિ કાંઇ અનાચાર થવાનું સંભળાય છે, તો તેનું કારણ અમેતો એજ સમજીએ છિયે કે તેની સોબતણુએ તે પોતાથી નાની ઉમરની બાળકીઓને સંસાર સુખ ભોગવતી જોયછે. બાકી ઇંગ્રેજોમાં તો અહિયાં પણ વીસ વીસ વર્ષ સુધીની સ્ત્રીઓ સાધારણપણેજ નિર્દોષ કુમારી અવસ્થામાં હરતીફરતી આપણે પ્રત્યક્ષ જોઇએ છિએ, અને તેમ થવાનું કારણ એજ કે તેમના સંસાર મંડળમાં બાળલગ્ન નથી. (અપૂર્ણ.)



## डाकतर आनंदीबाइ जोपीनुं टुंकुं जिवन.

આ શ્રી રત્નના અકાળ મૃત્યુની નોંધ અમે ગયા એપ્રિલ માસમાં મહાખેદની સાથે લઈ ચૂક્યા છિયે. જ્યાં સાધારણ ભણતરનીજ આપણા સ્ત્રીવર્ગમાં ખામી તથા ઇંગ્રેજીતો સહેજસાજ પણ વાંચી લખી શકે એવી પ્રમદાઓ આંગળીપેરેજ ગણાઈ શકે એટલી, ત્યાં મહાવિદ્યાલયનું એકાદું બિરૂદ સંપાદન કરી શકે એવી કોઈ હિંદુ બાળિકા જોવાનીતો આશાજ શી? તે છતાં એ કરતાં પણ અધિક આ સ્વર્ગવાસી બાઇએ કરી દેખાડ્યું હતું. તે અમેરિકા સુધી એકલી પોતાના સ્વામીની સંમતિ તથા સહાયતાથી વિદ્યાભ્યાસને સારૂ ગઈ, અને દાકતર જેવું સર્વોત્તમ પદ પ્રાપ્ત કરવાને તે પોતાના ઉદ્યોગ તથા બુદ્ધિ પ્રભાવથી શક્તિમાન થઈ આખા હિંદુસમાજને સાનંદાશ્ચર્યમાં નિમગ્ન કરી નાંખ્યો. આવું અદ્ભુત પરાક્રમ કરતી થકી પણ તે કેવળ સુશીલ, નમ્ર, એકમાર્ગી, અને પોતાના સ્વામીની આજ્ઞાંકિતજ હતી. ધન્યછે આવા વિરલ સ્ત્રીરત્નને, અને ધન્યછે એના સ્વામીને કે જેના અખંડિત ઉત્સાહથી તે આવી નીવડી! આ દંપતિનું જીવન આ બાબત ખરેખર ઘણુંજ શિક્ષણીય છે, અને તેનો સાર गूजरातीए કોઈ પત્ર ઉપરથી ઉતાર્યો છે તે અમે પણ

અત્રે અમારા વાંચનારને સારૂ રજુ કરીએ છીએ, એ બાઇના સ્વામીનું નામ ગોપાળ વિનાયક જોશી છે, અને નીચલા ચરિત્ર ઉપરથી માલમ પડશે કે અમે જે ઉપર એ પુરૂષનો ધન્યવાદ ઉચ્ચાર્યોછે તે વાજબીજ છે, જો પુરૂષો આ પ્રમાણે પોતાની સ્ત્રીઓને કેળવવાની કાળજી રાખે, તોતે સ્ત્રી પુરૂષો જાતે કેવાં સુખી અને દેશને ઉપકારક થઈ પડે! આપણામાં સ્ત્રી સુધારણા કોઈ દહાડો થશે, તો તેનો પ્રારંભ આ માર્ગેજ થવાનો છે.

રા. રા. ગોપાળ વિનાયક જોશી, એ સંગમનેર નામના નાના ગામમાં રહેનાર કોકણસ્થ બ્રાહ્મણ છે. આઠ વર્ષની ઉમરે થતાં સુધી તો તેને બાળબોધ પહેલી ચોપડી પણ વાંચતાં આવડતી નહોતી. તેના પિતા વિનાયકરાવ, તેને તથા તેની મોટી બહેન એ બેઉ ફરજંદને બાળબોધ વાંચતાં શીખવતા હતા. ગોપાળરાવની બહેને પહેલી ચોપડી આખી શીખી પાર કરી પણ એને પહેલી ચોપડી પણ પુરી વાંચતાં આવડી નહિ તેથી એને મનમાં ઘણું માઠું લાગ્યું પણ કરે શું ? છેવટ તેણે એવો ઉપાય શોધી કહાડ્યો કે, એક દહાડો તેની બહેન પોતાનાં પુસ્તક એક ઠેકાણે રાખી જમવા ગઈ, તે લાગ સાધી ગોપાળરાવે તે પુસ્તકો લઈ તેના કટકેકટકા કરી ફેંકી દીધાં. આથી તેને તેની બહેન કરતાં સારૂં વાંચતાં આવડ્યું અથવા એની બહેનને જે કંઈ આવડતું હતું તે તેણી ભુલી ગઈ કે બહેન કરતાં ભાઇની સરસાઈ થઈ એમ કાંઈ બન્યું નહિ. આતો માત્ર એક બાળલીલા થઈ. પરંતુ જ્યારે અમારા કેટલાક ભાઇજી-બાઈ મરદો પણ 'असमर्थो गृहारंभे समर्थो गृहभंजने' એ વાંદર નીતિને વશ થતાં જણાય છે ત્યારે બીચારાં બાળકો એમ કરે તેમાં શી નવાઈ ?

આ બાળલીલાનું પરિણામ જુદુંજ નિવડ્યું, તે દિવસથી ગોપાળરાવનું મન સ્ત્રીશિક્ષણ તરફ ખેંચાયું, અને પુરૂષો પ્રમાણે સ્ત્રીઓને જો વિદ્યા શીખવવામાં આવેતો તેમને વિદ્યા આવડવી અશક્ય નથી એમ તેના મનમાં ઠરયું. આગળ તેનો વધારે વિદ્યાભ્યાસ થતાં અગિયારમે વર્ષે તેનું લગ્ન કરવામાં આવ્યું. લગ્ન સમયે કન્યાનું વર્ષ ૭ વર્ષનું હતું. થોડેક વર્ષે એ છોકરાંને સાસરે આવવુ પડ્યું અને આપણા દેશના રીતિ પ્રમાણે

એ બાઇને વહુવારૂ બની આખો દિવસ ગૃહકાર્ય કરવું પડતું. એ જોઈ ગોપાળરાવને ખરાબ લાગતું, પરંતુ માબાપની સામા ઊંચે સ્વરે બોલાયજ કેમ, માટે જોયા કરવું પડતું. તોપણ કોઈ વાર માને મોઢે કાંઈ બડબડ કરતો, પણ તેથી કંઈ ફળ થયું નહિ, અને કાચી વયે છોકરીને સાસરે મોકલવી એ સારૂં નથી એવો તેમનો વિચાર થયો. સતરમે વર્ષે તેમનો નાશિક હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ શરૂ થયો. અંગ્રેજી અભ્યાસથી અંગ્રેજી શિક્ષણનો પવન તેના માથામાં ભરાવા લાગ્યો. પુરૂષો પ્રમાણેજ સ્ત્રીઓને શિક્ષણ આપવું જોઇએ એમ તેને લાગ્યું.બહાર ગામના વિદ્વાન લોકોના દેશ સુધારાના,સ્ત્રીશિક્ષણ વિષેનાં વિગેરે ભાષણોના વિચારો તેને કાને પડ્યા; પરંતુ તે લોકો માત્ર મ્હોડાનીજ બકબકાટ કરે છે, જેમ બોલે છે તેમ વર્તન કરતા નથી એમ જાણી તેને આપણા લોકોની એ રીત માટે ઘણું માઠું લાગ્યું. અને તેના સ્ત્રીને જાતે સઘળું ગૃહકાર્ય કરવું પડતુ તથા શીખવાને પૂરતો અવકાશ ન મળતો છતાં, થોડો પણ અવકાશ મળે કે તેણીને પાઠ આપવાનો તથા તેણી પાસે તે મ્હોડે કરાવવાનો જાતે ઉદ્યોગ કરવા માંડ્યો. પછી તેણીના એક ભાઇનું મન સ્ત્રીશિક્ષણ તરફ વાળીને તેણીને પુસ્તક વાંચવાનો શોખ ઉપજે તથા સગવડ થાય એવો ઉદ્યોગ ચલાવ્યો. ગોપાળરાવનો અભ્યાસ ઘણા દિવસ ચાલ્યો નહિ તેથી તેને પરીક્ષા આપવા કરવાનો પ્રસંગજ આવ્યો નથી, પરંતુ તેને અંગ્રેજી વાંચનનો જે શોખ લાગ્યો હતો તે કાયમજ રહ્યો. તેથી તેનું જ્ઞાન તથા માહિતી સાધારણપણે વધવા લાગી. પછી તે પોસ્ટખાતામાં સરકારી નોકરીમાં દાખલ થયા. તેઓ બહારગામ હોવાથી અઠવાડીયામાં એકવાર પણ તેમની સ્ત્રી તરફથી તેમનાપર પત્ર આવે એવી તજવીજ કરી હતી. તે બાઇનો અભ્યાસ આગળ ઉપર સારો વધવાની આશા હતી; પરંતુ દૈવયોગે એ બાઇનો પરલોકવાસ થયો. ઇશ્વર ઇચ્છા બળવાન છે. તે આગળ ગમેતેવા ડાહ્યા મનુષ્યનું પણ કંઈ ચાલી શકતું નથી. આથી બાપડા ગોપાળરાવની સર્વ મહેનત તથા ઉમેદ વ્યર્થ ગઈ અને મનકી મનમેં રેહે ગઈ.'

પોતાની સ્ત્રીને પોતે અભ્યાસ કરાવી તેણીની પાસે પરીક્ષા પાસ કરાવવી, એવો તેનો ઉદ્દેશ અધવચ લય પામ્યો. પરંતુ આથી ગોપાળરાવે

પોતાનું ધૈર્ય તથા નિશ્ચય છોડ્યો નહિ. પોતાના દેશની કોઈ પણ સ્ત્રીને પોતે અભ્યાસ કરાવવો એવો દૃઢ નિશ્ચય કર્યો; અને જો કોઈ પણ માણસ પોતાની છોકરી શિક્ષણ આપવા માટે મારે સ્વાધીન કરેતો તેણીની સંભાળ રાખીને શિક્ષણ આપવાનો હું પ્રયત્ન કરીશ એમ તે કહેવા લાગ્યા; પરંતુ લગ્ન વગર એમ બનવું અશક્ય. છેવટ સ્ત્રીશિક્ષણના વિચારમાં તેના મનમાં એવા તર્ક થવા લાગ્યા કે, જ્યારે કોઈ યોગ્ય સ્ત્રી આ માટે મળતી નથી ત્યારે એકાદ ગણિકા પોતાનો અપવિત્ર ધંધો છોડી કેવળ વિદ્યા શીખવાનો યત્ન કરેતો તેણીનો સર્વ ખર્ચ હું પુરો પાડું. આવા વિચારથી પણ તેણે કેટલોક યત્ન કર્યો સંભળાય છે. પરંતુ દુરાચારમાં પડેલી સ્ત્રી આવા સદુદ્યોગમાં પ્રવૃત્ત થાય એ અસંભવિત. સારાંશ સર્વ પ્રકારના એમના યત્નો નિષ્ફળ ગયા.

હવે લગ્ન કરવુંજ નહિ અને કરવું તો તે મોટી અને આપણી ઇચ્છાનુસાર વર્તે એવી સ્ત્રી જોઈ તેની સાથે પુનર્લગ્ન કરવું એવો નિશ્ચય કર્યો. પરંતુ ઇશ્વર ઇચ્છા જુદીજ જણાઈ. પુનર્વિવાહનો કોઈ ઠેકાણે જોગ આવ્યો નહિ, પરંતુ તેઓ થાણે હતા ત્યારે ત્યાંના એક ઇનામદાર શ્રીમાન ગૃહસ્થે પોતાની છોકરી ગોપાળરાવ સાથે પરણાવવાની તેની આગળ સહજ વાત કહાડી. આ મારી મશ્કરી કરે છે, કેમકે આપણ નસીબમાં એવા મોટા ઘરની કન્યા ક્યાંથી? એમ જાણીને તેણે પણ તેવાજ ટોળમાં કહ્યું ભલે. આવા શ્રીમાન ગૃહસ્થ મારા જેવા અજાણ્યા તથા બીજવર સાથે લગ્ન સંબંધમાં ઉતરે એમ સંભવતું નથી એમ તે જાણતો હતો, પરંતુ દૈવયોગે તેજ ઠેકાણે એનું લગ્ન થવાનું નક્કી ઠર્યું. ગોપાળરાવે પોતાના સસરા સાથે એવો સ્પષ્ટ અને ચોખ્ખો કરાર કરી લીધો કે હું એ છોકરીને મારી મરજીમાં આવે તે શિક્ષણ આપું તેમાં તમારે (છોકરીના માબાપે) બિલકુલ આડે આવવું નહિ. આ કરાર તેમણે કબુલ કર્યો અને લગ્ન થયાં. આ બીજીવારની સ્ત્રી તે આ આનંદીબાઈ હતી. પછી કરારનો અમલ કરવાનો સમય આવ્યો. ગોપાળરાવે તો તેણીને નિશાળે મૂકવાનો વિચાર કર્યો. આ વાત જાણીને તેનો સસરો રકઝક કરવા લાગ્યો. કરાર કરતી વખતે તેને લાગ્યું હતું કે બીજા અંગ્રેજી ભ-

ભેલા લોકો જેના સ્વભાવ હોય છે તેવાજ આ બાઈ પણ હશે; પરંતુ આ ઠેકાણેતો સંકટ આવી પડ્યું. તેણે પોતે કહી કરાવી, બીજા પાસે કહાવી કહેવરાવી બન્યા તેટલા યત્ન કર્યા, પરંતુ ગોપાળરાવે પોતાનો નિશ્ચય બિલકુલ ફેરવ્યો નહિ. શીખનારી બાઇએ પણ કેટલીક અડચણને લીધે મારે એ શિક્ષણ જોઇતું નથી એમ કહેલું એવું પણ કહેવામાં આવેછે. પરંતુ ગોપાળરાવનો દૃઢ નિશ્ચય અને અસ્ખલિત એક સરખો ઉદ્યોગ કદિ પણ ડગ્યો કે ઘટ્યો નહિ. બન્ને પક્ષ તરફનાં સગાંવહાલાં અનેક રીતે બબડવા કે વાતો કરવા લાગ્યાં, પરંતુ આ ભાઈ એકના બે થયાં નહિ. પોતાની ત્યાંથી બદલી કરાવી લીધી, અને પોતાની પત્નીને પોતાની પાસે તેડાવી લીધી, અને અષ્ટોપહોર સાથે રાખી તેણીને મરાઠી શીખવ્યું. અને તેમની મુંબાઈ બદલી થઈ ત્યારે અંગ્રેજી શિક્ષણ ચાલુ કર્યું. તેઓ મુંબઇમાં ચાકરી હતા ત્યારે તેમના વડીલ (પિતા) ત્યાં આવ્યા હતા. તેમને અંગ્રેજી શીખવા માટે અહીંના રિવાજ પ્રમાણે બૂટ પહેરીને વહુને નિશાળે જતી જોઈ અત્યંત ક્રોધ ચઢ્યો અને એક દિવસ ખૂબ ક્રોધે ભરાઇને 'હું ફરી તારૂં મોં પણ જોનાર નથી' એમ પણ બોલી દીધું. ઇશ્વર ઇચ્છાથી તેમજ બન્યું. કેમકે તેમના પિતાએ પછી ઘણા દિવસ આ દુનિયામાં ન કહાડવાથી ફરી મેલાપ ન થતાં તેમનો દેહ પડ્યો. આ હકીકત જણાવવાનું કારણ એટલુંજ કે આપણી હાલની લોક સ્થિતિમાં સ્ત્રીશિક્ષણ આપવામાં કેવાં અનંત વિઘ્નો તથા સંકટો આવે છે તેનો અનુભવ ઘણાને આવેલો છે પરંતુ આ ગૃહસ્થના તે સર્વમાંથ પોતાના મત પાર પડ્યા અને આખરે યશ પણ મળ્યો એ આનંદની વાત છે.

ગોપાળરાવના મનનું પૂરૂં સમાધાન ઉપર પ્રમાણે મરાઠી અંગ્રેજી કેળવણી આપ્યાથી પણ થયું નહિ. તેમના મનમાં, સ્વતંત્રતાનું મુખ્યસ્થાન જે અમેરિકાખંડ ત્યાં પોતાની પત્નીને મોકલી અંગ્રેજી શિક્ષણ પૂરૂં કરાવી, કંઈ પોતાને તથા લોક કલ્યાણમાં કામ લાગે એવો ધંધો શીખવી અહીં આણવી એવો વિચાર હતો. આ કામ મોટા સંકટનું તથા ખર્ચનું હતું એટલુંજ નહિ પણ અશક્ય જેવુંજ હતું એમ કહેવાને હરકત નથી. પરંતુ

ગોપાળરાવનો દઢ નિશ્ચય, નિરંતર ઉદ્યોગ અને સર્વ રીતે પરમેશ્વરપર પૂર્ણ ભરોસો એ કારણોને લીધે તેનો અશક્ય હેતુ પણ પાર પડ્યો. જગન્નિયંતા પરમેશ્વર સર્વ કાંઈ કરવાને સમર્થજ છે. એની આગળ કાંઈ અશક્ય છેજ નહિ.

પછી ગોપાળરાવે તે માટે પોતાનો ઉદ્યોગ પણ શીરૂ કર્યો. હિંદુસ્થાન તથા અમેરિકામાં પણ તેમણે પોતાના મનતરંગ સંબંધી કેટલાક જાણીતા તથા અજાણ્યા મનુષ્યો સાથે પત્રવ્યવહાર ચલાવવા માંડ્યો. અહીંથી બદલી કરાવી બંગાલ ઈલાકામાં ગયા. ત્યાંપણ એ સંબંધી ખટપટ કરી, કેટલાક પાદરીઓને મળ્યા, કેટલાકને પત્રો પણ લખ્યા. પગારમાંથી કરકસરથી ખર્ચ ચલાવી દ્રવ્યસંચય કરવાનો પણ ક્રમ રાખ્યો. પત્નીનું મન તથા ધૈર્ય દઢ કરવાનો પણ યત્ન કીધો. ઉભય વચ્ચે ખરો પ્રેમ, તેમ વિચાર, સમજણ અને ઉદ્દેશમાં પણ ઐક્ય થવાથી પતિની આજ્ઞા, ઇચ્છા અને હેતુને અનુસરવાને પત્ની આલ્હાદથીજ સિદ્ધ હતી. ચમત્કારિક રીતે એ માટે યોગ પણ આવી મળ્યો. ગોપાળરાવ કોલ્હાપુરમાં હતા ત્યારે, તેમણે અમેરિકામાં અહીં આવી ગએલા એક પાદરી ગૃહસ્થને લખ્યું હતું. તેણે તે પત્રથી મોટી ચર્ચા ઉઠાવી તેની ફજેતી કરી અને જેથી એ ભાઈ પોતાનો વિચાર માંડી વાળે એવોજ ઉત્તર મોકલ્યો. અને એટલાથી પણ સંતોષ ન માનતા તેણે ગોપાળરાવનો પત્ર તથા પોતાનો ઉત્તર બેઉ એક પુસ્તકમાં પ્રગટ કરાવ્યાં. એ સાહેબનો કંઈ કામ લાગ્યા નહિ; પરંતુ ઇશ્વર સર્વ શક્તિમાન છે. તેણે અમેરિકામાં, ઓષધ લેવા માટે ડાકટરને ત્યાં ગએલી એક બાઇના હૃદયમાં એવી બુદ્ધિ સુજાડી કે તેણીની નજર ડાકટરને ત્યાં કચરાની ટોપલીમાં પડેલી ચોપડી ઉપર પડી. તે હાથમાં લઈ પાનાં ફેરવતાં ઉપલો પત્ર તથા તેનો ઉત્તર તેના વાંચવામાં આવ્યા. તેથી તેને ઘણું ખરાબ લાગ્યું અને ઉત્તરે ગેરવાજબી જણાયો. એ બાઈએ ગોપાળરાવને પત્ર લખી હિંમત આપી તથા પોતાથી બનતી મદદ કરવા જણાવી આશ્વાસન આપ્યું. એ પછી એ બાઈ સાથે પત્રવ્યવહાર ચાલુ રહ્યો. અને અંતે એ ધણીધણીઆણીનો એક વિચાર થઈ, એક અજાણી પરદેશી બાઈ સાથે અમેરિકામાં

બીજી એક ઓળખાણ વગરની બાઇને ત્યાં અભ્યાસ કરવા જવાની તૈયારી થઈ. બંનેની સંમતિથી એમ ઠર્યું કે પ્રથમ આનંદીબાઈ એકલી, અમેરિકામાંના ફીલાડેલ્ફિયા શેહેરમાં સ્ત્રીઓને વૈદું શીખવવાની કૉલેજ (પાઠશાળા) છે તેમાં શીખવા જાય, અને કેટલાક દિવસ પછી ગોપાળરાવે પાછળથી ત્યાં જવું. આ નિશ્ચયાત્મક ઠરાવ પ્રમાણે સને ૧૮૮૩ ના અપ્રેલ મહિનામાં આનંદીબાઈ કલકત્તાથી સ્ટીમરમાં અમેરિકા તરફ સિધાવ્યાં. સાથે આપણા દેશનું એક માણસ મળે નહિ, અને પરદેશી ઉતારૂઓમાં પણ કોઈ સાથે નામની ઓળખાણ પણ નહિ. અર્થાત્ તેને, ધીરજ આપે એવું જાણીતું એકે માણસ તેની સાથે નહોતું. ઉપર આકાશ અને નીચે મહાસાગરનું ખારૂં પાણી તથા સર્વની સંભાળ રાખનાર તથા બુદ્ધિદાતા જે ખરા માબાપ (ઇશ્વર) તેજ. આવા સાહિસથી સદરહુ આનંદીબાઈ સ્વદેશથી નીકળી પરદેશ તરફ પતિની પ્રેમરૂપ આજ્ઞા તથા ઇચ્છાને આધીન બની ચાલતી થઈ. આ પતિપત્નીના વિયોગ સમયે એક બીજાના દૃઢ પ્રેમયુક્ત મનની સ્થિતિ કેવી બની હશે તેનું વર્ણન કરવું અશક્ય છે. વાંચનારે પોતાના મનમાંજ તેની કલ્પના કરવી.

જે બાઇની સંગાતે આગબોટમાં પ્રવાસ કર્યો તે વિદેશી બાઈ તરફથી આનંદીબાઇને સહાય મળવી તો બાજુપર રહી પરંતુ ઉલટો તેના તરફથી ત્રાસ સોસવો પડ્યો તે જુદો. તે બાઇએ બોલીને તેમ બોલ્યા વગર, વાક્યથી તેમ કૃતિથી જેટલું દેવાયું તેટલું દુઃખ આનંદીબાઇને દેવામાં કચાશ રાખી નહિ. મન અને ધર્મ ભ્રષ્ટ કરવાને પણ તે બાઇએ પ્રયત્ન કર્યો; પરંતુ સર્વ વ્યર્થ ગયો. આનંદીબાઈ અમેરિકા જઈ પહોંચી અને પેલી અજાણી પણ પત્રવ્યવહારથી ઓળખીતી થયેલી બાઇના સહવાસમાં રહી આનંદ પામી. એ બંને વચ્ચે મા દીકરી જેવો પ્રેમ ઉત્પન્ન થયો, અને તેથી ઉભયને સુખ મળ્યું. હવે આનંદીબાઇનો વૈદકનો અભ્યાસ શરૂ થયો અને તે ઉત્તરોત્તર વધવા લાગ્યો. ગોપાળરાવ પોતાની ચાકરીના પગારમાંથી પેટે પાટો બાંધી જેટલા બચાવાય તેટલા પૈસા બચાવીને અમેરિકામાં રહેવા માટે તથા અભ્યાસના ખર્ચ માટે સ્વપત્નીને મોકલવા

લાગ્યા. અને સને ૧૮૮૪ ના જુન માસમાં તેઓ પણ દેશપર્યટણ કરતા કરતા પોતાના કુટુંબને મળવા માટે ત્યાં જવા નીકળ્યા. પાસે પૂરતો દ્રવ્ય સંચય નહિ તેથી જે કંઈ થોડું ઘણું પાસે હતું તે લઈને પ્રથમ બ્રહ્મદેશમાં ગયા. તે દેશ જોઈ આસામ, ચીન, જાપાન વગેરે દેશમાં વટેમાર્ગુ બની ફરતા ફરતા—પ્રવાસથી મળતાં સુખદુઃખ સહન કરતા—સને ૧૮૮૫ ના માર્ચ મહીનામાં અમેરિકા પહોંચ્યા. માર્ગમાં હાંગકાંગ શેહેરમાં તેમણે એક વ્યાખ્યાન આપ્યું હતું. અમેરિકા ગયા પછી હિંદુસ્તાન સંબંધી, ધર્મ સંબંધી વગેરે વિષયોપર ઠેકાણે ઠેકાણે તેમણે વ્યાખ્યાનો આપવા માંડ્યાં. તેથી તેમને પૈસા પણ મળવા લાગ્યા. પણ તેનો મોટો ભાગ પત્નીના શિક્ષણ પાછળજ વપરાયો. છેવટે એક બીજાને મળ્યા; આ મુલાકાત વેળાએ ઉભયને પરમ આનંદ થાય એમાં શું આશ્ચર્ય ! 'अमृतप्रियदर्शनम्'

થોડા દિવસ સાથે રહ્યાપછી હોણ આનંદીબાઈની પરીક્ષા પૂરી થઈ. એ પરીક્ષામાં તેણી ફતેહ પામી અને એમ. ડી. ની મોટી પદવી મેળવી હાલ અત્રે સ્વદેશમાં પતિ સહીત પાછી આવી. આવતા વાંરે કોલાપુરની ઇસ્પીતાલના વડા ડાકતરની જગોએ તેની નીમણુક થઈ, પણ અફસોસ કે તે ભોગવવાનો વખત તેણીના નસીબમાં નોંધાયો નહોતો. અમેરિકામાંજ તેણીના શરીર પ્રકૃતિ બગડી હતી અને તે એટલીતો લથડતી ચાલી કે આખરે ગયા રવિવારે પ્રભાતમાં પુણામાં પરલોકવાસી થઈ. આનંદીબાઈનું સાહસ, સ્વદેશ પ્રીતિ અને મહાપરિશ્રમ જોકે અચ્છો ધડો લેવા જોગ છે તથાપિ તેણીના મૃત્યુથી સ્વદેશને જે મોટી હાણી થઈ છે તે બહુ સંતાપજનક ને અતિ દુઃખદાયક છે. આનંદીબાઇના મૃત્યુ માટે દરેક સ્વદેશીબંધુઓ અશ્રુપાત કરેછે અને ક્યારેન માટે ભારતજનની આક્રંત કરેછે.



## पुस्तकादिनी पहोंच.

**राजपुताणा.** રચનાર, કાળીદાસ દેવશંકર પંડ્યા. એ બતીલા ગ્રંથકારે "ગૂજરાત રાજસ્થાન" બનાવ્યું છે તે પંક્તિનુંજ, પણ નાના કદનું આ પુસ્તક છે. પ્રત્યેક રાજ્યવિષે સામાન્યજ્ઞાન મેળવવાની ઇચ્છા

રાખનારને આવા ગ્રંથ ઘણાજ ઉપયોગી છે. આ ગ્રંથમાં રજપૂત સ્થાનનાં અથવા રાજપૂતાણાનાં રાજ્યોનું વર્ણન છે. એમાં મેવાડ, જયપુર, મારવાડ, બુંદી, કોટા, બીકાનેર, કિશનગઢ, કિરોલી, ટોંક, ભરતપુર, ધોળપુર, અલવર, ઝાલરા પાટણ, જેસલમેર, સિરોહી, ડુંગરપુર, પ્રતાપગઢ, અને વાંસવાડાનું વર્ણન આવી જાયછે. એ વર્ણનમાં તે દરેકનો વિસ્તાર, વાર્ષિક પેદાશ, દેશનું સ્વરૂપ, ઉપજનિપજ, લોક તથા ભાષા, લશ્કર, અને તેની સાથે હાલ રાજ્ય કરનાર રાજા સુધીનો ઉપરીક ઇતિહાસ ઘણું કરીને આપેલો હોય છે.

**श्रीकच्छ भूपतिप्रवास वर्णन.** કવિતામાં રચનાર શિવલાલ ધનેશ્વર. આ કવિએ તુલસીકૃત રામાયણનું ગૂજરાતી ભાષામાં પ્રગટ કર્યું ત્યારથી કવિવર્ગમાં એ શખ્સારીની સાથે ગણનીય થયાછે. હાલ કવિતાની ચોપડીઓ તો ચોમાસાના જંતુઓની પેઠે ઠારોઠાર ઉભરાઈ આવેછે, પણ ભાઈ શિવલાલનું આ કવન બેશક નામને બધી રીતે યોગ્ય છે. સાધારણ વાંચનાર કદાપિ ધારશે કે એક રાજાના પ્રવાસનું વર્ણન અત્રે કર્યુંછે તેમાં તે ગામડાઓનાં નામ અને તેની અપરિમિત પ્રશંસા એ સિવાય બીજું તે શું હોવાનું હતું, પણ અમે જોઇને પરમસંતોષ પામ્યા છિયે કે એમાં ભરાઈ ભરેલી સ્તુતિ લેશમાત્ર પણ નથી, અને રાજાના પ્રવાસનું વર્ણન યથાર્થ આપતાં દરેક સ્થળે ઉપમા ઉત્પ્રેક્ષાદિક અનેક અલંકાર તેની સાથે એવા જોડી દીધાછે કે સઘળું કાવ્યરૂપ હોઇને બોધ તથા આનંદ બંને સમાન રીતેજ આપી શકેછે. ભાષા કાંઇક કઠણ પણ શુદ્ધ અને રસ તથા પદબંધ ઘણો વખાણવા લાયક છે. આ કાવ્યચાતુર્યપ્રાધાન્ય શૈલીનું ગણાય, અને ખરૂં કહીએ તો કવિ શિવલાલની હમેશાંની શૈલી એ પ્રકારની છે.

**मेवाडनी जाहोजलाली.** ઉદેપુરના સૂર્યવંશી સીસોદીયાઓના અદ્ભુત પરાક્રમોથી કોણ અજાણ્યું છે? બાપારાવળના વખતથી આજસુધી એમની રજપૂતી એવીને એવીજ અકલંકિત-સાજી આવેછે, અને અગર જો કાળેકરી તેમનું રાજ્ય તથા બળ પૂર્વવત્ રહ્યું નથી, તોપણ આજે એ ઉદેપુરનું નામ સાનંદાશ્ચર્યથી બધાની દૃષ્ટિ ઊંચીજ કરાવેછે.

વીરકાવ્ય કરતાં પણ વધારે રસમય ટાડનું રાજસ્થાન જેણે ઈ-ગ્રેજીમાં વાંચ્યું હશે તેને તો આ વિષયે કાંઈ વિશેષ કહેવાની જરૂરજ નથી, અને જેણે તે વાંચ્યું નહિ હોય તેને અમે ભાઈ વિઠ્ઠલદાસકૃત આ "મેવાડની જાહોજલાલી" વાંચવાની ખસુસ ભલામણ કરીએ છિયે. આ ટાડનું ભાષાંતર નથી પણ તેને આધારે લખેલો સંક્ષેપમાં ઇતિહાસ છે, પરંતુ એ ઇતિહાસની મૂળવસ્તુજ એવી ઊંચા રસથી ભરેલી છે કે તે ગમે તેવી શૈલીમાં લખાય તોપણ વાંચનારને આનંદ આપ્યાવિના રહે નહિ.

**ચંડીપાઠના ગરબા** તો કેટલાક વખતથી આચાર્ય વલ્લભજી હરિદત્તના પરિશ્રમથી પ્રગટ થઈ ચૂક્યાજ હતા. પણ આ આવૃત્તિનું વિ-શેષ લક્ષાકર્ષક લક્ષણ એ છે કે તેની સાથે એના કવી શ્રી રણછોડજી અમરજી દિવાનનું જન્મચરિત્ર આપણા એક જાણીતા લખનાર ભાઈ ગણપતરામ વેણીલાલ ઓઝાની કલમથી લખાઇને બહાર પડ્યું છે. આ ચરિત્રની બહુજ જરૂર હતી, કેમકે રણછોડજી દિવાન આપણા જૂના મુ-ત્સદીઓમાં ખરેખરા એક નમુના લાયક પુરૂષ હતા. તેઓ જેવા રાજકા-જમાં, તેવાજ યુદ્ધકળામાં કુશળ હતા; તથા આ રીતે રાજકાજ તથા યુદ્ધોમાં રોકાએલા છતાં તેઓ હમેશાં કેટલોક કાળ ખાનગી વિદ્યાનંદમાં પણ કાઢી શકતા હતા. એમને સંસ્કૃત તથા ફારસી ભાષાનું સારૂં જ્ઞાન હતું, અને વ્રજ તથા ગૂજરાતીમાં પોતે હમેશાં કવિતા કરતા. જે કાંઈ કાંઈ જોવામાં આવ્યું છે તે ઉપરથી ગૂજરાતી કરતાં એમનું વ્રજ કવન અમને વધારે પસંદ પડેછે, અને તેથી અમે ઇચ્છીએ છિયે કે ભાઈ ગણપતરામે આ છપાએલા ગરબા ફરીથી છપાવવાની તસ્દી લીધી તે કરતાં જો એકાદ ર-ણછોડજીકૃત નાનું સરખું હિંદુસ્તાની કાવ્ય છપાવ્યું હોત તો વધારે સારૂં થાત, જેમકે કુવલયાનંદનું એમણે વ્રજમાં ભાષાંતર કર્યુંછે એમ જે અને કહેવામાં આવ્યું છે તે કેવું હશે એ જાણવાની ઇચ્છા કોને નહિ થાય? તેમજ ધર્મશાસ્ત્રનું ભાષાંતર કર્યું હોય તો તેપણ જાણવા લાયક હોવુંજ જોઇએ. માટે કોઇપણ સૌરાષ્ટ્રીભાઇએ રણછોડજીનાં થોડાંક ઉત્તમ પુસ્ત-કોનો સંગ્રહ તો ટીકાસહિત છપાવવોજ જોઇએ, અને તેવા પુસ્તકને રજ-વાડામાંથી ઘટતો આશ્રય હાલને સમે તો મળ્યાવિના નહિજ રહે. રણછો-

ડજીદિવાને ફારસીમાં તારીખે સોરઠ' નામનું ઐતિહાસિક પુસ્તક બનાવ્યું છે તેની સઘળે પ્રશંસા થાયછે, અને તેનું ભાષાંતર મુંબાઈ ઇલાકામાં જાણીતા વિદ્વાન જેમ્સ બર્જેસ સાહેબે ઈંગ્રેજીમાં કર્યુંછે. એમ છે તો રણછોડજી દિવાને પોતાની સ્વભાષા અથવા સ્વભાષા જેવીજ જે વ્રજ તેમાં બનાવેલાં પુસ્તકોની પ્રસિદ્ધિ તેના દેશીભાઇઓ તરફથી હજી થઈ નથી એ આપણને ઘણુંજ શરમાવાજેવું છે.

**સીતા અને દમયંતીનાં આખ્યાન.** પુરાણી નાગેશ્વર જે. શ્રારામનાં લખેલાં ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પસંદ કરી બાઈ પાર્વતીકુંવર સાહેબરાય સ્મારક ફંડમાંથી ઇનામ આપી પ્રસિદ્ધ કર્યાંછે. એ આખ્યાનના કર્તાનું ઉપનામ પુરાણી છે, માટે તે પુરાણી ટપના હશે એમ સમજવું નહિ. તે તો ખરા સમાજી સુધારાના અને જ્યાં કાંઈ અદ્ભુત અંશ આવે ત્યાં તેનું ખસુસે ખંડન કરનારાં છે. ભાષા શુદ્ધ ને સરળ, તથા શૈલી કાંઇક દીર્ઘસૂત્રી છે. આખ્યાનોદ્વારે જ્યાં બોધ કરવાનું ધાર્યું હોય, ત્યાં ઠેકાણે ઠેકાણે નીતિવચનો નાંખવાથી ધારેલો હેતુ ઉલટો બરબાદ જાયછે એમ અમારો તો વિચાર છે. પાત્રોના આચરણદ્વારે જે વ્યંગરૂપ નીતિબોધ થાય તેના જેવો બીજો કોઈપણ સરસ કે સચોટ નથી.

**શ્રી વિવેકચૂડામણી.** આ પુસ્તક મૂળ સંસ્કૃતમાં શ્રીમચ્છંકરાચાર્યે બનાવેલું છે, અને તે વેદાંત મતનો મોટો આધાર ગણાયછે. તેનું ગૂજરાતીમાં ભાષાંતર શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજીની પાસે કરાવી મૂળ સંસ્કૃત સાથે બાઈ જેરામ વિ. રઘુનાથે પ્રગટ કર્યુંછે.

**સદ્ધર્મપ્રયત્ન પેહેલો.** રચનાર ભગવાનદાસ દુર્લભદાસ, મહુવા, કાઠીયાવાડ. આ પહેલા પ્રયત્નમાં અનંતકાળ પ્રેમસ્થાન પરમેશ્વર છે એ સારી રીતે દર્શાવ્યું છે, એ ચોપડી તો નાની પણ ધ્યાનથી જોવાની આમેએ વાંચવા જોગ છે.

**સંપવિજય.** લખનાર ભવાનીશંકર નરસિંહરામ. આ કવિની શૈલી જાહેર તથા આ પુસ્તક પણ વખતથી પ્રગટ થઈ ચૂકેલું હોવાને લીધે તેના ગુણદોષ સંબંધી હાલ કાંઈ બોલવાની અમે જરૂર જોતા નથી.

**श्री काव्यरत्नप्रभा.**—અથવા, શ્રીમન્મહાકવિ કાળીદાસે કરેલાં કેટલાંક ખંડકાવ્યોનો ગૂંજરાતી પદ્યમાં તર્જુમો. એ ભાષાંતર સંસ્થાન ધ્રાંગધ્રેટિકર મેહાલના સબોર્ડિનેટ માજિસ્ટ્રેટ રા. રા. બળવંતરામ રામચંદ્ર જુન્નરકરે કર્યું છે, અને તે ગૃહસ્થ જાતે દક્ષિણી છે એ વાતનો વિચાર કરીએ છિયે ત્યારે અમને આશ્ચર્ય લાગ્યા વિના રેહતું નથી, કેમકે એ કવિતાની ભાષા શુદ્ધ, અને સરળ પણ એવીછે કે તે જો કોઈ ગૂજરાતીએ લખી હોય તો તેને પણ તે દૂષણકારી ગણાય નહિ. એમાં મેઘદૂત, અજવિલાપ, અને ઋતુસંહાર એ ત્રણ કાવ્ય લીધાં છે. ભાષાંતર યરિતાર્થ પકડીને કરી દીધું છે. મેઘદૂત અને અજવિલાપ હિંદુસ્તાની લાવણીની રાહપર, અને ઋતુવર્ણન વિવિધ વૃત્તોમાં ઉતાર્યું છે. લાવણી છંદમાં અજવિલાપતો સારો દીપેછે, પણ મેઘદૂતનું મૂળ ગાંભીર્ય એમાં જળવાઈ શક્યું નથી, અને અમારા વિચારમાં લાવણી એ કામને લાયકજ નથી. લાવણી શ્રૃંગારને અનુકુળ છે એ વાત ખરી, પણ તે મેઘદૂત જેવાં વર્ણન પ્રાધાન્ય કાવ્યને નહિ. જ્યાં હૈયાના ઉભરાને બહાર કઢવાછે ત્યાંજ એ ઉછળતી રમતી રાહ શોભે.

**नडीयादनी ज्युबिलीनी कविता.** આ પ્રસંગે બનેલી ગૂજરાતી કવિતાઓ જે અમારા જોવામાં આવી છે તેમાં બેશક આ સંગ્રહ સૌથી સારોછે. એમાં પ્રથમ ગણપતરામ રાજારામ ભટની બનાવેલીછે તે સરળ અને મધુર છે. મહાશંકર પીતાંબર, વકીલ નંદલાલ રણછોડદાસ, તથા દોલતરામ કિરપારામની છે તે એવી નહિ તોપણ મધ્યમપણે સારીજ છે. છગનલાલ મનસુખરામની ઠીક છે. થોડુંક સંસ્કૃત કવન પણછે. છેવટે રા. બાળાશંકર ઉલાસરામની કરેલી કેટલીક હિંદુસ્તાની ભભકની કવિતા છે, અને તેમાં છેલ્લું પદ અને તેમાં પણ તેની ટેકતો ખરેખરી યોગ્ય સુસ્વરતાથીજ ભરેલી છે.

**कैसरोहिंद महाराणी विक्टोरिया महोत्सव.** એ નામની વઢવાણમાં જે કવિતા બનેલી તે પણ વાંચવા લાયક છે. એમાં કેટલીક કવિતા ભટ છગનલાલ ગોવિંદજી તથા કેટલીક બાણશંકર જેશંકરની બનાવેલી છે.

—•—

# सारसंग्रह.

પારીસના એક પ્રખ્યાત વર્તમાનપત્રના મત પ્રમાણે ૮૦ વરસની મુદતપર આખા યુરોપખંડમાં માત્ર ૧૭૦૦૦૦૦૦૦ એક અબજ સીતેર લાખ માણસની વસ્તી હતી. તે વધી વધીને સને ૧૮૮૧ ની અધવચમાં ૨૭૫૦૦૦૦૦૦ ના આંકડાપર આવી લાગીછે.

અંગ્રેજી ભાષાની ફતેહ દિનપરદિન વધતીજ જાયછે. એ જાણવા પ્રમાણે એક કાબેલ ગણત્રી કરનારનો હિશાબ કામનો થઈ પડશે. ગ્રેટબ્રિટન, અમેરિકા, અને આસ્ટ્રેલિયા, વિગેરેમાં સને ૧૮૦૦ માં એટલે આજથી છાશી વર્ષપર ૨૦૦૦૦૦૦૦ બે કરોડ અંગ્રેજી બોલનારા હતા, તે વધીને આજે છાશી વરસની મુદતમાં સાડીસતાવીશ કરોડ લોકો થયા છે. આ શિવાય જર્મની, ફ્રાન્સ, અને હિંદમાં કરોડો માણસો અંગ્રેજી ભાષા બોલી લખી જાણેછે. એ અંગ્રેજી ભાષાની એક તરેહની ફતેહછે.

ફ્રાન્સમાં ઘડીયાળ બનાવવાનું કામ કેવા પ્રકારે ચાલે છે તેની કેટલીક જાણવાજોગ હકીકત મળી આવી છે. ફ્રાન્સી કોમ્ટીએ ફ્રાન્સમાં ઘડીયાળ બનાવવાનું મુખ્ય સ્થળ ગણાય છે. ૧૮૭૭ માં ૪૨૮૭૫૪ ઘડિયાળો, જેમાં ૨૯૬૭૬૩ રૂપાના હતા, તે ત્યાંથી પસાર થયાં હતાં, તે સઘળાની કીમત લગભગ એક કરોડ રૂપિયા જેટલી થઈ હતી. ૧૫ હજાર માણસ એ કારીગરી ઉપર એ પ્રાંતમાં ગુજરાન ચલાવે છે. એ પ્રાંતમાં આવેલા બેસેંકો નામના ગામમાં કાળમાપક યંત્રો અને એક વેધશાળાછે, વેધશાળાનો ઉપયોગ ઘડિયાળોના વખત અનુસરવા માટે કરેછે. કલુસીસ નામના ગામમાં એક હજાર કારીગરો ઘડીયાળના કાંટા, પીનીયન, ચકરો વીહીલ કટરો, તથા બીજા નાના અવયવો બનાવે છે, જે સઘળો સામાન ઘણું કરીને સ્વીટઝરલાંડમાં જાય છે. સોનાનાં ઘડિયાળો બનાવવાની સ્કૂલ છે. ટોરીસ ફોન્ટેનસમાં ઘડિયાળના કાચો બનાવવામાં આવે છે. જે આખી સૃષ્ટીને પૂરા પડેછે. પેરીસમાં હોકાયંત્ર, ક્રોનોમીટરો, રેગ્યુલેટરો ઇત્યાદી બનેછે, તે ઉપરાંત ઘડિયાળના પીનીયન, તખતીઓ ઇત્યાદી અવયવો પણ જથાબંધ બનેછે. બેસેંકોમાં પંદરલાખ, મોરેઝમાં ચાળીસલાખ, સેંટનીકોલાસમાં પંદરલાખ, બોકારટ, મોંટબીલીયર્ડ, સેલીનફોર્ટમાં નેવુંલાખ

કલુશીસમાં પંદરલાખ, મળી—કુલે લગભગ ૬૫ કરોડ ઘડિયાળની ઉત્પત્તિ દરવર્ષે ગણાય છે.

કહેછે કે મહાભારતના ફારસી તરજુમાની શેહેનશાહ અકબરની પોતાની નકલ હાલ જેપોરના મહારાજાના હસ્તકમાં છે, કે જેમાં તે વેળાના કારીગરોએ સમયાનુસાર ચિત્રો પણ આપેલાં છે. એમાંનાં કેટલાંક ચીત્રોના ફોટોગ્રાફ લંડનવાળા ક્રોમોલીથોગ્રાફર મી. ગ્રીગે ઉતાર્યાછે, અને તે ઉપરથી તે જેપોરના આલબર્ટ હાલની ભીતો ઉપર લગાડ્યાછે.

કાબુલના અમીરને ૧૧૧ રાણી છે તેમાંથી ૧૧ ને ૧૩-૧૪ છોકરાં છે તે સર્વનું મળીને દરવર્ષે ૫૪ લાખ રૂપિયાનું ખરચ છે એમ કહેવાય છે.

ન્યુયોર્કમાં એક જર્મન સ્ત્રી પાસે એક ખબુતર છે તે સવારમાં ઉઠતાંવાંત પિયાનો ઉપર જઈ ચાંચો મારે છે. એટલે તે સ્ત્રી તે વાજુ વગાડે છે તેમાં તેને મનગમતું ગાયન વગાડે તોતે નાચીકુદી ખૂબ થાયછે, અને ગમતું ના વગાડતો આળોટી પડી ચીસો પાડે છે.

આસ્ટ્રિઆમાં રહેનાર એક ૨૨ વર્ષની ઉમરનો પુરૂષ હાલમાં લંડનમાં છે, તે સાડાઆઠ ફિટ ઊંચો છે.

થોડા વખત ઉપરે જાપાન મધ્યેનો બુદ્ધ ધર્મનો ઉપાધ્યાય બનયુવું નાનજીયો સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા ઑક્ષફોર્ડ ગયો હતો, જ્યાંથી પાછા આવતાં તેને જાપાનની રાજધાની ટોકીઓ મધ્યે સંસ્કૃતના શિક્ષાગુરૂ-તરીકે નિમવામાં આવ્યો હતો. હાલ તે હિંદુસ્તાન આવવા નિકળ્યો છે. જ્યાં એક વર્ષ રહી બુદ્ધ ધર્મને લગતાં પવિત્ર ક્ષેત્રની મુલાકાત લઈ તેમજ હસ્ત લેખોનો સંગ્રહ કરી ઇંગ્લાંડને રસ્તે જાપાન પાછો ફરશે.

જંગીવર સ્ટીમર ગ્રેટઇસ્ટર્ન, જેની પાછળ રૂપિયા એક કરોડનો ખર્ચ થએલો કહેવાય છે. તે ગઈ તાં. ૧૭ મી ફેબ્રુઆરીએ લિવરપુલ મધ્યે જાહેરલીલાઉમાં એક આસ્ટ્રેલિયન સ્ટીમર કંપનીએ માત્ર ૩૨૬૦૦૦ ની કિંમતે ખરીદી હતી. ગ્રેટબ્રિટન તથા આસ્ટ્રેલિયા વચ્ચે તે ચલાવવામાં આવશે, અને તેના સાંચા કામમાં સુધારો કર્યાથી તે કલાકના વીસ માઇલ ચાલશે.

—❧—

## निशाळोनां इनामपत्रक.

### પ્રાંત સોરઠ.—જા. નં. ૧૮૪

શાણપોર.—ખાનશ્રી નીજામહમદ ખાનજી વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને ૪—૯—૬ ચોપડીઓ પતાસાં તથા રૂમાલ. ખાનશ્રી જોરાવર ખાનજી વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને ૮—૫—૦ ચોપડીઓ પતાસાં તથા રૂમાલ. સોની દેશા હમીર વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને ૦—૯—૦ પતાસાં—જુનાગઢ કન્યાશાળા, મુંબઈના શેઠ વસનજી નંદજી તથા લીલાધર શામજી વાર્ષિક પરીક્ષા વખત કન્યાઓને ૫૮—૪—૬ ચોપડી, રૂમાલ તથા ઓઢણાં અને મેહેતાજીને સાલ. ખુદાવંત નવાબ સાહેબ તરફથી જ્યુબિલી પ્રસંગે કન્યાઓને ૬૩—૯—૦ ચોપડી, રૂમાલ તથા ઓઢણાં—વંથલી. ખુદાવંદ નવાબ સાહેબ તરફથી જ્યુબિલી પ્રસંગે છોકરાઓને ૨૧૦) ચોપડી, રૂમાલ—બાલાગામ. ખુદાવંત નવાબ સાહેબ તરફથી જ્યુબિલી પ્રસંગે છોકરાઓને ૧—૧૪—૦ ચોપડી, રૂમાલ—લામધુસા. રા. રા. પ્રતાપરાય સુંદરજી તથા રા. રા. ફુલેરાય હરીપ્રસાદ નિશાળની પરીક્ષા લઈ છોકરાઓને ૨૦॥ નાં પતાસાં—કણઝા. ગામલોકોએ જ્યુબિલી પ્રસંગે છોકરાઓને ૦—૬—૦ સાકર—માંગરોળ ઈંગ્રેજીસ્કુલ. મહાજન લોકોએ જ્યુબિલી પ્રસંગે છોકરાઓને ૩૪) મીઠાઈ—સદર તા. સ્કૂલ. મહાજન લોકોએ જ્યુબિલી પ્રસંગે છોકરાઓને ૨૧—૧૧—૩ ચોપડીઓ તથા મીઠાઈ—સદર કન્યાશાળા. મહાજન લોકોએ જ્યુબિલી પ્રસંગે કન્યાઓને ૬—૪—૯ ચોપડી તથા મીઠાઈ—વેરાવળ કન્યાશાળા. શેઠ વસનજી નંદજી તથા લીલાધર શામજી પાટણ ધર્મશાળાનું વાસ્તુ કરવા આવતાં છોકરાઓને ૩૯૬)ની ચોપડીઓ રૂમાલ તથા મીઠાઈ. ખુદાવંત નવાબ સાહેબ વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને ૧૨—૩—૦ ચોપડીઓ રૂમાલ તથા મીઠાઈ—પ્રભાસ પાટણ. શેઠ વસનજી નંદજી તથા લીલાધર શામજીએ વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને ૨૫૦) ચોપડી, રૂમાલ તથા મીઠાઈ—સુત્રાપાડા. ખુદાવંદ નવાબસાહેબે વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને ૩૨॥ રૂમાલ તથા મીઠાઈ—માળીઆ ખુદાવંદ નવાબ સાહેબે વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને ૪—૨—૦ ચોપડીઓ તથા પતાસાં—અજાબ. માળીયા વહીવટદાર સાહેબે વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને ૩૧) ચોપડીઓ—કેશોદ. ખુદાવંદ નવાબસાહેબે જ્યુબિલી પ્ર.

સંગે છોકરાઓને રૂપા મીઠાઈ—ભેંકુરી. મજકુરના વહીવટદાર સાહેબે વાર્ષિક પરીક્ષા વખત છોકરાઓને રૂ૧) સાકર—શેરગઢ. સોની રતનજી જીવાએ પોતાના દીકરાને નિશાળે બેસાડી છોકરાઓને રૂ૨ાા સાકર. માળીયા વહીવટદાર સાહેબ ખુશીથી છોકરાઓને બાળલગ્ન નિષેધક કાવ્યનાં પુસ્તક ૧૧ આપ્યાં. ખોરાસા. પટેલ મનજી ગાંગજી. નિશાળમાં વાસ્તુ કરતી વખત છોકરાઓને રૂ૧ાા સાકર—વેરાવળ કન્યાશાળા. શેઠ વસનજી નંદજી તથા લીલાધર શામજી પાટણ ધર્મશાળાનું વાસ્તુ કરવા આવતાં કન્યાઓને રૂ૯) ચોપડીઓ તથા ઓઢણાં. ખુદાવંદ નવાબ સાહેબ વાર્ષિક પરીક્ષા વખતે કન્યાઓને ૪—૧૪—૦ ચોપડીઓ—પાટણ કન્યાશાળા. શેઠ વસનજી નંદજી તથા લીલાધર શામજી વાર્ષિક પરીક્ષા વખતે કન્યાઓને ૧૨—૯—૩ ચોપડીઓ ઓઢણાં તથા મીઠાઈ. ખુદાવંદ નવાબ સાહેબે વાર્ષિક પરીક્ષા વખત કન્યાઓને રૂ૧૫) ચોપડીઓ—ઉના. મજકુરના વહીવટદાર જ્યુબિલીના મહોત્સવમાં છોકરાઓને રૂ૧ાા સાકર. મહાજન લોકોએ જ્યુબિલીના મહોત્સવમાં છોકરાઓને રૂ૩) સાકર—દેલવાડા. ખુદાવંદ નવાબ સાહેબે જ્યુબિલીના મહોત્સવમાં છોકરાઓને રૂ૧)ની મીઠાઈ. મહાજન લોકોએ જ્યુબિલીના મહોત્સવમાં છોકરાઓને રૂ૨) મીઠાઈ—ગાધકડા. મજકુરના વહીવટદાર જ્યુબિલીના મહોત્સવમાં છોકરાઓને રૂ ના પતાસાં—ધોકડવા ગામ લોકોએ જ્યુબિલીના મહોત્સવમાં છોકરાઓને રૂ૦ાા ખજુર. રા. ત્રીંબકરાય વિઠલજી જ્યુબિલીના મહોત્સવમાં છોકરાઓને ૦—૫—૦ ખજુર—ગરાસ. ખુદાવંદ નવાબ સાહેબ જ્યુબિલીના મહોત્સવમાં છોકરાઓને રૂ૦ાા સાકર—ઉના કન્યાશાળા. ખુદાવંદ નવાબ સાહેબ જ્યુબિલીના મહોત્સવમાં કન્યાઓને રૂ૧૦) ચોપડીઓ, મીઠાઈ, ચાંદલા, સ્લેટ તથા સાકર. મહાજન લોકોએ જ્યુબિલીના મહોત્સવમાં કન્યાઓને રૂ૦ાા સાકર. કુતીઆણા. મજકુરના ડાકતર સાહેબે ખુશીથી છોકરાઓને રૂ૨) પતાસાં સદર કન્યાશાળા. મજકુરના ડાકતર સાહેબે ખુશીથી કન્યાઓને રૂ૧) પતાસાં—પોરબંદર. જ્યુબિલી કમીટીએ જ્યુબિલીના મહોત્સવમાં છોકરો તથા કન્યાઓને રૂ૪૫ પતાસાં બધી નિશાળોમાં થઇને—પોરબંદર કન્યાશાળા. શેઠાણી નંદુબાઈ ખુશીથી કન્યાઓને રૂ૫૧) નાં લુગડાં. રાજકોટ હાઇસ્કુલના હેડમાસ્તર મે. ડાહ્યાભાઈ મોતીરામ ખુશીથી કન્યાઓને રૂ૧) પતાસાં—બાંટવા. મેમણની જમાત જ્યુબિલી પ્રસંગે છોકરાઓને રૂ૧૨ા

૦—૯—૦ નાં પતાસાં—રાજકોટ સ્ટેસન કન્યાશાળા. ભાવનગરના દીવાનજી સાહેબ વીજયશંકર ગવરીશંકર રૂ૧ા ની ચોપડીઓ તથા મીઠાઈ—મોરબી કન્યાશાળા. બાઈશ્રી રાણીજીએ કમખીજ, ચોરસા, ઘાઘરીજ, રૂમાલ, પેંડા તથા પતાસાં તથા આસીસ્ટંટને પાઘડી ૫૫-૧૦ દેવલીયા. સ્કુલ કમીટીના શેઠ ભીમજી નારણજી તથા મેમ્બરોએ ૦-૧૦-૦ ની ખારેકો—જોડીયા મુખ્ય. ઠા. કાનજી ભીમજીએ ૨૬) નાં પતાસાં—આમરણ. આમરણ દરબારશ્રી તરફથી રૂ૩ ની સાકર—મોરબી બ્રાંચ. ઠકર દયાળજી રૂ૩) ના પેંડા. કડીઆ ધરમસીંહ રૂ૨) નાં પતાસાં—વવાણી યા. વોરા અંદરજી તથા દેસાઈ વર્ધમાન ૦—૬—૦ ના દારીયા તથા ખજુર—ધ્રોળ. શેઠ લખમીચંદ ભગવાનજી રૂ૫) નાં પતાસાં. ત્રવાડી હકા પરશોતમ ૦—૬—૦ ની દ્રાક્ષ—સરધાર. શાહ. લખમીચંદ ભગવાનજી રૂ૧) નાં પતાસાં—ચરખડી. ઠકર બેહેચર ગોરધન રૂ૦ા નાં પતાસાં—જોડીયા કન્યાશાળા. ઠકર કાનજી ભીમજી ૦—૯—૦ નાં પતાસાં—સાપર. કુમારશ્રી ભુપતશીંગજી રૂ૧) ની સાકર. માહે ડીસેંબર સન ૧૮૮૫ કંડોરણા. દેસાઈ મોતીચંદ પ્રેમજી તથા મી. વસનજી નંદલાલ રૂ૧)નાં પતાસાં—ભાડલા. આટકટીના મે. ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ તથા કમીટીના મેંબરોએ રૂ૧) નાં પતાસાં—અલીયા. પટેલ મામૈયા સંગાણી રૂ૨ાા નાં પતાસાં—ખંભાળીયા કન્યાશાળા. શેઠ દામોદર ઠાકરશી મુલજી ૨૮-૧૨-૫ રૂમાલ, પતાસાં, ધાણી—સલાયા. રાન્ડા મુળજી કલ્યાણજી રૂ૪૦) રૂમાલ ચોપડીઓ, પતાસાં—લાંબા. કલ્યાણપર મહાલકારી ગવરીશંકર મોતીરામ રૂ૦ાા ની મીઠાઈ—ભાટીયા. રામચંદ્ર મેહાદેવ રૂ૦ાા ની સાકર—જોડીયા ઠા. મથુરાંદાસ ગોકળદાસ રૂ૪) નાં પતાસાં—બેલા. જોશી મનજી રૂ૦ાની સાકર. ભટ રતનજી રૂ૦ાા ની સાકર—કાળાવડ. મહારાજા શ્રી જામ સાહેબ તરફથી રૂ૩) ના રૂમાલ તથા પતાસાં—ધ્રોળ. ધ્રોળના દરબારશ્રી તરફથી રૂ૨ાા ની ચોપડી તથા પતાસાં—સરધાર. રાજકોટના મે. ઠાકોર સાહેબ તરફથી રૂ૨ાા ની મીઠાઈ—ગોંડલ બ્રાંચ. પુંન્યશ્રી કલ્યાણચંદજી રૂ૨) નાં પતાસાં—સરસઈ. શેઠ મોનજી ગોપાળજીએ રૂ૦ાા ની મીઠાઈ—ચરખડી. ફોજદાર રેવાશંકર નરભેશંકર ૦—૬—૦ નાં પતાસાં.

અપુરૂં.

તે ચડાવાનું, કાચનો લીલો રંગ, પીળો રંગ, કાળો રંગ, આસમાની રંગ,
રૂ બનાવતાં, પથરકની પાટલી બનાવતાં, કાચમાં અક્ષર કોતરતાં,
ગળે ઘણો બોજ ઉપાડવાની ગાડી, તરવારની મુઠને સોનાનો થર
તાં, રૂપાનો રેથર બાંધતાં, રૂપા ઉપર સોનાનું પેને દરે પણ બાંધી દેતાં,
ની પાનવેલ બનાવતાં, છીપનાં બુટાન બનાવતાં, વીંછીના ઝેરનો ઉ-
ટાઈપને માટે ધાતુ બનાવતાં, ગજવેલ મારતાં, કાળી શાહી બનાવતાં,
પેન રંગવાનો રંગ ચડાવતાં, લુગડાનો લાલ રંગ, કાળો રંગ, પીળો
આસમાની રંગ ચડાવતાં, ત્રાંબુ ઉજાળતાં, લાકડીનાં માથાં રંગતાં,
ના પુતળાને ધાતુના જેવો રંગ ચડાવતાં, સોનાપર મીનો ચડાવતાં, મા-
ત્રાંબુ જુદું કરતાં, હવે ઝાઝુ લખતાં પાર આવતો નથી માટે કુલ
પાંચ હજાર બનાવટો જાણીએ છીએ તેમાં કોઈપણ શીખવા ઉમે-
ર હોય તેણે દરએક બનાવટને માટે ચાર આના લેખે જેટલી બનાવટ
વા મરજી હોય તેટલીના હીસાબેથી પૈસા અગાઉથી મોકલવા અને
બનાવતાં શીખવું છે તે લખવું તો તે બનાવટનો ખુલાસો લખી ટપાલ રસ્તે
લવામાં આવશે તે લખ્યા મુજબ અજમાવતાં કોઈ ફેરફાર રહેશેતો
ગે વખતે વખતે જવાબને માટે ટીકેટ મોકલતાં તે ફેરફારનો ખુલાસો
ની મોકલવામાં આવશે તેમાં કોઈ પ્રદેશી ચીજનો ખપ પડશેતો અમા-
તરફથી પૈસા લઈ મોકલવામાં આવશે ને કદી અમારી પાસે નહી હોય
બને ત્યાં સુધી પ્રદેશથી-પણ મગાવી મોકલવામાં આવશે તેની કીમત
મને પડવાથી સવાઈ લેવામાં આવશે-તેના પૈસા મગાવતી વખત લે-
નો રીવાજ રાખ્યો છે તેમ કરતાં અમારી બનાવટ ખોટી ઠરેતો તમારા
ક બનાવટના ચાર આના લેખે ને કોઈ ચીજ પ્રદેશથી મગાવી આ-
ત હોયતો તેનો બેઠો એ બેઉ પાછાં આપીએ માટે હવે છેવટે લખવાનું
કોઈ સાહેબોએ કોઈ બનાવટ કરતાં ન આવડતી હોયતો અમને લખ-
ું ભુલશો નહીં.

ચાર હુનર સાથે શીખનારને બે આના કમીશન આપવામાં આવશે.

. ૧૧-૫-૮૭.

હુનર શીખનારે સરનામું નીચે પ્રમાણે કરવું.

સોની. ગોરધન વશરામ.

મુ. બાંટવે બંદને સમેગામાં પ્રાંત. સોરઠ.

ઈલાકે કાઠીયાવાડ.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

AUGUST 1887.

પુસ્તક ૨૬ મું. આગષ્ટ. ૧૮૮૭. અંક ૮ મો.

મેંતાજી બહુ મોટું કુંજ, નામ તેમ છે કામ;—
કર અંતે મન હોંશની, ખરી અતી ધરી હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS: | |
|---|---|---|---|




( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
"લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

---

☞ વર્ષનો રૂપિયો એક આગાઉથીજ.........પોષ્ટેજ માફ.
છૂટક નકલ ૧) ના આના બે ............ ૦॥ આનો.

## નવાં પુસ્તકો અને તૈયાર પુસ્તકો.

"મિત્રતા વિષે નિબંધ" ૦—૫—૬ "હસાહસ ભાગ ૨ જો" ૦—૫—૬ "મોતીની માળા" ૦—૫—૬. "સોરઠિ કે સત્યાનાશ" ૦—૫—૦ "શંકર દિગ્વિજય" ૩—૬—૦ એ પુસ્તકો છપાય છે. ગ્રાહ-કોએ તાકીદથી નામ નોંધાવવાં. પુસ્તકો વેચવાને માટે તૈયાર છે, તેનાં નામ "દલપત સતશાહી" ૦—૭—૬ "બાળકેળવણી રીતી" ૦-૧૨-૬ "ઉદ્યોગથી ફાયદા અને આળસ્યથી નુકશાન" ૦—૬—૬ "કાવ્ય કૌ-સ્તુભ ભાગ ૨ જો" ૧—૫-૬ "સદ્ગુણી વહુ" ૦—૧૩—૦ "કુસુમના કર્મની કહાણીઓ" ૦—૬—૬ "હસાહસ ભાગ ૧ લો" ૦—૭—૦ "સ્વાભાવિક ધર્મ" ૦—૧૦—૬ "ગુજરાત રાજસ્થાન" ૮—૮—૦ "ચતુરસિંહપ્રવાસ" ૧—૯—૦ "મુંબાઈ ઈલાકાની ભૂગોળવિદ્યા" આ-વૃત્તિ દશી. દર નકલનો ૦—૨—૦ પણ રૂપિઆ એકની રાખોતો પ્રત બાર, અને પોસ્ટેજ મફત. "ભરતખંડની ભૂગોળ વિદ્યા" દર નકલના ૦—૨—૬ પણ રૂપિઆ એકની રાખોતો પ્રત દસ અને પોસ્ટેજ મફત.

એ સિવાય અનેક જાતનાં પુસ્તકો અને ચોપાનીયાં અમારી ઑ-ફિસમાં વેચાતાં મળશે.

गूजरातशाळापत्र.

પુસ્તક ૨૬ મું. અગષ્ટ. સન ૧૮૮૭. અંક ૮ મો.

## हिंदु बाळाविधवा.

પાછળ આપણે જોઈ ગયા કે બાળલગ્ન અને બળાત્કારેનું વૈધવ્ય એ વેદકાળમાં નહોતાં, પણ પાછળથી જોરેજ પ્રવેશ કરી ધીમે ધીમે સજડ મૂળ ઘાલતાં આ દેશમાં આવ્યાં છે. તે છતાં એ કાંઈ આજ કાલના નહિ, પણ સૈકડો વર્ષથી આપણા જનમંડળમાં પેઠેલા કુધારા છે. મુસલમાનો આવ્યા પહેલાં ઘણા જમાનાથી તેની માઠી અસર થવા લાગી હતી, અને ત્યારપછી એનું જોર વધતું ચાલ્યું આવેછે. છેલ્લાં પચાસ વર્ષમાંજ લોકોની આંખ કાંઈ ઉઘડવા લાગી છે. હાલ જૂના અને નવા વિચારના બધા લોકને માલમ પડ્યું છે કે બળાત્કારથી બાળવિધવાઓ પાસે વૈધવ્ય પળાવવા જતાં બહુધા તો ધર્મને ઠેકાણે અકથ્ય અધર્મજ થાયછે. તેમજ બાળલગ્ન, અને વિશેષે કરીને છોકરાનાં તો નજ થાય તો સારૂં એમ ઘણાને પ્રતીત થવા માંડ્યું છે. છેલ્લા ત્રીશ ચાળીશ વર્ષમાં એ બાબત ઘણુંજ બોલાયું લખાયું છે. તે છતાં અમલ હજી કાંઈપણ થઈ શક્યો નથી એમ કહીએ તો ખોટું નથી.

એમ થવાનું ખરૂં કારણ એજ છે કે એ રૂઢિઓ ધર્મને લગતી હોવાથી ધર્મશાસ્ત્રમાં શું કહેલું છે એ વાતનો જ્યાંસુધી નિશ્ચય થયો નથી ત્યાંસુધી તે વિરુદ્ધ કાંઈપણ પગલું ભરતાં હિંદુસમાજ આચકો ખાયછે. આ સ્થળે સુધારકોનો કેવળ બુદ્ધિવાદ નિરૂપયોગી થઈ પડેછે. ધારેલા સુધારાને શાસ્ત્રનો આધાર છે એમ દેખાડવાની વિશેષ જરૂર છે. વિધવા

વિવાહનો શાસ્ત્રાધાર પ્રતિપાદન કરવામાં બંગાળાના વૃદ્ધ પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે પોતાનો ખરેખરો વિદ્યાસાગરજ અરપ્યો છે. તેમજ હાલ દિવાનબહાદુર રઘુનાથરાવે બાળલગ્ન અને બળાત્કારી વૈધવ્ય સંબંધી વેદકાળથી આજપર્યંતનાં તમામ શાસ્ત્રનાં વચનો તારવી કાઢી સિદ્ધ કરી આપ્યું છે કે શાસ્ત્રમર્યાદામાં રહીનજ એ બાબત સુધારો થઈ શકેછે. તે બતાવે છે કે હિંદુશાસ્ત્ર પ્રમાણે એક કન્યા તેના ધણીના ગોત્રમાં તેનો પ્રથમ સંગ કરે ત્યારેજ પ્રવેશ કરેછે, એટલે, ત્યારેજ તેનું લગ્ન પરિપૂર્ણ થએલું ગણાય છે. સંગ થવાની પૂર્વે જો ધણી મરી જાય, તો તે કુમારિકા ફરીથી લગ્ન અખંડ વેદવિધિની સાથે કરી શકેછે, જો સંગ થયા પછી ધણી મરી જાય, તો વિધવા પુનર્લગ્ન કરી શકે, પણ તેને વેદવિધિનો અધિકાર નથી.

આ બધો શાસ્ત્રવાદ સહેતુક છે, કેમકે પુરાણો કરતાં સ્મૃતિનું, અને સ્મૃતિઓ કરતાં શ્રુતિનું પ્રમાણ વધારે બળવત્તર ગણવું એ વાત તમામ વેદમાર્ગીઓને માન્ય છે, અને દાક્તર હન્ટર કહેછે કે આ પ્રમાણે જૂના કાળના કાયદાને આધારે નવા સુધારાની હિમાયત કરવી એ યુરોપિયનના વિચારને વિસ્મય પમાડે એવું છે તોપણ તે વાજબી અને સ્વાભાવિક છે, કેમકે ભરતખંડના આર્યોનો સુધારો પ્રાચિનકાળમાં સર્વોપરી સ્થિતિએ હતો, અને જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ અનાર્યલોકને રાજી રાખવા તેમના આચારવિચારો તેમાં દાખલ કરવામાં આવ્યા છે.

પણ હાલના હિંદુઓ એ અનાર્ય મિશ્રિત શાસ્ત્રોની રૂઢિમાં ઉછરેલા હોવાથી વેદકાળના શુદ્ધ આચારવિચાર પાછા ગ્રહણ કરશે કે નહિ એ મોટા સંદેહની વાત છે, અને અત્યાર સુધી એ શાસ્ત્રવાદથી પણ કાંઈ ફળ તો થએલું જણાતું નથી. આ જોઈ કેટલાક સરકારની મદદ માગેછે, અને કહેછે કે અમારા પોતાના પ્રયત્નથી તો કાંઇપણ થવાનું નથી. આ બાબત સરકાર પાસે વિવિધ માગણીઓ કરવામાં આવીછે અને તેમાંની મુખ્ય નીચે મુજબ છે.

૧. બાર વર્ષની અંદર કન્યા પરણાવેલી હોય, તો તકરાર કે પુનર્વિવાહને પ્રસંગે તે લગ્ન કોરટોએ રદ ગણવું.

૨. બારવર્ષની અંદરની છોકરીને કોઈ પણ સાસરે રાખે તો તેને

માટે બારે શિક્ષા ઠેરવવી, અને એ દરમ્યાન જો તે રાંડે તો તેની અથવા તેનો પ્રતિનિધિની અર્જી ઉપરથી કોરટે તેનું પ્રથમ લગ્ન રદ ગણવું.

૩. છોકરો ચૌદ વર્ષની અને છોકરી ૧૨ વર્ષની અંદર પરણી હોય, તો તે છોકરા કે છોકરીને તે લગ્ન ઉમરમાં આવે તે વખતે મર્જીમાં આવે તો રદ ગણવાનો અધિકાર આપવો જોઇએ.

૪. પતિનો સંગ થયો હોય તોજ તે લગ્નને કોરટમાં મંજુર રાખવું.

આ ચારે માગણીઓની સામા મોટો વાંધો એ છે કે હિંદુકોમને હજી લગ્નની ઉમર બાબત કાંઇપણ કાયદો જોઇતો નથી. ઉપલી બલામણો જે ગૃહસ્થો કરેછે તેજ આ હરેકત તો કબુલ કરેછે. પહેલી દરખાસ્ત ગાયકવાડ સરકારની છે, પણ જો પોતાના રાજ્યમાં એમના કહ્યા મુજબ કરે તો કેવો પોકાર ઉઠે તે પોતે બરાબર જાણેછે. બીજી દરખાસ્ત મિ. મેલિબારીની છે, પણ તેપણ કહેછે કે એમ કરવાથી લોકોમાં ઘણોજ નારાજીપો અને કોરટોમાં અણઘટતી ફોજદારી તપાસો ઉઠ્યાવિના રહે નહિ. ત્રીજી બલામણ મી. જસ્ટિસવેસ્ટની છે, અને તેની સામા તો વિશેષ વાંધો એ પણ લઈ શકાય કે બાર વર્ષની ઉમરે છોકરી અને ચૌદ વર્ષની ઉમરે છોકરો પોતાનું લગ્ન રદ કરી શકે એ હસવા સરખું છે. એ ઉમરનાં બાળક વાંધો લેશેજ નહિ, અને લે તો એવા નાદાનના વિચારોને કાંઇ પણ ઉત્તેજન આપવું જોઇએ નહિ. ચોથી દરખાસ્ત રૂઘનાથરાવ બહાદુરનીછે અને તે ઘણે દરજ્જે ધ્યાનમાં લેવા જોગ છે, પણ જ્યાં સુધી એ શાસ્ત્રાર્થ ઘણા લોકે કબુલ રાખ્યો નથી ત્યાંસુધી સરકારે હાથ ઘાલવો એ વિચાર જેવું છે.

એ રીતે આ ચારે માગણીઓ હન્ટર સાહેબ ગંભીર બુદ્ધિથી રદ ગણેછે. તેમજ પરણેલા વિદ્યાર્થીને માટ્રિક્યુલેશનની પરીક્ષામાં દાખલ કરવા નહિ, ન પરણેલાને સરકારી નોકરીમાં દાખલ થવાનો પ્રથમ હક આપવો, વગેરે મુલકી ધારાઓથી સુધારાને ઉત્તેજન આપવાની બલામણોને તો તુર્ત સાંભળીનેજ રદ કરી નાંખેછે, અને કહેછે કે જે સુધારા બાબત કાયદો કરવાની હિંમત ન ચાલતી હોય તે સુધારાને સરકાર આમ મુલકી નિયમોથી ઉત્તેજન આપવા જશે, તો તે સુધારા ઉલટા એક જમાનો પાછળ પડી ગયાવિના રહેવાના નથી,

ત્યારે શું સરકારે મૂગે મોઢે હાથપગ જોડીને બેસીજ રહેવું, અને પોતે પક્કું જાણે બુઝેછે કે અમુક રૂઢિયોથી પોતાની સૌથી નાચાર વસ્તિ ઉપર મહા જુલમ ગુજરેછે, તે છતાં તેમના છૂટકારાને માટે કાંઇપણ ન કરવું? એના જવાબમાં નીચે મુજબ કરવાની એ સાહેબ ભલામણો કરેછે.

૧. બાળપણનાં લગ્ન રદ ન કરતાં મદ્રાસની હાઇકોર્ટના દેશી જડજની ભલામણ મુજબ સરકારે એવો કાયદો કરવો કે મોટી ઉમરે કન્યા પરણાવશે, તો તેપણ કાયદેસર ગણાશે.

અમારી નજરમાં તો આમ કરવું એ માત્ર પિષ્ટપેષણ અને જૂના વિચારનાને નકામા સરકાર સામા ચીડવવા જેવું લાગેછે. આવા કાયદાથી બાળપણમાં છોકરીને પરણાવનારા તો બાળપણમાં પરણાવ્યાજ કરશે, અને કાઠિયાવાડ જેવા પ્રાંતોમાં જ્યાં કાંઇક મોટી કરવાનો રિવાજ છે ત્યાં આવા કાયદાની કાંઇપણ જરૂર નથી, કેમકે નાની ઉમરે કેમ ન પરણાવી એવી તકરાર કોઇપણ ઠેકાણે અમે ઉઠેલી સાંભળી નથી— જો તેમ હિંદુસ્તાનના કોઇપણ ભાગમાં થતું હોય, તો આવો કાયદો અવશ્યે થવો જોઇએ ખરો. બાકી, અમારા જાણવા પ્રમાણે તો જ્યાં છોકરીઓને બાર વર્ષની અંદર પરણાવી દેવામાં આવેછે, ત્યાં તેમ મુખ્યત્વે કરી લોકલાજના ભયથીજ કરવામાં આવેછે અને તેનો ઉપાય તો કોઇપણ કાયદાથી થઇ શકવાનો નથી.

આવો કાયદો થવાથી તો ઉલટી અમને દેહેશત લાગેછે કે બાર વર્ષની અંદરજ કન્યાને પરણાવી દેવાનું એકાદ શાસ્ત્રવચન છે તે ઉપર લોકોનું લક્ષ વધારે ખેંચાશે, વખતે તેમજ અમલ કરવાની નાતવાળાઓ સખ્તી લઇ બેસશે, અને નિરર્થક લોકવિચારમાં સરકાર ધર્મદ્રોહી ગણાશે.

૨. પુનર્વિવાહ સંબંધી ૧૮૫૬ ના કાયદામાં એવી બંધી નાંખીછે કે તેના પહેલા ધણીની પાસેથી જે વારસો વરાસતનામાની રૂએ પણ મળ્યો હોય તે ફરીથી પરણનારી વિધવાએ પાછો આપી દેવો જોઇએ, આ બંધી હવે કાઢી નાંખી હોયનો કેમ? એ બાબત ડાકતર હન્ટર સરકારનું ધ્યાન ખેંચેછે તે અમને વાજબી લાગેછે, અને તેનાં કારણ અમે ત્રીજી ભલામણ નોંધ્યા પછી દર્શાવીશું.

૩. મુંબાઇ ઇલાકામાં ચાલતા હિંદુશાસ્ત્ર પ્રમાણે હાઇકોર્ટે એવું

ઠેરવ્યું છે કે ધણી પાસેથી વારસામાં મળેલી તમામ જંગમ મિલ્કત ઉપર બાયડીનો કુલ અખત્યાર છે, અને તે તો તે મરજીમાં આવે તેને આપી શકેછે. આમ હોવાથી મુંબાઇની ખુદ સ્થાનિક સરકાર પોતેજ વડીસરકારને જવાબમાં લખેછે કે અહિયાં તો પુનર્લગ્નને આગલે દિવસે જો તે વિધવા પોતાને મળેલી બધી જંગમ મિલ્કત નવા ધણીને લખી આપે તો તેમાં કોઇથી વાંધો લઇ શકાય એમ નથી, અને એમ છે તો પછી ૧૮૫૬ ના કાયદાની બંધીનો જંગમ મિલ્કત બાબત તો કોઇપણ હાઇકોર્ટ અમલ કરે એમ લાગતું નથી. માટે ભલામણ એવી છે કે આ ઇલાકામાં ચાલતું હિંદુધર્મશાસ્ત્ર જે જે પ્રાંતોમાં ચાલતું હોય, તે તે બધા પ્રાંતોને માટે તો સરકારે ૫૬ ના કાયદામાંથી જંગમ મિલ્કત બાબતની બંધી કાઢી નાંખવી જોઇએ.

આ ભલામણ પણ અમને વાજબીજ લાગેછે. લગ્નને આગલે દહાડેજ બીજાને લખી આપે તો તે ચાલે, પણ જો તેમ ન કરતાં તે પરણે તો બધી મિલ્કત પોતાના જૂના ધણીના વારસોને આપી દેવી પડે એ કાયદોજ હસવા સરખો છે, અને કદીપણ અમલમાં આવી શકેજ નહિ. પ્રથમ તો કોઈ કોર્ટજ એ મિલ્કત પાછી અપાવનાર નથી, અને કદાપિ કોર્ટ આઝરના અક્ષરો ઉપરજ આધાર રાખ્યો એમ એકવાર કરાવ્યું, તો તેનું પરિણામ એજ થશે કે ફરીથી પરણવા નીકળેલી તમામ વિધવાઓ લગ્નને આગલે દહાડે પોતાના નવા ધણીનેજ લખી આપશે. આમ થવાથી તે બાપડીઓને પોતાનો અખત્યાર ખોઈ જન્મસુધી પરવશ થવું પડશે, અને જો નવો ધણી તેને કાઢી મૂકે, તો તે વખત પોતાનીજ છતી મિલ્કતે તેની પાસે ધાનરોટલા સિવાય બીજું કાંઇપણ માગવાનો તેનો હક કાયદા પ્રમાણે રહેશે નહિ. માટે અમે તો નિશ્ચય એમજ માનીએ છિયે કે જંગમ મિલ્કત બાબતની કલમ તો કાયદામાંથી મુંબાઈ ઇલાકાને માટે, અને વસ્તુતઃ બંગાળા સિવાય આખા હિંદુસ્તાનને માટે તો કાઢી નાંખવીજ જોઇએ.

વસીયતનામા સંબંધી સુધારો તો આખા હિંદુસ્તાનને માટે થઈ શકે એમ છે. વસીયતનામું જાતેજ હિંદુશાસ્ત્ર નહિ પણ ઇંગ્રેજી કાયદાને અનુસરતો દસ્તાવેજ છે; સાધારણ લોક વસીયતનામું કરતાજ નથી, અને જે

કરેછે તે ચાલુ હિંદુશાસ્ત્રથી કાંઈ જૂદી વ્યવસ્થા કરવી હોય છે ત્યારેજ બહુધા કરેછે. માટે જ્યારે કોઈ ધણી વશીયતનામાથી પોતાની મિલ્કત બાયડીને આપી જાયછે, ત્યારે એમજ સમજવું જોઇએ કે તેની ઇચ્છા એમ છે કે એ પુનર્લગ્ન કરે તોપણ એ મિલ્કત એની પાસેથી હિંદુશાસ્ત્ર મુજબ લઈ લઇને મારા પિત્રાઇઓને અપાવવી નહિ. જો એની આવી ઇચ્છા હતી એમ આપણે ન માનીએ, તો પછી એ વશીયતનામું કરવાનું પ્રયોજનજ કાંઈ જણાતું નથી, કેમકે એની બાયડીનેજ પુનર્વિવાહ ન કરે તો તો હિંદુશાસ્ત્ર મુજબ એ મિલ્કત મળવાનીજ હતી.

સ્થાવર અને જંગમ બંને મિલ્કતો વિધવા પાસેથી પુનર્વિવાહ કરે નજ જવી જોઇએ એનું એક વિશેષ કારણતો આ પણ છે. હિંદુશાસ્ત્રમાં એમછે કે વિધવા વ્યભિચારિણી નીકળે; તો તેને મળેલો તમામ વારસો રદ જાય,અને એક રીતે જોતાં એ કાયદો બહુ વાજબીછે.ઈંગ્રેજી કોરટોમાં પહેલાં અમલ પણ એમ થતો. પરંતુ એમ થવાથી નિર્દોષ વિધવા ઉપરે નકામાં આળ મૂકી તેની મિલ્કત ઝૂંટી લેવાને લોભી પિત્રાઇઓ બહુજ તૈયાર થવા લાગ્યા, અને કોરટોમાં જૂઠી પણ બહુ લજામણી હકીકતો રજુ થવા લાગી. આ બેહાઈ દૂર કરવા અને નિર્દોષ અબળાને લુચ્ચા પિત્રાઇઓના જુલમી હુમલાથી બચાવવા છેવટ પ્રિવિકાઉન્સેલે એવો ઠરાવ કર્યોછે કે વ્યભિચારની તકરારજ હિંદુ વિધવાની બાબતમાં વજનદાર ગણવી નહિ. આ પ્રમાણે ઘણા મુકરદમા ચૂકતા આવે છે, અને હવે પોતાના ઠરાવથી પ્રિવિકાઉન્સલતો ફરે એમ નથીજ.

ત્યારે કરવું શું ? હાલતો કાયદાનો અમલ એવી રીતનો થઈ રહ્યોછે કે વિધવા છચોક વ્યભિચાર કરે, તોપણ તેને કોઈ પણ રીતે પૂછી શકાતું નથી, પણ જો તે બિચારી પોતાની ભલાઈ રાખી માત્ર પુનર્લગ્ન કરે, તો તુર્તજ તેની પાસેથી બધો વારસો છીનવી લેવામાં આવે છે. હાલતો કાયદો જાણે વિધવાઓને એમજ કહેતો હોય કે વ્યભિચાર કરવો હોય, તો ભલે ચાહો તેટલો કરજો, પણ પુનર્લગ્ન કરશો નહિજ, જો કર્યું, તો તમને મળેલો વારસો લઈ લેવામાં આવશે. બેશક આ કાયદો ઘણો ગેરવાજબી છે; અને તેમાં તત્કાળ સુધારો થવો જોઇએ. ઉપર કહ્યું તેમ પ્રિવિકાઉ-

સિલની ઠરાવ તો કરે એમ નથી, અને ત્યારે બિચારી વિધવાઓ ઉપરનો નકામો જુલમ દૂર કરવો એજ ઉત્તમ રસ્તો છે.

૪. ચોથી ભલામણ સુધારકોને પોતાને માટે છે, અને તે અમે સૌથી અગત્યની સમજીએ છિયે. હંટર સાહેબ કહે છે કે રાજપ્રકરણી બાબતને માટે જેમ આખા હિંદુસ્તાનના અગ્રણીઓની એક કાન્ગ્રેસ મળેછે તેમ સંસાર સુધારાને માટે પણ મળવી જોઇએ, અને તેની પેટા સભાઓ ઠેકાણે ઠેકાણે પ્રાંતોપ્રાંતે થવી જોઇએ. એ બધી સભાઓ હાલ એકજ નિયમો પાળી શકશે એમ આશા રાખી શકાય નહિ, પણ સિંધમાં હિંદુ સંસારસુધારાની એસોશિએશન થઇછે તેના ધારા નમુનો લેવાજોગ છે. એ સભાના સભાસદોએ એવી પ્રતિજ્ઞા લીધીછે કે ૧ લું અઢાર વર્ષની ઉમરની અંદર પોતાના છોકરાને પરણાવવો નહિ, છોડીના માબાપ પાસેથી નાતના ધારા કરતાં વધારે પહેરામણી લેવી નહિ, અને પોતાની દીકરીઓને બને તેટલી કેળવણી આપવી. એમાં કન્યાના લગ્ન સંબંધી કાંઈ પણ પ્રતિજ્ઞા લેવામાં આવી નથી, અને હાલ શરૂઆતમાં એવું મધ્યમ પગલુંજ ઠીક છે. પણ મોટી વાતતો એજછે કે થોડું પણ જે ધાર્યું તે સુધારકોએ દૃઢતાથી કરવુંજ જોઇએ. જુદે જુદે ઠેકાણે એક વિચારની ઘણી સભાઓ હોવાથી બધાને હિંમત રહેશે અને નાતજાતના જુલમની સામા પ્રસંગોપાત ઘણી ઉપયોગી સહાયતા મળી સકશે.



## पुस्तकादिनी पहोंच.

स्थानिक स्वराज्य, બનાવનાર રાવસાહેબ કેશવલાલ મોતીલાલ વકીલ તથા છપાવી પ્રસિદ્ધ કરનાર ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી, स्थानिकराजकीय स्वसत्ता, રચીને છપાવી પ્રસિદ્ધ કરનાર રાવસાહેબ મહીપતરામ શંભુનાથ, પેન્શનર ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર.

આ બને પુસ્તકો એકજ વિષયના અને વર્નાક્યુલર સોસાઇટીની માગણી ઉપરથી લખાએલાં છે. આમ હોવાથી બંનેનાં પેટાવિભાગો લગભગ સરખાજ છે. બંનેના ગુણદોષ પણ એકજ પર્જનાછે. બંનેમાં સામાન્ય ભૂલ

થએલી એ માલમ પડેછે કે સ્વરાજ્યને પ્રજાસત્તાકરાજ્ય સાથે એક રૂપ અથવા તેનું પેટારૂપજ ગણી નાંખ્યું છે. યોગાર્થ (Etymological meaning) નેજ વળગી રહીએ તો એમ ભાસ થાય ખરો પણ એનો રૂઢાર્થ કેવળ જૂદો છે અને આ નિબંધોમાં તેનુંજ કામ હતું, તે છતાં 'સ્થાનિક સ્વરાજ્ય' એ શબ્દ હાલ નવોજ ઘડાએલો છે તેથી આવી ભૂલ થાય એમાં અમને કાંઈ વિશેષ આશ્ચર્ય લાગતું નથી.

રાજકાજના બે ભાગ પડી શકેછે—પાદશાહી અને સ્થાનિક. સમસ્ત દેશના રક્ષણ તથા હિતને સારૂ જે કામો કરવાના હોય તે પાદશાહી; અને અમુક ગામ, તાલુકો, જિલ્લો, કે પ્રાંતના હિતને સારૂ અને તેનેજ લગતાં જે કામો તે સ્થાનિક. આવાં સ્થાનિક કામો તે સ્થાનના લોક પોતપોતાની મેળેજ ચલાવી લે, ત્યારે તે સ્થાનિક સ્વરાજ્ય કહેવાય છે, અને તે અર્થમાંજ હાલ આ શબ્દ આપણી ભાષામાં ચાલુ થયોછે.

એ રીતે જોતાં રાવસાહેબ મયારામે ભરતખંડનો ઇતિહાસ આર્યો આવ્યા ત્યાંથી તે ઠેઠ મરાઠી રાજ્યના છેવટ સુધીનો જે સ્કંધમાં આપ્યો છે તે અમને કેવળ અસંબદ્ધજ લાગે છે, અગર જો તે જાતે રસિક અને વાંચવાજોગ છે. તેમજ એ બંને પુસ્તકમાં મંત્રીમંડળો કેમ રાખવા વિગેરે રાજધર્મને લગતા જે સ્મૃતિકારોના વચનો ટાંકી વ્યાખ્યાન કર્યુંછે તેપણ સ્થાનિકસ્વરાજ્યની સાથે કાંઈપણ સંબંધ ધરાવતું નથી, અગર જો તેપણ સુબોધદાયક તથા રસભર્યુંતો છેજ. આ પ્રમાણે રાજધર્મ ઉપર ઉતરી પડવા કરતાં સ્થાનિક કામકાજ આપણા દેશમાં અસલથીજ લોકો પોતાની મેળે કરતા આવેછે એમ દેખાડવાની વધારે જરૂર હતી, અને આ બાબત બાઈ કુશનલાલે કાંઈક ઠીક પુરાવા કર્યાછે, તોપણ હિંદુઓના ગ્રામમંડળ (Village communities) વિગેરે પુસ્તકોની સહાયતા લીધી હોતતો એ વાત એથી પણ વધારે નિર્વિવાદપણે પુરવાર થઈ શકત. ખરી વાતતો એછે કે આપણા દેશમાં સ્થાનિક સ્વરાજ્ય બીજા કરતાં પણ એટલુંબધું હતું કે આટલાંબધાં પરરાજ્યો થઈ ગયાં અને તે ઘણાં જુલમગાર હતાં, તોપણ દેશીઓને તે જુલમ ઘણો જણાયો નહિ, કેમકે પોતાને દરરોજના સંબંધના તમામ કામકાજોતો તેમના પોતાનાજ સ્વાધીનમાં

હતાં, અને એમ હોવાથી તે રાજ્યોની સામા થવાની ગ્રામમંડળોને જરૂરજ પડી નહિ.

કાળે કરી જૂની સ્વરાજ્યની પદ્ધતિઓ ઈંગ્રેજ સરકારનું રાજ્ય થયું તે વેળા શિથિલાવસ્થાને પહોંચી હતી, અને પાછલાં સો દોઢસો વર્ષની અંધાધુંધીથી લોકો એવા સાર્વજનિક બુદ્ધિ વિનાનાં, ટૂંકી નજરનાં, આપ આપનુંજ જોનારાં, તથા બીકણ ને કાયર થઈ ગયા હતા, કે તેમનાંથી તે શિથિળ થઈ ગએલી પદ્ધતિઓ પણ બરાબર ચાલી શકતી નહોતી. આ બધાં કારણોથી તે બંધ કરવામાં આવી, અને તેની લોકે કાંઈ પણ દરકાર રાખી હોય એમ જણાતું નથી. પરંતુ ઈંગ્રેજસરકારને ધીમે ધીમે માલમ પડવા લાગ્યું કે આવા મોટા રાજ્યનો વહીવટ લોકને કેટલેક દરજ્જે સામિલ રાખ્યા વિના જોઇએ તેવા ચાલવો એ શક્ય નથી, અને તેથી લોકને સ્વરાજ્યના સત્તા કેમ અને કેટલી આપવી તેનો વિચાર થવા લાગ્યો. અગાઉ લાર્ડ નાયર્ણકે કાંઇક આરંભ કર્યા હતો, પણ સ્વરાજ્ય સત્તાનો મજબૂત પાયો નાંખવાનું માન લોકપ્રિય રિપન સાહેબને છે. એ સાહેબને હાથે તા. ૧૮ મી મે સને ૧૮૮૨ ને રોજ જે હિંદુસ્તાનની સરકારે મોટો ઠરાવ બહાર પાડ્યો તેજ હવે પછીનાં ઇતિહાસમાં લોકની સ્વરાજ્ય સત્તાનો મોટો પટો ગણાશે. આ ઠરાવની રૂએ છેવટ મુંબાઇની સરકારે જે બે આક્ટ (સને ૧૮૮૪ નો આક્ટ ૧ લો તથા ૨ જો) કાઢ્યા છે તેની સમજ આ બંને પુસ્તકમાં ઠીક આપી છે, પણ રાવસાહેબ કેશવલાલ વકીલ પરિશિષ્ટરૂપેતે મૂળ આકારમાંજ આપ્યાછે તેથી એમની ચોપડી વધારે કિંમતી થઈ પડે છે.

આ બંને પુસ્તકોનો મુકાબલો કરવા બેસીએ તો સોસાઇટીના પો અમારે પણ છેવટ પસંદગી બાઈ કેશવલાલનીજ પુસ્તકને આપવી જોઇએ. રાવસાહેબની ભાષા સારી અને શૈલી રસવાળીછે, પણ પ્રસ્તુત વિષયનો વિસ્તાર થોડો, અને કોઇક ઠેકાણે અનુચિત પણ છે. સરકારી વહીવટની સામા જોઇએ તે કરતાં વધારે સખ્તાઇથી લખવામાં આવ્યુંછે, અને તે છતાં છેવટે લોકને તો તેમની યોગ્યતા માટે મોઢું આમળાં જેવું મીઠુંજ મધારામભાઇએ આપ્યું છે. પોતે લખેછે કે "હજુ સુધી એ કામ લોકોથી કરાવવાનો સમય આવ્યો નથી. તે ક્યારે આવશે! તો તે વિષે કહેવું પ્રાય

છે ને જ્યારે ઇંગ્રેજી ભાષા શીખવાની સ્કુલો પ્રગણે પ્રગણે તથા કસ્બે કસ્બે થશે અને તે સરતે મૂલે મળ... ને તે કેળવણી પૂરી યુનિવરસિટીની પ્રવેશક પરીક્ષામાં પાસ થવાય તેટલે સુધી મળશે, ત્યાર પછી ૭-૮ વરસે તે વિદ્યાની કેળવણી લીધેલા લોકો પોતાના ધંધામાં પડશે, અનુભવ મેળવશે, તથા ખરૂં ખોટું સારાસાર સમજવા લાગશે; નિરિચ્છપણે કામ પોતાના દેશકલ્યાણાર્થે કરવાને મન કરશે; અને દેશકલ્યાણાર્થે તન મન ધનનો ખરચ કરવાની ઉત્કંઠા ધરશે; ત્યારે અને ત્યારેજ એ સમય આવશે." ! ! ! મયારામભાઇનું આમ થશે, આમ થશે, એ બધું નોંધતાં અમારાં આંગળાં પણ અકડાઈ ગયાં, અને સાર નીકળ્યો એકે આ ભવમાંતો હિંદુલોકો સ્વરાજ્યને યોગ્ય મયારામભાઇની ગણત્રીએ થવાના નથીજ ! હોય માણસ માણસના વિચાર છે, પણ એમાં અમને આશ્ચર્ય એટલુંજ લાગેછે કે લોકો અયોગ્યછે તો પછી સરકારી સત્તાથી જે કામો ચાલેછે અથવા ચાલતા તેની સામા શું કામ હદપાર જઇને પોતાની કલમ ચલાવી હશે. સરકાર કે લોક કોઇએતો એ કામ કરવાં જોઇએજ.

**પ્રમદા, અથવા સદ્ગુણી વહુ.** આ નાનું પુસ્તક આવ્યુંછે તો સત્યવક્તાની સાથેજ ભેટમાંજ, પણ એની વિશેષ પહોંચ આપવી એ અમને દુરસ્ત લાગેછે. આપણામાં 'નવલ' (વાર્તાઓ) નો શોખ ઉત્પન્ન થયોછે, પણ હિંદુની આધુનિક સંસારસ્થિતિ દર્શાવનારી એક પણ સારી વાર્તા હજુ રચાઈ નથી. એ જોતાં અમે આ "સદ્ગુણી વહુ" ને દરેક હિંદુ ઘરમાં પધારવાનું પ્રેમપૂર્વક આમંત્રણ કરીએ છીએ. આ વાર્તા હિંદુ સંસારસ્થિતિનું એક ઉત્તમ, રસભર્યું, અને આબેહુબ ચિત્રછે. એ પ્રથમ બંગાળીમાં કોઈ દેશી ગૃહસ્થે રચ્યુંછે, અને તેનો ઇંગ્રેજીમાં તર્જુમો પણ થએલો છે. આ ગૂજરાતી ભાષાંતર મૂળ બંગાળી ઉપરથી કે ઇંગ્રેજી આધારે કર્યુંછે તે આ ચોપડીની પ્રસ્તાવના જોતાં સ્પષ્ટ સમજાતું નથી. તેમજ ભાષાંતર કર્તાનું નામ પણ આપ્યું નથી.એ બાબતો ગમે તેમ હો, પણ અમેતો કહીએ છીએ કે એ જાણે ભાષાંતર નહિ પણ ગૂજરાતી ભાષાનો સ્વતંત્ર ગ્રંથજ હોય એવું શુદ્ધ ને રૂઢ ભાષામાં લખાએલુંછે, એની સંકળનાદિક બાબતોનું જો બીજી ભાષાના સાહિત્ય ગ્રંથોને મુકાબલે તોલન કરવા બેસીએતો એમાં ઘણુંક કહેવાજોગ છે, પણ આપણી ભાષાની

સ્થિતિ જોતાંતો એ વાર્તા એક નમુનાલાયક, અને જેવી સુબોધકારક તેવીજ એ રસમય છે.

આ પ્રસંગે અમારા ગૂજરાતીભાઇઓ જે ઇંગ્રેજી તો ભણી શકતા નથી, પણ વિદ્યાની હોંસ હોવાને લીધે કેટલોક ખાનગી અભ્યાસ કરવાને આતુર હોયછે, તેમને અમે બંગાળી ભાષા ભણવાની ભલામણ કરીએ છીએ. એની લિપિ એક જૂદી છે એટલુંજ, બાકી મરાઠીની પેઠે એ છ મહીનામાં બરાબર ભણી શકાય એવી ભાષાછે, અને હાલ આપણી સઘળી પ્રાકૃતોમાં એ ઘણીજ એડાએલીછે. એમાંથી જેમ જ્ઞાન વધારવાનું તેમજ ભાષાંતર કરવાનું પણ ઘણું મળી આવશે. ભાઈ નારાયણ હેમચંદ્રના લખાણનું ઘણું જોર તે ઉપરજ આધાર રાખે છે, અને અમે ઇછિએ છિયે કે બીજા પણ બંગાળનું વિદ્યાદ્રવ્ય ગૂજરાતમાં આણતા થાય.

**रासेलास,** એ ગૂજરાતી પત્રની ભેટમાં આવેલું છે, અને વળી અસલ સ્વર્ગવાસી ભાઈ ગિરધરલાલે ભાષાંતર કરી છપાવેલું તેને આધારે ઘણું કરીને આ આવૃતિ પુનઃમુદ્રિત થઇછે, તોપણ એ મૂળ પુસ્તક દા. જાન્સન જેવા એક સર્વોત્તમ ગ્રંથકારનું અને જાતે એક સર્વોત્તમ પદ્ધતિનું હોવાથી તે ફરીથી છપાવાની ખબર અમારા વાંચનારને આપવી એ અમારી એક ફરજ સમજીએ છિએ. જેને વિવેચક વાર્તા (Philosoppical novels) કહેછે તેનો ઇંગ્રેજીમાં આ એક સરસ નમુનો છે. મૂળ ભાષાંતરમાં જે ભાષાની ખામીઓ હતી તે અત્રે ઘણેક દરજ્જે દૂર કરવામાં આવીછે એ જોઈ અમે ઘણા સંતોષ પામીએ છિયે.

**कृषिविवेचन**—બનાવનાર મહાનંદ ભાઈશંકર ભટ્ટ, નડીયાદ હાઈસ્કૂલમાં ખેતીવાડીના શિક્ષક. વિષયઉપયોગી, અને ભાષા જોઇએ તેવીછે.

**शब्दार्थकोष.** (હિંદ લોકના ટુંકા ઇતિહાસનો) લખનાર, દયાશંકર શામજી ત્રિવાડી, તાલુકાસ્કૂલ માસ્તર અંજાર, કચ્છ. શબ્દોની વ્યુત્પત્તિ પર્યાય તથા સમજુતી આપવા પાછળ સારી મહેનત લીધેલી જણાય છે, અને અમે ધારીએછિયે કે જે મહેતાજીઓને હન્ટરકૃત ઇતિહાસ શીખવવો હાલ મુશ્કેલ થઈ પડ્યો છે, તેને એ જરૂરી તથા કિંમતી મદદ આપશે.

# निशाळोनां इनामपत्रक.

## સુરત વિભાગ.

જા. નં. ૨૭

કમાલછાડ તલાટી મોરારજી ભૂલાભાઈએ ૨૦૫ પુસ્તકો આપ્યાં—સચીણ. ઓવરશીયર મી. અંબાલાલ ખુસાલભાઈએ પોતાની બદલી વધારે પગારથી નાંદોદ થવાથી તેની ખુશીમાં ૨૨) ના પતાસાં ૨૦૫ ઠાકોર દુલા દાજીએ પોતાની ખુશીથી ૨૦૫ પતાસાં રવાના તા. ૯—૪—૮૬

(અંગ્રેજી સહી) મોહનલાલ રણછોડદાસ.

ડેપ્યુટી. એ. ઇન્સ્પેકટર સુરતવિભાગ

## ભરૂચવિભાગ.

આ. નં. ૩૯૦ તા. ૨૯-૬-૮૭

અંકલેશ્વર.—તા. ૧૩ મી જુન સને ૧૮૮૭ તે રોજ ભરૂચના રાવ-સાહેબ મામલતદાર સાહેબે છોકરીઓની પરીક્ષા લીધી ને રેન્તઓનું ઈનામ આપ્યું તે મુજબ એક ફંડ ઉભું કરી ઉત્તેજન આપવાને માટે અમુક વખતે ઈનામ વહેંચવું જોઇએ એવી રાવસાહેબ મામલતદારે મફેલા સદગૃહસ્થોને પોતાની ઉત્કંઠા દેખાડવાથી સદગૃહસ્થોએ રૂ૫૭) પોતાની રાજી ખુશીથી ભર્યાં તેનાં નામ, રૂ૧૦) પા. હરિભાઈ ગુલાબભાઈ રૂ૧૦) પા. પરભુદાસ રાઈજીભાઈ રૂ૧૦) મંબકલાલ ભવાનીશંકર ભરૂચ. રૂ૫) ગોપાળજી બાજી રૂ૫) પા. છીતાભાઈ દયાળભાઈ રૂ૩) પા. નારણભાઈ નરસીભાઈ રૂ૨) પા. વરધાભાઈ વસ્તાભાઈ રૂ૨) પા. ઈશ્વરભાઈ વસ્તાભાઈ રૂ૧) પા. બાઈજી પરાગ રૂ૧) પા. પરસોત્તમ ભીખા રૂ૧) પા. રણછોડદાસ કેશવદાસ કુલ રૂ૫૭) પા. હરિભાઈ ગુલાબભાઈને કોઈ કોઇ વખત ઈનામ આપવા આપ્યા છે રવાના તા. ૨૯-૬-૮૭

(ઇંગ્રેજી સહી.) ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી.

ડેપ્યુટી. એ. ઈ. ભરૂચ વિ.

(પાછળ પૃષ્ટ ૧૮૮ થી સાંધણ.)

બાડર—શેઠ ગોવરધન ૨૦૫ સાકર—કોટડા. કંદોઈ માનજી મકન ૨૦૫ પતાસાં—ગવરીદડ. સોની કેશવજી માધવજી ૨૦૫ ખાજુરે—નવા-

નગુરૂ કન્યાશાળા, નં. ૧ કુંવરશ્રી જસવંતસીંહ તથા કુંવરી રૂપાલીબા ૨૧ા શેરડી તથા પતાસાં—નં. ૨ જો. બાઈશ્રી જતનબાઈ તથા કુંવરી રૂપાલીબા. ૨૩ા શેરડી તથા પતાસાં—ખંભાલીયા કન્યાશાળા. શેઠ. દામોદર ઠાકરશી મુળજી ૨૩૪ા કપડ તથા પતાસાં બાઇ અંબાકુંવર પુરૂષોતમ ૨૦ પતાસાં—જોડીયા કન્યાશાળા. મોરારજી મથુરાદાસ ૦-૯-૦ પતાસાં—કાલાવડ કન્યાશાળા. મહારાજા જામસાહેબ તરફથી ૨૧) મીઠાઈ, બાચના હીરજી ૨૦ પતાસાં ગોંડળ કન્યાશાળા. શ્રીપુજ્યજીએ ૨૨) પતાસાં—ભાયાવદર કન્યાશાળા. મે. વોરાજી ડીવીઝનના આસી. રેવીન્યુ કમીશનર તથા મહાલકારી તથા પોષ્ટખાતાના ઇન્સ્પેકટર સાહેબ ૨૧ા પતાસાં—સાપર. ઠા. ઠાકરસી લવજી ૨૧) સાકર—બેડી. મેહેરબાન મીસીસ મેકલીલન્ડ ૨૧) મીઠાઈ—ભાડલા, સ્કુલ કમિટિના પ્રેસીડન્ડ તથા મેમ્બર ૨૧) પતાસાં—રાવળ. ન્યાયાધીશ સાહેબ રંગીલદાસ વરાણાથી ઠ. પ્રેમજી રેવજી છગનલાલ અમરજીએ મળી કુલ ૨૧—ગુંદા, બાણવડ વહીવટદાર સુંદરજી જેશંકર ૦-૯-૦ પતાસાં—રાણુ. શેઠ. મુળજી કલ્યાણજી રાજકા ૨૩ા રૂમાલ તથા સાકર—બેલા, ઠ. વલમજી શવજી ૨૦ાા દ્રાક્ષ—હડીયાણા. મહારાજાશ્રીજી જામસાહેબ તરફથી ૩૧૮) અડદીયા—વસાઈ, બાણવડ પોલીસ ફોજદાર સાહેબ ૨૪) અડદીયા—વાવડી. મેતા વીરજી દામોદર ૨૧) ખજુર—સરપદડ. વહીવટી કારકુન જાદવજી મીઠા ૨૪ાા સાકર—કુવાડવા કારકુન ગંગાધર શીવનારાયણ ૨૦ા સાકર—ગોંડલ બ્રાંચ. ઓવરશીયર સુતાર મેઘજી જેઠા ૨૨) શેરડી—મોવૈયા. ગામલોકો તથા ખોજા કાળા પ્રેમજી ૨૪) સાકર—ખોખરી. ગોંડલ ડીવીઝનના કા. રણછોડદાસ તથા ફોજદાર રતનશી ભીમજી ૦—૧૪—૦ પતાસાં. ઠકર વલભદાસ ઉકરડા ૩૨) પતાસાં ગામલોકો તરફથી ૦—૭—૦ પતાસાં—સરસાઈ. ડાકટર સાહેબ તથા શેઠ પુરૂષોત્તમે ૨૦ાા મીઠાઈ-મોટીખીલોરી. ગોંડલ સુલતાનપુર મહાલકરી પ્રભુલાલ આત્મારામ ૦—૫—૦ સાકર—કોલીથડ.ગોંડલના રેનજર ફોરસ્ટ આફીસર તથા સ્કુલકમિટિએ ૨૩—૨—૦ પુસ્તક તથા સાકર કપડ-ખંભાલીયા કન્યાશાળા.શેઠ દામોદર ઠાકરશી મુળજી ૨૫૦૦ ની લોનનોટનાં વ્યાજમાંથી સ્કાલરશીપ આપવાસારૂ—સુપેડી. સોની કહાનજી પુરૂષોત્તમ ૨૦ા સાકર ગીગણી. પાનેલી વહીવટદાર તથા મેમ્બર

છીંટ, સાકર, શેરડી થઈ રૂ૩ા—જાલીયા વરજાંગ. સ્કૂલ કમિટિ તરફથી રૂ૦ા—રામોદ. મે. કોટડા તાલુકદાર સાહેબ રૂ૦ા સાકર—ધ્રાફા. તાલુકદાર સાહેબ રૂ૨) મીઠાઈ—મુલીળા. નામ્બેક નાનજી જેશંગ રૂ૦ મીઠાઈ—આલીધા. ટીલાયત કુંવરશ્રી રાવસીંહજી રૂ૧ાા સાકર—મોરબી કન્યાશાળા. મેતા જલા દેવજીના મેનેજરે બધી ૩ પા ઓને જમાડી આચાર્યજી મહારાજ રૂ૩—૧—૦ ગોપડીયો તથા દ્રાક્ષ—ઓલીયા. મહારાજા જામસાહેબ તરફથી રૂ૧૦) પેંડા—દલાલ નાનજી પેલા તથા ઠ. વાલજી ધનજી રૂ૨ાા ખજુર તથા બોર—સલાયા, સ્કૂલ કમિટી તરફથી રૂ૨)સાકર—લાલપુર, મહારાજા જામસાહેબ તરફથી રૂ૧૧ મીઠાઈ—જોડીયા. ડા. મુળજી વાલજી રૂ૩ા શાકર—કેસારા પૂંજા પરશોતમ રૂ૩)દ્રાક્ષ-વકીલ, શામજી પુરૂષોતમ રૂ૩)દ્રાક્ષ—બાલંભા.જોડીયા તથા બાલંબાના વહીવટદારસાહેબ રૂ૧ાાપતાસાં—મોરબી મુખ્ય.બાઈશ્રી મોધીબા રૂ૧૦)પતાસાં—મોરબી બ્રાંચ. ભાઈરામ સીંગગીરમે રૂ૦ાા સાકર તથા કોપરૂં. બાઈશ્રી મોધીબા, રૂ૩) પતાશાં શ્રાવકના આચાર્યજી રૂ૭—૧૦—૯ ગોપડી તથા દ્રાક્ષ—ખાખરેચી ગામલોકો તરફથી રૂ૧ાા પતાસાં.—વિરપૂર. સ્કૂલ કમિટિના મેમ્બર તથા પ્રેસીડેન્ટ તથા મ. ઠાકોર સાહેબ તરફથી કામદાર સાહેબ રૂ૧ાા—જોડીયા કંન્યાશાળા, કરાંચીની કન્યાશાળાના મહેતાજી વાલનગર બાળગર રૂ૦-૧૩-૯સાકર—કાળાવડ કંન્યાશાળા.મે.રા.રા.રાઘવજીભાઈની તરફથી રૂ૫ાા-સલાયા કંન્યાશાળા. સ્કૂલ કમિટિ તરફથી રૂ૦—૧૩—૦—મોરબી કંન્યાશાળા. બાઈશ્રી મોધીબા રૂ૨) પતાસાં—ભાડલા. સોની અરજણ ભીમ રૂ૦ાા સાકર—જોધપુર કંન્યાશાળા. વહીવટી કારકુન ગૌરીશંકર નરભેશંકર રૂ૦ા પતાસાં—ભોપર, કામદાર દયાળજી તથા કરસનજી રૂ૦ા સાકર—સરધાર. ગાંધી કાળા વૃજપાળ રૂ૦ાા—બાંટેર. જીવાઈદાર મોતીચંદ તથા પરેખ નાનજી રૂ૧ાા સાકર—છત્રાસા. ગીરાશીયા તથા ગામલોકો તરફથી રૂ૩ાા સાકર—વારોપડ. કમિટિના મેમ્બર રૂ૧) સાકર—વિરપુર. મ. ઠાકોરસાહેબ તરફથી રૂ૧—)ધંબાળીયા કંન્યાશાળા. પણીવા. લીલાધર મુરારજી રૂ૨૦) ગોપડીયો તથા ગોપાનીવા. રેવાકુંવર હરીરામ રૂ૨) પતાસાં—હડીયાણા કંન્યાશાળા. ડા. માધવજી માનજી રૂ૧ાા ગ્લેટો—

ખરેડી. રાજકોટના શેઠ ત્રીકમજી ભવાન, ૦—૧૩—૦ સાકર—સલાયા કન્યાશાળા. સ્કૂલ કમીટી ૨૦ સાકર રવાના, તા. ૨૬-૪-૮૬ મુ. ટંકારા.

(અંગ્રેજી સહી) આશારામ દલીચંદ
ઈનચાર્જ ડેપ્યુટી, એ. ઈ. હાલાર.

જા. નં. ૩૪ સને ૧૮૮૯-૮૮

મહુવા. એ. વ. સ્કૂ. અત્રેના મુસલમાન ગૃહસ્થ શેઠ મનજીભાઈ નથુભાઈએ અત્રેની અંગ્રેજી સ્કૂલમાં તથા બંને સરકારી ગૂજરાતી નિશાળોમાં ભણતા મુસલમાન વિદ્યાર્થીઓને તથા કન્યાશાળામાં મુસલમાન કન્યાઓને પાંચ વરસ સુધી દરેક ધોરણમાં વાર્ષિક પરીક્ષામાં પાસ થાય તેમાંથી ઉપલા ત્રણ નંબર સુધી ૨૨ા ૨૨) તથા ૨૧) અનુક્રમે રોકડ ઈનામ આપવાને કબુલ કર્યું છે. તે ઈનામ વેહેંચવાને તા. ૨૧ જુન ૧૮૮૭ ના રોજ સાંજના પાંચવાગે મહાજનની ધર્મશાળામાં શેહેરના મુખ્ય અધીકારી સાહેબો તથા શેઠ સાહુકારોનો સારો મેળાવડો થયો હતો અને ભાવનગર સ્ટેટના આસીસ્ટંટ વસુલાતી અધીકારી સાહેબ મેહેરબાન કનૈયાલાલ ગીરધરલાલના હાથથી ઈનામ વેહેંચાવાં હતાં.

દરેક કલાસમાં પેહેલા નંબરના એકેક હિંદુ વિદ્યાર્થીને પણ ૨૧) એકે એક રૂપીઓ સદરહુ ગૃહસ્થ તરફથી ઈનામ આપવામાં આવ્યો હતો.

મહુવાના મહાજન તરફથી બધી સ્કૂલોમાં મળી ૨૧૨ અંકે બાર રૂપીઆની મીઠાઈ વેહેંચવામાં આવી હતી.

ઈનામના રૂપીઆ વેહેંચાયા તેની વિગત.

| | |
|---|---|
| અંગ્રેજી સ્કૂલમાં | રૂ ૧૪—૦—૦ |
| ગુજરાતી સ્કૂલ નં ૧ લો | રૂ ૨૮—૦—૦ |
| એજન નં. ૨ જો, | રૂ ૧૮—૮—૦ |
| કન્યાશાળામાં. | રૂ ૧૪—૦—૦ |
| કુલ | રૂ. ૭૪—૮—૦ |

મહુવા. ફ. ગ્રે. એ. વ. સ્કૂલ. તારીખ ૪ જુલાઈ ૧૮૮૭ } નીછાભાઈ પી. દેસાઈ, હેડમાસ્તર ફ. ગ્રે. એ. વ. સ્કૂ. મહુવા.

જાવક નંબર ૫૮ સને ૧૮૮૬-૮૭
પાલણપુર વિ.

ડીસા—કોઠારી સોભાગ્યચંદ વેલજી ૨૬) ની ચોપડીઓ તથા ૨૨) પાણી પીવાના. પટેલ હેમા જીવા ૨૨) ની ચોપડીઓ શા. ઉજમ રામચંદ ૨૧) મીઠાઈ શા. મોતી શામલ ૨૦ા મીઠાઈ—ધાનેરા, સ્કુલ કમીટીના મેમ્બરો તથા સદગ્રહસ્થો તરફથી ૨૨) ચોપડીઓ—ઉણુ. સીહોરીના થાણદાર કેશવલાલ બીજલાલ ૨૧ા મીઠાઈ જાગીરદારો ૨૧) મીઠાઈ મેમ્બરો રેન મીઠાઈ મે. પા. પો. સુ. સા. બા. પધારેલ તે વખતે ઠાકોરો તરફથી ૨૧) મીઠાઈ તથા ૨૩) શીક્ષકોને—દીયોદર. સ્કૂલનુ વાસ્તુ કર્યું તે વખતે ઠાકોર સાહેબ તથા સ્કૂલ કમીટીના મેમ્બરો તરફથી ૨૩—૨—૦ ચોપડીઓ—વારાહી. મે. પા. પો. સુ. સા. બા. પધાર્યા તે વખતે મલેક રેનાજી વીગેરે જાગીરદારો તરફથી ૨૪) મીઠાઈ—થરાદ, મે. પા. પો. સુ. સા. બાહાદુર પધાર્યા તે વખતે થરાદ ઠાકોર સાહેબ તરફથી ૨૨) ચોપડીઓ, તથા ૨૨) મીઠાઈ—થુઈગામ, મુખી ઠાકોર એનાજી લાલજી ૨૫) શીક્ષકોને દરબાર નરસીંગજી ભુપતસીંગજી વીગેરે ૨૨) શીક્ષકોને ગામના સદગ્રહસ્થો તરફથી ૨૩—૨—૦ ચોપડીઓ—ડુંવારેદ. મે. નાદેઅલીખાનજી બહાદુર ૨૫) મીઠાઈ ૨૪) શીક્ષકોને તથા તેમના રાણીસાહેબ ૨૩) મીઠાઈ તથા ૨૧) શીક્ષકોને ગોરજી માણેકવિજય રંગવિજય ૨૨ા મીઠાઈ—ટુવડ ખુદાવીંદ સુરેતજાખાનજી સાહેબના કારભારી બાહાદુરચંદ નેહાલચંદ તરફથી ૨૨ા ચોપડીઓ તથા ૨૦ા મીઠાઈ—મુજપુર. સેકન્ડકલાસના માજીસ્ટ્રેટ નરસીંહપ્રસાદ ત્રીકમલાલ ૨૧) મીઠાઈ.

મોતીલાલ વ. પટેલ.
તા. ૨૫ માહે મે સને ૧૮૮૬ ડે. એ. ઇ. પાલણપુર.

---

જા. નં. ૮૪ સને ૧૮૮૬—૮૭
ખેડા વિભાગ.

કેરીઆવી—મુખી, બાબરભાઈ બાપુજી તથા તલાટી ગીરધરલાલ હરસદરાવ ૨૨—૯—૯નું ઈનામ વહેચ્યું ને ૨૦—૫—૦ પતાસાં વહેચ્યાં—કણઝોડા. સદગ્રહસ્થો તરફથી ૨૧—૨—૦ નું ઈનામ વહેંચાયું—ઉમરેઠ.

સ્કુલ કમીટીના મેંમ્બરો તથા ભટ નરભેરામ મયારામ રૂ૧) મીઠાઈ કન્યા-
શાળામાં રૂ૦ ને રૂ૦—૨—૦ છોડીઓને આપ્યા—અન્જરપરા સ્કુલ કમી-
ટીના મેમ્બરો રૂ૧—૮—૬ ની ચોપડીઓ તથા રૂ૦ મીઠાઈ—ભાળજ
તાએ કાસર. શા હરીવલ્લવ હીરાચંદ જે છોકરા આગલા ધોરણવાળા અ-
ભ્યાસ કરવા બાળજ જતાક તેમને જમાડ્યા.—મેહેળજ. સુરત જીલ્લે પા-
રડીના તાલુકાના ફોજદાર તથા પોલીસપટેલ રૂ૦ા સાકર વહેંચી—ખેરેટી.
ઉતેલીયા તાલુકે ધોળકાના કારભારી રૂ૦ છોકરાઓને મીઠાઈ વહેંચી—
શારુતાપૂર. ભાવસાર જેઠા કેવળ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧)
પતાસાં વહેંચ્યાં—ચકલાશી. કાશીભાઈ રણછોડ શનીભાઈ લખ્ખાભાઈ મુ.
મે. ભટ રણછોડ નરભેરામ રૂ૧) પતાસાં તથા રૂ૧) પતાસાં વહેંચ્યાં—વાંઠ-
વાળી. મૂખી. રખીદાસ આતમદાસ રૂ૧) પતાસાં ગામલોકોની તરફથી
તથા તલાટીની મદદથી—ખંભોળજ. તા. લો. ઓ. ક. મે. લલુભાઈ
કાશીભાઈ રૂ૧—૭—૦ તથા કેશવલાલ દામોદર રૂ૨) માંડવો બાં-
ધવા બાગ ઉપર—ભાળજ. થામણાના જમાદાર પીરમીયાં ઉમ-
રમીયાં રૂ૦ા પતાસાં વહેંચ્યાં—શારુતાપૂર. શેઠ. શીવલાલ રણછોડદાસ
રૂ૧) નાં પતાસાં વહેંચ્યાં—કાળસર. ફોજદારસાહેબ મુસ્તફાખાંન રૂ૧)નાં
પતાસાં વહેંચ્યાં—કઠલાલ. સ્કુલ કમીટીના મેમ્બરો રૂ૧ા ચોપડીઓ વીગ-
રે—પીપળાવ. એજન ૦—૭—૦ પતાસાં વહેંચ્યાં—આંત્રોલી. અડાસની
નીશાળના મે. લક્ષ્મીચંદ કર્મચંદે રૂ૧) પતાસાં વહેંચ્યાં—રંગાઈપૂરા. પટેલ
મૂળજી ગલાબાઈ સ્કુ. કે. મેમ્બર રૂ૦ા પતાસાં વહેંચ્યાં—ખડોલ. રૂપપરાના
તલાટી લક્ષ્મીશંકર દામોદર તથા ઉધરાતદાર પા. ગીરધર ભગવાન રૂ૧)
ચોપડીઓ નં. ૧૪ છોકરાઓને વહેંચી—સીસી. શેઠ નરભેરામ વલ્લવદાસે
રૂ૨—૨—૯ ચોપડીઓ છોકરાઓને વહેંચી—સંખ્યાડ. ગામ. પોદરાના
શા. હરગોવિંદ ભાઈચંદ રૂ૦ા બાબાશાઈનાં પતાસાં વહેંચ્યાં—માતર. શેઠ.
મગનલાલ વ્રજવલ્લવ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૩) પતાસાં રૂ૩—૪—૯
ની ચોપડીઓ છોડીઓ છોકરાને વહેંચી—ત્રાજ. સ્કુલ કમીટીના મેંમ્બરો
રૂ૫) ચોપડીઓનું ઈનામ આપ્યું.—કરમસદ. પા. વલ્લવભાઈ દાદાભાઈ
પોતાના છોકરાને નિશાળે બેસાડી છોકરા તથા છોડીઓને રૂ૨) પતાસાં
—બોચાસણ. સોની ગીરધર લાલદાસ પોતાના છોકરાને નિશાળે

અમદાવાદ વિભાગ.

જા. નં. ૧૯૨.

દેહેમાઈ.—શા. પ્રેમચંદ રાયચંદ રૂ૦॥ સાકર રૂ૨—૨—૬ ચોપડીયો વાર્ષીક પરીક્ષા વખતે.—મોડાસા. શેઠ. કાળીદાસ સંકરદાસે પોતાના પુત્રને નિશાળે બેસાર્યાની ખુશાલીમાં રૂ૫) ચોપડીઓ રૂ૨) મીઠાઈ. ગામના માજન લોકો તરફથી વાર્ષીક પરીક્ષા વખતે રૂ૨॥ પતાસાં—મોડાસા કન્યાશાળા. મ્યુનિસિપાલીટી તરફથી રૂ૭॥ રેલ તથા મીઠાઈ. મ્યુનિસિપાલીટી તરફથી વારસીક પરીક્ષા વખતે રૂ૩—૪—૪ કાંમળીઓ તથા ૨૦-૧૧-૮ મીઠાઈ. રૂ૧) ચોપડીઓ તથા રૂ૦॥ મીઠાઈ. મહેરબાન ડીરેકટર સાહેબ તથા મે. જી. બી. રીડસાહેબ કલેકટર જીલ્લે અમદાવાદ મે. ડાયરેકટર સાહેબે વીઝીટર કરી તે વખતે રૂ૧—૧—૩ મીઠાઈ રૂ૪૪—૫—૯ લુગડાં ઓઢણીઓ વગેરે. મહાલકરી સાહેબ તરફથી રૂ૫) ગામ લોકો તરફથી રૂ૧૫) રા. ત્રીભોવન અમથા રૂ૨) મ્યુનીસીપાલીટી તરફથી રૂ૮—૭—૦ કુલ રૂપીઆ ૪૫-૭-૦ ઓગાણજ. સાકરલાલ ગૌરીશંકર વ્યાસ આ. હેડકલાર્ક અમદાવાદ સ્પીનીંગ સાહાપુરના છોકરાંની પરીક્ષા વખતે રૂ૦॥ પતાસાં.—વાંચ. કારભારી મહીપતરામ અમરતલાલે ખુશીથી રૂ૧) પતાસાં.—વહેલાળ, પા. વલભભાઈ નથુભાઈ, શીવલાલ હેમચંદ. તથા કસ્તુરદાસ મનસુખ રૂ૧॥ મીઠાઈ ખુશીથી.—વજાદ. શા. ડુંગરદાસ આશારામ રૂ૦॥ પતાસાં.—ગામડી. લલુભાઈ કરશનદાસ વડુવાના અફીણના સર્ણદી રૂ૨) ચોપડીયો તથા રૂ૦॥ મીઠાઈ. રા. પા. લલુભાઈ તુળશીદાસ નાંદેદ સ્ટેટ પોલીસ સુપ્રીટેન્ડેન્ટ કલાર્ક રૂ૦॥ ચોપડીયો તથા રૂ૦ સાકર—કુહા. લલુભાઈ જેસંગભાઈએ રૂ૧) પતાસાં—નાંદેજ. ઓછવરામ જમીયતરામ ધોળકા આપકારી ઈનસ્પેકટર રૂ૦॥ પતાસાં.—વજાદ શા. તારાચંદ લલુભાઈએ પોતાના ભત્રીજાને નિશાળે બેસાર્યા તેનાં તથા છોકરાનાં રૂ૦॥ પતાસાં, શા. કેવળદાસ હરગોવન રૂ૦॥। પતાસાં, શા. લલુભાઈ મગલચંદ રૂ૦॥ પતાસાં—ગીરમથા. જોશી દાજી ખુશાલ રૂ૦॥ પતાસાં તથા પા. મકનદાસ રધાભાઈએ છોકરાને નિશાળે બેસારી રૂ૦॥ પતાસાં.—ઝાંણુ. રામકૃષ્ણ કેશવલાલ રૂ૨) ચોપડીઓ, ભટ ગણપતરામ ગૌરીશંકર રૂ૦ પતાસાં.—નરોડા. શા. ગ–

બડ ત્રીકમ ૨૧) શા. મુળચંદ ગગલ ૨૧) પોતાના છોકરાઓને નીશાળે બેસારી ખાંડનાં રમકડાં આપ્યાં.—ઝાંણું. ગણપતરામ ગૌરીશંકર ૨૦। પતાસાં. બેજન ૨૦॥ પતાસાં.—કણભા. દીવાન સાહેબ નજફ અલીખાં ૨૨) પતાસાં.—દાણીલીમડા. શા. લલુ રવચંદ ૨૦—૧૦—૬ પતાસાં. પા. મથુરભાઈ જેઠાભાઈ છોકરાનો જન્મ થવાથી ૨૧) પતાસાં.—ઓગણજ સુંદર ભવાનીશંકર ૧૧—૮—૩ વીદ્યાર્થીઓને લાડુ જમાડ્યા.—નરોડા. પા. ત્રીકમ રણછોડ ૨૧) મીઠાઈ તથા બ્રાહ્મણના છોકરાને દક્ષણા. ગામડી, શેઠ. ચતુરભુજ વાઘજી ગાંધી. હંસરાજ જેઠાભાઈ ૨૧) પતાસાં. નીકોલ.—છોટાલાલ બાલારામ વસોના વાલમ બ્રાહ્મણ ૨૦। પતાસાં. કણભા. લેઉવા પાટીદારના પંચ તરફથી ૨૧૦) ટોપીઓ, રૂમાલ, ચોપડીઓ મીઠાઈ વગેરે. શા. રણછોડ હરજીવન ૨૧) મુખી. બેચરભાઈ વસ્તાભાઈ ૨॥ છોકરાને નિશાળે બેસારી ખાંડ તથા રમકડાં—કણભા. ઓતમ જીજીભાઈ છોકરાનો જન્મ થવાથી ૨૧) પતાસાં.—માંડલ—વોરા. ધરમશી ફુલચંદ છોકરાને નિશાળે મુકીને ૨। નાં પતાસાં.—સ્કૂલ કમેટીના મેમ્બરો ૨૦॥ પતાસાં.—પાટડી કન્યાશાળા. દેશાઈ શ્રી રણછોડભાઈ મોહનભાઈ ૨૧) પતાસાં. મ. આ. ડે. એ. ઈ. રણછોડલાલ મહુકચંદ ૨૦॥। ચોપડીઓ. પરી. વેલજી રણછોડદાસ પરી. જમનાદાસ છગનલાલ. શુકલ. મગનલાલ શીવરામ ૨૦॥ સાકર.—રામપુરા. કારબારી કાળીદાસ નથુભાઈ ૨૯॥ ચોપડીઓ.—અડવાલ, મેમ્બર. માહાશંકર નરસીરામ ૨૧॥ ચોપડીઓ.—નાવડા, સંઘવી. નથુ કલા ૨૦॥। સાકર. બાડીપડવા—સ્કૂલના મેમ્બરો તરફથી તથા પારેખ. વેલા નથું ૨૧) સાકર વાઝુકડ. વહીવટદાર. કલ્યાણરાવ જુઠાભાઈ ૨૧) સાકર—ધોળેરા કન્યાશાળા દાકતર મરમદ ૨૧) પતાસાં—ધોળેરા બ્રેંચ નં ૨ જો. સોની જાદવજી હીરાચંદ ૨૨॥ પેંડા છોકરાને નિશાળે બેસાડીને—રાણપુર. શ્રી ગોસ્વામી મહારાજ ગોવરધનલાલજી. નરસીંહલાલજી ૨૪) પતાસાં. તથા ગામલોકતરફથી ૨૬) ચોપડીઓ તથા લૂગડાં—રાણપુર. કન્યાશાળા. મહારાજ ગોવરધનલાલજી નરસીંહલાલજી તરફથી ૨—૧૪—૬ લૂગડાં તથા ચોપડીઓ શા. ગફાતજવરભાઈ ૪—૧૧—૦ તથા મેરાઈ જીવરાજ ગોકલ

૦—૮—૩ ચોપડીઓ નં. ૨૫ પેહેલી ૭ બીજી ૨ દરબાર જીવાભાઈ બાપાભાઈ રૂ૧) સાકર—વીરસલપુર. શા. હરગોવંન ધનજી રૂ૦ા પતાસાં—સાણંદ કન્યાશાળા. મે. ડાક્ટરસાહેબ ૦—૬—૦ ત્રીજી ચોપડી શેઠ. સાંકળચંદ કરમચંદ ૦—૪—૬ મીઠાઈ—સાણંદ. ગામલોકો તરફથી રૂ૬) પતાસાં તથા કસરતવાળાને દુધ પાયું.—વીરસલપુર. છગનલાલ નરસીદાસ રૂ.૫) પતાસાં તથા મીઠાઈ સ્કૂલ કમીટીના મેમ્બરો. રૂ૧ા પતાસાં—સરખેજ. ગામલોકો તરફથી રૂપા પતાસાં રૂમાલ વગેરે—ગોધાવી કન્યાશાળા. શા. કાળીદાસ ખુશાલ સ્કૂલ. કે. મેંબર રૂ૧) પતાસાં—સરખેજ કન્યાશાળા. ગામલોકો તરફથી રૂપા પતાસાં તથા રૂમાલ વગેરે—સરખેજ. શીવજી ગોવીંદજી ઓવરસીયર વકીલ રણછોડલાલ નરોતમદાસ રૂ૨) પતાસાં—સાણંદ તાલુકાસ્કુલ. રા. ગોકળભાઈ મકનદાસ કચેરીના કારકુન સાહેબ રૂ૪) સાકર—ચાંપલ. સાણંદના અવલકારકુન મગનલાલ ગોવીંદરામ રૂ૧) સાકર વહેરાં. મુસે નુરા. રૂ૦ા પતાસાં—ચોરવડોદરા. બ્રહ્મનારાયણ હરીનારાયણ પરમંસ રૂ૪) ચોપડીઓ તથા મીઠાઈ—રેથળ. જમી. અબરામ રઘુરામ કારકુન રૂ૧) સાકર બ્રહ્મનારાયણ હરીદાસ પરમંસ રૂ૨) સાકર—પ્રાણશંકર મયાશંકર તલાટી રૂ૦ાા ચોપડીઓ ઠકર. સુંદરભાઈ વસરાભાઈ રૂ૨ા ચોપડીઓ કાગળ પતાસાં—સરખેજ કન્યાશાળા. રા. જનારદન વાસુદેવ ૦—૭—૬ પતાસાં—શેલા. ચુનીલાલ મંછારામ તલાટી રૂ૦ા રા. રણછોડ મેમ્બર ૦—૪—૦ મીઠાઈ પા. કીશોર સોધરદાસ રૂ૦ા મીઠાઈ. શા.ગગલ હરજીવન રૂ૦ા મીઠાઈ શા. રાયચંદ જીવરાજ રૂ૦ા મીઠાઈ. બીજા ગ્રહસ્થોએ મળી કુલ રૂ૨ા—ગાંગડ કન્યાશાળા. ખવાસ. સવાભાઈ સંઘરામ દરબારના રૂ૩)સાકર—વાસણા કેલીયા. પા. શીવલાલ ગંગાદાસ પા. કેવળ કુબેરદાસ પા. મોહનલાલ કરશન બાવળાના રૂ૧૪—૧૩—૦ ચોપડીઓ—ત્રાંસદ. પારેખ. કાળીદાસ હરીભાઈ અમદાવાદ રૂ૦ા પતાસાં—બાવળા કન્યાશાળા. વીરમગામના દરબારશ્રી રામસંગજી કેશવજી દેસાઈ રૂ૮) રૂ૭ લુગડાં રૂ૦ાા મીઠાઈ—બાવળા મુખ્ય. એજન રૂ૮) રૂ૬) ચોપડીઓ

૨૨) મીઠાઈ—આંમલીઆરા. દેસાઈ. રણછોડ પરસોતમ દેસાઈ. લલુભાઈ જેઠાભાઈ દેસાઈ. જગજીવન હરીભાઈ દેસાઈ પ્રેહેલાદજી અંબારામ પાટડીના ૨૧) પતાસાં—એરજન. પા. મુનદાસ પરસોતમ ૨૧) પતાસાં—ગાંગડ. ખવાસ સવાઈભાઈ સગરામ દરબારના ૨૪) સાકર—સાલજડા. દેશાઈ. પરેજભૂષણ નરોતમ રૂપાલના તલાટી.તલાટી.ત્રીભોવન પરભુદાસ મુખી.જેઠાભાઈ નરસીદાસ પા. મનોર પીતાંમર પા. ગોવન ખોડીદાસ પા. જેઠા પરસોતમ ૨૧॥ ચોપડીયો-જલાલપુર વજીફો. મુખી મથુર નાગર ઠકર. જોધતા ભગવાન ૨૮) પતાસાં—ધોળકા કંન્યાશાળા. મે. અમદાવાદ જીલ્લાના સીવીલ સરેજન સાહેબ. ૨૧૦) મીઠાઈ લુગડાં વગેરે—વાસણા કેલીયા. પા. જેશંગભાઈ ત્રીકમદાસ પા. ત્રીભોવન ગંગાદાસ (કવિ) ૨૮—૧૧—૦ ચોપડીઓ—ગાંગડ કંન્યાશાળા. હીરાચંદ વેલજી કારભારી ૨૭) ની સાકર. વાઘેલા કં. થડજી મોડાજી ૨૦॥ ની સાકર—ગાંગડ મુખ્ય. એજન ૨૩॥ ની સાકર—કોઠ કંન્યાશાળા. મોહનલાલ કલ્યાણજી અવલ કારકુન ૨૦॥ નાં પતાસાં—ધોળકા કંન્યાશાળા. મે. સાહેબ બહાદુર મીસીસ સેપર્ડ સાહેબ તરફથી ગામલોકો તરફથી મળીને ૨૩૫) રેજા, રૂમાલ, પતાસાં વગેરે બેરાંનો મેલાવડો કરીને—ગાંગડ મુખ્ય તથા કંન્યાશાળા. મુખ્યકારભારી મગનલાલ બાપુશંકર ૨૩૨) ની ચોપડીઓ અને મીઠાઈ—શંશામ થાંચ, દેશાઈ રા. અમરસીંહજી કેશવભાઈ સ્વસ્થાન પાટડી ૨૦—૬—૦ નાં પતાસાં—ઉતેળીઆ. નેકનામદાર મજકુરના ઠાકોર શ્રી સુરચંદજી દાજીરાજ ૨૫-૯-૬ ધોરણની ચાલતી ચોપડીઓ—દેહેગામ. શા. બાપુચંદ પ્રેમચંદ ૨૧) ની સાકર શા. મોતીચંદ ગુલાબચંદ ૨૧) ની સાકર—સાપરા. સ્કુલ કમીટીના મેંબરો ૨૦॥ નાં પતાસાં પરીક્ષા વખત પધારી—અખીઆવ. દરબાર સાહેબના કારભારી સા. હરીલાલ મયાશંકર ૨૦॥ ની સાકર—ચોરવડોદરા. શા. મોહનલાલ દામોદરદાસ પાંટડીના ૨૦॥ પતાસાં (મીઠાઈ).

રેવાને તા. ૧૯—૯—૮૯

(ઇંગ્રેજી સહી) મોતીરામ રાજારામ.

ડીપુટી એજ્યુકેશનલ ઇનસ્પેક્ટર અમદાવાદ વિભાગ.



## सरकारी जाहेरखबर.

લોઅરગ્રેડની સરકારી નોકરીમાં દાખલ થવાને સારૂ પહેલા અને બીજા વર્ગનાં સર્ટિફિકેટ મેળવવા ઇચ્છનારા ઉમેદવારોની પરીક્ષા નીચે લખેલી જગાએ તા. ૩ જી અક્ટોબર સને ૧૮૮૭ ને વાર સોમે સવારના ૧૧ કલાકે અને પછીના દિવસોએ થશેઃ—

અમદાવાદ, નડીઆદ, ગોધરા, ભરૂચ, સુરત, અને રાજકોટ.

૨. ઉમેદવારોએ ૩ જી સપટેંબર સને ૧૮૮૭ સુધીમાં ઉમરનાં સર્ટિફિકેટ મુકરર કરેલા આકારમાં કમિટિના પ્રમુખ ઉપર મોકલવાં. ઉમેદવાર જ્યાં જન્મ્યો હોય તે જિલ્લો, તાલુકો, અથવા એજન્સી, તથા ગામ કે શહેર તેણે સ્પષ્ટ રીતે લખવું. જે મધ્યસ્થળે ઉમેદવાર પરીક્ષા આપવાની ઇચ્છા રાખતો હોય ત્યાંના પ્રમુખને અરજ કરવાથી ઉમરના સર્ટિફિકેટનાં ફાર્મ તે મફત પૂરાં પાડશે. મહીકાંઠા અને પાલણપોર ઇલાકામાં રહેનારા ઉમેદવારોએ પરીક્ષા આપવા અમદાવાદ આવવું.

૩ બને ત્યાં સુધી જે નિશાળમાં છેલ્લે અભ્યાસ કર્યો હોય તે નિશાળના માસ્તર પાસેથીજ ઉમેદવારે ઉમરનું સર્ટિફિકેટ લેતા આવવું.

અમદાવાદ: } (સહી.) ઈ. જાઇલ્સ.
૧૨ મી જુલાઈ ૧૮૮૭ } એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. પ્રાં.

---

## शुद्धिपत्रक.

ગયા જ્યુન માસના અંકમાં લોકલબોર્ડની નિશાળોના મહેતાજીઓએ અને આસિસ્ટંટોએ શી રીતે વર્તવું તે સંબંધી જે નિયમો પ્રગટ થયા છે તેમાં પૃષ્ટ ૧૨૫ લીટી ૬ ઠીમાં "વાલીઓ" અને "સેક્રેટરી" એ બે શબ્દોની વચ્ચે "તે નિશાળ જે પ્રગણામાં હોય તે પ્રગણામાં" એટલું ઉમેરીને વાંચવું.

રાજકોટ } નવલરામ લક્ષ્મીરામ,
૧૧ મી જુલાઈ સને ૧૮૮૭ } એડિટર ગૂજરાતશાળાપત્ર.

—❊—



—❊—

«શાળોપયોગી»

# ટપાલ ખરચ માફ!

આ વર્ષથી ગૂજરાતશાળાપત્રના ગ્રાહકોને ટપાલ ખરચ માફ કરવામાં આવ્યું છે. આ વર્ષથી ફક્ત એક રૂપિયો ગ્રાહકોએ મોકલવો. કે તેમને બાર માસ સુધી ગૂજરાત શાળાપત્ર અમારા ટપાલ ખરચેજ રવાનું કરવામાં આવશે.

પણ એ લવાજમનો રૂપિયો અમને અગાઉથીજ મળવો જોઇએ. લવાજમ પહોંચ્યા પહેલાં અમે કોઇને પણ અમે અમારા ગ્રાહકોની ટીપમાં દાખલ કરી શકતા નથી.

રાજકોટ.<br>તા. ૧—૧—૯૦ } હરિલાલ વલ્લભરામ.<br>મૅનેજર, ગૂજરાતશાળાપત્ર.

---

# જાહેર ખબરનો ભાવ.

૧ થી ૬ લીટી સુધીનો રૂ૧)<br>
૭ થી ૧૪ લીટી સુધીના રૂ૨)<br>
૧૫ થી ૨૨ લીટી સુધીના રૂ૩)<br>
૨૩ થી ૩૦ લીટી સુધીના રૂ૪)

જો એકની એક જાહેર ખબર એક કરતાં વધારે વાર છપાવવી હશે તો જેટલી વાર છપાવશે તેટલા આના એક રૂપિયે ઓછા લેવામાં આવશે. જેમકે બે વાર છપાવે તો ઉપલા ભાવે જે થાય તેના રૂપિયે ૦ાા=, ત્રણવાર છપાવે તો ૦ાા—, ચારવાર છપાવે તો રૂ૦ાા, પાંચવાર છપાવે તો ૦ાા=, અને છ વાર છપાવે તો રૂ૦ાા—, લેખે કિંમત ગણવામાં આવશે. આ નિયમ છ માસ સુધીની બોલીને લાગુ પડશે. આખા વર્ષને માટે બોલી કરનાર પાસેથી રૂપિયે અર્ધોજ લેવામાં આવશે.

અગાઉથીજ આખી મુદતની કિંમત મળ્યા વિના અમે છાપવું શરૂ કરીશું નહિ, અને જે માસથી છપાવા માંડવાની હોય તેના પાછલા માસની તા. ૭ મી સુધીમાં અમને તે મળવી જોઇએ.

મુ. રાજકોટ.<br>૫ મી જુલાઈ ૧૮૮૭. } હરિલાલ વલ્લભરામ.<br>મૅનેજર ગૂજરાતશાળાપત્ર

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

SEPTEMBER 1887.

પુસ્તક ૨૨ મું. સપ્ટેંબર, ૧૮૮૭. અંક ૯ મો.

મ'તાજી બહુ મોટું બીજ, નામ તેમ છે કામ;—
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ઠ



CONTENTS:





( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.



વર્ષનો રૂપિયો એક અગાઉથી..........પોસ્ટેજ માફ.
છૂટક નકલ ૧) ના આના બે ..... ....., ૦॥ આનો

# ટપાલ ખરચ માફ!

આ વર્ષથી ગૂજરાતશાળાપત્રના ગ્રાહકોને ટપાલખરચ માફ કરવામાં આવ્યુંછે. આ વર્ષથી ફક્ત એક રૂપિયો ગ્રાહકોએ મોકલવો. કે તેમને બાર માસ સુધી ગૂજરાત શાળાપત્ર અમારા ટપાલ ખરચેજ રવાના કરવામાં આવશે.

પણ એ લવાજમનો રૂપિયો અમને અગાઉથીજ મળવો જોઇએ. લવાજમ પહોંચ્યા પહેલાં અમે કોઇને પણ અમે અમારા ગ્રાહકોની ટીપમાં દાખલ કરી શકતા નથી.

| રાજકોટ.<br>તા. ૧—૧—૮૬. | હરિલાલ વલ્લભરામ.<br>માનેજર, ગૂજરાતશાળાપત્ર. |
|---|---|



## ગૂજરાત શાળાપત્રના ગ્રાહકોને ચેતવણી.

આ માસિક અત્યાર સુધી પ્રત્યેક માસના મધ્ય ભાગમાં પ્રગટ થતું હતું. તેને બદલે ચાલુ વર્ષથી એ ૧ લી તારીખેજ અમદાવાદમાં બહાર પડેછે. તેથી જેને એ હિસાબે વખતસર નહિ પહોંચે તેણે વધારે સબુર ન કરતાં ઉતાવળે અમને ખબર કરવી કે ખૂટતા અંક શિલકમાં હોય તો ફરીથી મોકલવાનું બની શકે.

તેમજ હરકોઈ વિષય વિગેરે છપાવવું હોય તેણે ૭ મી તારીખની અંદર તે મોકલાવવું કે આવતા મહીનામાં તે પ્રગટ કરવાનું બની આવે.

| મુ. રાજકોટ.<br>તા. ૧૦ મી આગષ્ટ. ૧૮૮૭ | હરિલાલ વલ્લભરામ.<br>માનેજર, ગૂજરાતશાળાપત્ર. |
|---|---|



# ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૯ મું. સપ્ટેંબર. સન ૧૮૮૭. અંક ૯ મો.

## मुंबाइ इलाकानी निशाळो तथा कोलेजोने सारू ग्रान्ट-इन-एडनो धारो.

### प्रकरण १ लुं.

### સામાન્ય નિયમો.

૧. મુંબાઈ ઇલાકામાં સંસારી કેળવણીને મદદ આપવાને માટે સરકારી ફંડમાંથી પૈસાની અમુક વાર્ષિક રકમ આપવામાં આવે છે, અને તેની વ્યવસ્થા ડીપાર્ટમેન્ટ ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન કે જેને અત્રે હવેથી ડીપાર્ટમેન્ટજ કહેવામાં આવશે તેના હુકમ હેઠે આ નિયમોમાં દર્શાવેલી શરતો મુજબ કરવામાં આવશે.

૨. ડીપારટમેન્ટ ગમે તે વખતે મદદ લેનારી તમામ નિશાળોની તપાસણી તથા નીચે દર્શાવેલા નિયમોને અનુસારી પરીક્ષા કરી શકશે; અને તેનાં વ્યવસ્થાપકો અથવા માસ્તરોએ વખતો વખત માગવામાં આવે તેમ પત્રકો તથા ખબરો ડીપાર્ટમેન્ટને નિયમિત રીતે પૂરી પાડવી પડશે.

૩ સરકારી વર્ષ પહેલી એપ્રિલથી શરૂ થાય છે, અને જે સરકારી વર્ષમાં નિશાળોની પરીક્ષા લેવડાવવી હોય તે વર્ષની શરૂઆત પહેલાં ઓછામાંઓછા ૭ મહીના ઉપર ગ્રાન્ટ-ઇન-એડને માટે નિશાળ નોંધાવવાની અરજી મોકલવી જોઇએ. આવી અરજીઓની વ્યવસ્થા કરતી વખતે ડીપાર્ટમેન્ટ વિચાર કરશે કે શિક્ષક વર્ગ લાયક ને પૂરતો છે કે નહિ, તે ઠેકાણે તે નિશાળની જરૂર છે કે નહિ, જોઇતો ખરચ પૂરો પાડવાને ખાતર ફી

ઉપરાંત તેમનાં [1]પોતાનાં સાધનો કેટલે દરજ્જે પૂરતાંછે, ફીની રકમ વાજબીછે કે નહિ, અને ડીપાર્ટમેન્ટને હસ્તક જે ફંડછે તેમાંથી તે અરજીની માગણી પ્રમાણે આપી શકાશે કે નહિ.

૪. નોંધણીને વાસ્તે જે અરજીઓ મોકલવામાં આવે તે અરજીઓની સાથે પરિશિષ્ટ અ માં બતાવેલા નમુના પ્રમાણે હકીકત આપવી. દરેક નિશાળ તરફથી સેક્રેટરી અથવા ડીપાર્ટમેન્ટની સાથે પત્રવ્યવહાર રાખનારો કોઈ હોવા જોઇએ, ને તેનું નામ ઠામ ડીરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશનની ઓફીસમાં નોંધાવવું જોઈએ. પત્રવ્યવહાર રાખનારનાં નામ યા શિરનામામાં કંઈ ફેરફાર થાય,તો તેનો સદરહુ ઓફીસ તરફ રીપોર્ટ કરવો.

૫. દરેક વર્ષે ગ્રેન્ટ-ઇન-એડ આપવા પહેલાં ઇન્સ્પેક્ટરે પોતાની ખાત્રી કરવી કે નિશાળની આસપાસની જગા તનદુરસ્ત છે, તેની અંદર પૂરતું અજવાળું તથા હવા આવી શકેછે, નિશાળમાં આવનારાં છોકરાંને માટે પૂરતો વર્ગ, સામાન તથા સાધનો છે; નિશાળિયાનું દાખલ થવું, હાજરી[2], અને ઉમર નોંધાવાની તથા સામાન્ય વ્યવસ્થા તથા આવક જાવકનો હિસાબ રાખવાની ગોઠવણ ખોડભરેલી નથી; છોકરાની તબીએત તથા વર્તણુક અને તેમાં ખાસુસ કરીને પરીક્ષાની વખતે તેમની રીતભાત અને બલમનસાઈ સંતોષકારક છે; બીજા ત્રીજા ને ચોથા ધારાની અંદર દર્શાવેલી જે સરતો પ્રમાણે તે નિશાળની નોંધ કરવામાં આવેલી હોય, તે શરતો યોગ્ય રીતે પાળવામાં આવે છે; અને તે નિશાળના વ્યવસ્થાપકોએ અથવા માસ્તરોએ આપેલાં પત્રકો તથા સરટિફિકેટો વિશ્વાસપાત્ર છે. આ સરતો કોઇપણ રીતે પૂરી પડીછે કે નહિ તે વિષે ડીપાર્ટમેન્ટ જે ઠરાવ કરશે તે છેવટનો અને નિર્ણયકારક ગણાશે.

---

આગલા સરકારી વર્ષમાં તે નિશાળના એકંદર ખરચના ત્રીજા ભા-

[1] એજ્યુકેશનલ કમિશન રીપોર્ટના ૪૧૭ મે પાને ઠેરવેલા નિયમ ઉપર ધ્યાન આપવું—"ગ્રાન્ટ-ઇન-એડ ધારામાં આ એક અગત્યનો ભાગછે કે મદદ લેનારા ખાતાના ખર્ચનો કેટલોક ભાગ મેનેજરોએ પોતાના સાધનોમાંથીજ પૂરો પાડવો જોઇએ." [2] પરિશિષ્ટ ઘ માં આપેલા નમુના પ્રમાણે છાપેલા હાજરી પત્રકમાં તે માંડવી.

ગથી અથવા સ્થાનિક ઉપજના અર્ધથી કોઈપણ વખતે સરકારી ગ્રાન્ટ વધારે અપાશે નહિ.

૬. જો ડીપાર્ટમેન્ટે ખાસ કારણને લીધે ચોક્સ મુદત માટેજ અમુક નિશાળોને માન્ય રાખી નહિહોય, તો દરેક નોંધાએલી નિશાળોનો સાધારણ રીતે ઉપર દર્શાવેલી સરતો પાળવાથી આ નિયમો પ્રમાણે વાર્ષિક ગ્રાન્ટ-ઈન-એડ લેવાનો હક ગણાશે.

૭. છોકરાઓને દાખલ કરવાના નીચે લખેલા ધારા ડીપાર્ટમેન્ટ તરફથી મદદ લેનારી નિશાળોના બન્દોબસ્તવાળાઓએ પાળવા પડશેઃ—

અ. સરકારી અથવા ગ્રાન્ટ-ઈન-એડ સ્કુલમાં દાખલ થતી વખતે છોકરાએ તે પહેલાં જે છેલ્લી નિશાળમાં જતો હોય ત્યાંનું અહિં આપેલા નમુના પ્રમાણે નિશાળ છોડ્યાનું સર્ટિફિકેટ લાવવું પડશેઃ—

હું સર્ટિફિકેટ આપુંછું કે અ ब
*નિશાળમાં ______ ધોરણમાં ભણતો હતો તથા નિશાળ છોડતી વખતે તેના પાસે નિશાળની કાંઈ ફી લહેણી નહોતી.

ब. દાખલ થવાની અર્જી કરનારો વિદ્યાર્થી એમ કહે કે તેની અગાઉની નિશાળમાંથી તેને નિશાળ છોડ્યાનું સર્ટિફિકેટ આપવાની ના કહે છે, તો જે નિશાળમાં દાખલ થવાનો હોય તે નિશાળના હેડમાસ્તરે નિશાળીઆની અગાઉની નિશાળના ઉપરીઓને જણાવવું કે એ છોકરો દાખલ થવાને ઇન્તેજાર છે, અને જો નિશાળ છોડ્યાનું સર્ટિફિકેટ ન આપવાનો સંતોષકારક ખુલાસો એક અઠવાડીઆમાં ત્યાંથી ન મળે તો તેને દાખલ કરવાનો તેને હક છે.

૮. આ ધારામાં ઉલટું કહ્યું નહિ હોય, તો જે વિદ્યાર્થીની ઉમર પાંચથી ઓછી અથવા બાવીસથી વધારે હશે તેની પરીક્ષા નહિ લેવાય તથા એકંદર હાજરીમાં તેની હાજરી ગણવામાં નહિ આવે.

૯. જે નિશાળો મદદને વાસ્તે અરજી કરશે તેની વર્ગણી નીચેના પ્રકરણોમાં મુકરર કરીછે તે પ્રમાણે યુરોપિયન, ઈંગ્રેજી શીખવનારી, એંગ્લો વર્નાક્યુલર, પ્રાઇમરી, ગામડી, રાતની, હુન્નરની, અથવા નોર્મલસ્કૂલ એમ પાડવામાં આવશે, અને તે નિયમો પ્રમાણે મદદ મળી શકતી હશે તે તેને

* નિશાળનો વર્ગ દર્શાવવો—યુરોપિયન, ઈંગ્લિશ શીખવનારી, એંગ્લો વર્નાક્યુલર વિગેરે.—

મળશે. એક નિશાળના એંગ્લોવર્નાક્યુલર અને પ્રાઇમરી ખાતાની નોંધણી જૂદી જૂદી નિશાળ દાખલ કરવામાં આવશે. જે નિશાળમાં યુરોપિયન અને દેશી બંનેને શીખવવામાં આવતાં હશે તેવી નિશાળને અર્ધી યુરોપિયન અને અર્ધી ઇંગ્રેજી શીખવનારી એમ નોંધી શકાશે નહિ.

૧૦. જો એવું સાબીત કરવામાં આવશે કે અહિંયા નિશાળ ઉઘાડવાની ઘણી જરૂર છે અને તેને ખાસ અડચણો નડેછે, તો સરકાર પરિણામને અનુસરી સાધારણ મદદ દેવાને બદલે, ઉઘાડ્યા પછી પહેલા વર્ષમાં તેના શિક્ષણના ખરચની અડધ રકમ મદદ તરીકે આપશે, પરંતુ એવી શરતે કે તેવી મદદ લેનારી નિશાળની પરીક્ષા સાધારણ પરીક્ષાની રીતે લેતાં તે ઇન્સ્પેક્ટરને સંતોષકારક લાગે.

૧૧. વ્યવસ્થાપકો ઠપકાપાત્ર નથી એવા કોઈ બનાવને લીધે આગલા વર્ષની સરાસરી કરતાં નિશાળની હાજરી અથવા ભણતર ઓછાં થઈ ગયાં છે, એમ ખાત્રી કરી આપવામાં આવશે, તો ગવર્મેન્ટની ખાસ મંજુરીથી આગલા વર્ષમાં મેળવેલી મદદ અથવા તો આગલાં ત્રણ વર્ષોમાં મેળવેલી મદદની સરાસરીથી વધારે નહિ, એટલી રકમ વ્યવસ્થાપકોને આપી શકાશે.

૧૨. નીચેના ધારાઓ પ્રમાણે મદદ મળી શકે તેને બદલે ખાસ નીમેલી મદદ ગવરમેન્ટની મંજુરીથી અમુક નિશાળોને આપવામાં આવી છે અને આવશે. એ રૂએ જે નિશાળોની બાહાલી પ્રતિષ્ટા બંધાઈ ગઈ છે તેનું નામ ડીપાર્ટમેન્ટ ખાસ લિસ્ટમાં નોંધી શકશે; અને એવી નિશાળોને અમુક મુકરેર કરેલી વાર્ષિક મદદ[1] અમુક વર્ષોને માટે દરેક વર્ષની અમુક તારીખે આપી શકશે. જો કાંઈ તેથી ઉલટો કરાર નહિ થયો હોય,

---

[1] સને ૧૮૮૭–૮૮ અને ત્યાર પછીનાં બીજાં ચાર વર્ષ માટે અથવા બીજો હુકમ થાય ત્યાં સુધી મુકરેર ગ્રાંટ મેનેજરના મર્જી હશે તો ૧૮૮૬ ૮૭ ના પરિણામને અનુસરી ઠેરવેલી મદદ અથવાતો ૧૮૮૬–૮૭ સુધીનાં ગુજરેલાં ત્રણ વર્ષમાં મેળવેલી સરાસરી મદદ જેટલી આપવામાં આવશે. પરંતુ તે મદદ કોઈ વર્ષમાં ઉપર આપેલી કલમ પાંચમીમાં ઠરાવેલી હદ ઉપરાંત આપવામાં આવશે નહિ.

તો આવી નિશાળોએ આ [1]ધારોમાં જણાવેલા નિયમો પ્રમાણે ચાલવું જોઇશે, અને કલમ પાંચમી ને સત્તરમીમાં માગેલી શરતો મુજબ નિશાળ સારી સ્થિતિમાં ચાલે છે એમ ઇન્સ્પેક્ટર ખાત્રી કરી આપશે તોજ તે વાર્ષિક મદદ આપવામાં આવશે.

૧૩. આ ધારા મુજબ કેળવણી અથવા મકાનને માટે મદદ મળી શકે છે તે ઉપરાંત નિશાળનો સામાન, લાઇબ્રેરી, વિદ્યાનાં યંત્રો, નિશાળની વર્ક-શોપ અથવા કસરતનો સામાન, એના ખર્ચને માટે ખાસ મદદ સારૂ કરેલી માગણીઓ તેની યોગ્યતા તથા ડીપાર્ટમેન્ટના હાથમાં નાણાં હશે તે મુજબ કબુલ રાખવામાં આવશે. આવી મદદ એકંદર ખર્ચના એક તૃતીયાંશથી વધારે કદી પણ આપવામાં નહિ આવે, અને તે ડીપાર્ટમેન્ટ જે શરતો કરશે તેને અનુસરીનેજ અપાશે.

૧૪. જે ધોરણમાં છોકરાઓને પરીક્ષા આપવા બેસાડ્યાં હશે તે ધોરણને અને વખતોવખત કામ કરવા માટે ડરિક્ટર તર્ફથી સૂચનાઓ મળી હશે તેને અનુસરી ઇન્સ્પેક્ટર પરીક્ષા લેશે, અને દરેક વિષયમાં પોતે કેટલા છોકરાને પાસ કર્યા, અને કેટલા છોકરાઓ કાપિટેશન એલાઉન્સને માટે લાયક છે તેનું સર્ટિફિકેટ વ્યવસ્થાપકોને આપશે. કોઈ છોકરો જો અમુક મુખ્ય વિષયમાં નિર્ણય કરેલા માર્કનો $\frac{1}{3}$ મેળવે અને તેજ વિષયના દરેક પેટાભાગમાં નીમેલા માર્કનો $\frac{1}{4}$ મેળવે, તો તે પાસ થએલો ગણાશે. કોઈપણ છોકરાને એક કરતાં વધારે ધોરણના વિષયોની પરીક્ષા આપવા નહિ દેવાય, અને જે છોકરાએ અમુક ધોરણમાં ગ્રાન્ટ મેળવેલી હશે તેને તેજ ધોરણની મદદની પરીક્ષામાં ફરીથી નહિ બેસાડાય.

૧૫. પરિણામને અનુસરી મદદ લેવાની પરીક્ષામાં જે છોકરાને બેસાડવા હોય તે છોકરા પરીક્ષા અગાઉના બાર મહિનામાં સો દિવસ સુધી તે નિશાળમાં અથવા તો તેજ રેલવેકંપની અને તેજ કૅન્ટૂન-બોર્ડની વ્યવસ્થા નીચે ચાલતી બીજી કોઈ નિશાળમાં હાજર રહેલા જોઇએ, પરંતુ

---

[1] કેળવણીનાં ધોરણ આ ધારામાં ટાંકેલા પરિશિષ્ટોમાં બતાવ્યા પ્રમાણે લેવામાં આવશે, પરંતુ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની મારફત ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની મંજુરીથી વાજબી અને જરૂરી લાગશે તેવા ફેરફાર-તેમાં દાખલ કરવા દેવામાં આવશે.

પાછલા બાર મહિનામાં હમેશની હાજરીની સરાસરી કરતાં વધારે મોટી સંખ્યાનો કદી પણ ગ્રાંટ આપવામાં નહિ આવે. એક દહાડામાં ચાર કલાક કરતાં ઓછી સંસારી કેળવણી નહિ અપાતી હોય તે દહાડાને હાજરીનો એક દિવસ ગણવો, પરંતુ અઠવાડીયામાં એક દહાડો બે કલાક કેળવણી આપવામાં આવેતો તેને હાજરીનો એક દિવસ ગણી શકાશે.

૧૬. હાજરીપત્રકમાં સો દિવસ સુધી હાજર રહેલા સઘળા છોકરાઓને ઇન્સ્પેકટરની વાર્ષિક પરીક્ષાને વખતે બેસાડવા જોઇએ, અને જે છોકરાઓને વાજબી કારણ શિવાય પરીક્ષામાં નહિ બેસાડ્યા હોય તે છોકરાઓને નાપાસ થએલા ગણવામાં આવશે.

૧૭. નિશાળોની પરીક્ષા તથા તપાસણી સાધારણ નિયમ દાખલ એકેક વર્ષને આંતરે કરવામાં આવશે. જો ઇન્સ્પેકટર એમ ખાત્રી કરી આપશે,કે કલમ પાંચમીમાં ગણાવેલી બાબતોમાં હું નિશાળથી સંતોષ પામ્યોછું. ને વિદ્યાર્થીઓના બુદ્ધિ તથા જ્ઞાન વિષે સારો મત બાંધવાને પૂરતા વર્ગની મેં મોઢે પરીક્ષા લીધી છે, તો આગલા વર્ષમાં અપાએલી મદદના જેટલીજ મદદ તપાસણીના વર્ષમાં આપવામાં આવશે. પરંતુ ઇન્સ્પેકટરને તપાસણીને બદલે પૂરી પરીક્ષા લેવાની જરૂર જણાય, તો તે તેમ કરી શકશે.

૧૮. દરેક પરીક્ષા પછી વ્યવસ્થાપકોએ પરિશિષ્ટ क થી ह સુધીના ધોરણની રૂએ જે રકમ મળવવાનો હક થાય તે રકમનું એબ્સ્ટ્રેકટ અથવા બીજ કલમ ૧૪ માં વર્ણવેલાં સર્ટિફિકેટ સાથે એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉપર મોકલવું.

**સૂચના** ઇન્સ્પેકટરે સર્ટિફિકેટ આપ્યા પછી એક મહિનાની અંદર જો મદદની માગણી નહિ કરવામાં આવે તોતે રદ ગણાઈ શકશે.

૧૯. સ્ત્રિઓને માટે ગ્રાંટ પૂર્વણી आइ માં દર્શાવેલા ધારા મુજબ આપવામાં આવશે. પરીક્ષાના પ્રશ્નપત્રો સ્કૂલ ઓફ આર્ટસમાં કાઢવામાં આવશે, અને આખી પ્રેસિડન્સીમાં અનુકુળ સ્થળોએ ઠરાવેલ દિવસે તેની પરીક્ષા લેવામાં આવશે. ગવર્મેન્ટ ઇન્સ્પેકટરો પરીક્ષા લેવાના છોકરાઓનું લિસ્ટ તૈયાર કરશે, પરીક્ષાના પ્રશ્નપત્રો લેશે, વહેંચશે, ને ભેળાં કરશે, અને ઉમેદવારોનું કામ તેની વ્યવસ્થા માટે સ્કૂલ ઓફ આર્ટસમાં મોકલી દેશે.

## प्रकरण २ जुं.

### યુરોપિઅન નિશાળોને માટે ગ્રાન્ટ-ઈન-એડ.

જે નિશાળમાં છોકરાઓની બધી સંખ્યાનો ઓછામાં ઓછો ¾ ભાગ યુરોપિઅન અથવા ઈન્ડો—યુરોપિઅન વંશનો હોય તેને યુરોપિયન નિશાળ કહેવી. યુરોપિયન નિશાળ માટેનાં ધોરણ પરિશિષ્ટ क માં દર્શાવેલાં છે (ધોરણ પહેલાથી ચોથા સુધી કનિષ્ટ વર્ગ, પાંચમાથી છઠ્ઠા સુધી મધ્યમ વર્ગ, સાતમાથી નવમા સુધી શ્રેષ્ટ વર્ગ.)

૨ યુરોપિઅન નિશાળોને પરિણામ પ્રમાણેની કુલ મદદ નીચે પ્રમાણે છે.

| ધોરણ. | પહેલો વિષય. | બીજો વિષય. | ત્રીજો વિષય. | ચોથો વિષય. | કુલ. |
|---|---|---|---|---|---|
| ૧ લું | ૪ | ૩ | ૩ | ૦ | ૧૦ |
| ૨ જું | ૫ | ૪ | ૪ | ૨ | ૧૫ |
| ૩ જું | ૬ | ૫ | ૫ | ૪ | ૨૦ |
| ૪ થું | ૭ | ૬ | ૬ | ૬ | ૨૫ |
| ૫ મું | ૧૦ | ૧૦ | ૮ | ૮ | ૩૬ |
| ૬ ઠું | ૧૩ | ૧૩ | ૧૦ | ૧૪ | ૫૦ |
| ૭ મું | ૨૦ | ૨૦ | ૧૫ | ૨૦ | ૭૫ |
| ૮ મું | ૨૫ | ૨૫ | ૨૦ | ૨૦ | ૯૦ |

૩ છોડીઓને છોકરા જેટલીજ મદદ આપવામાં આવશે, પરંતુ જે છોડી કોઈપણ ધોરણમાં એ વિષયમાં પાસ થઈ હશે તેના સારા સારા સોઈકામને વાસ્તે પાંચ રૂપિયાની વિશેષ ગ્રાંટ અપાશે.

૪ ચાર વર્ષની ઉપરાંત ને સાત વર્ષની અંદરનાં છોકરાં જો બાળવર્ગમાં યોગ્ય રીતે શીખવાએલાં હશે અને ધોરણની પરીક્ષામાં નહિ બેસાડ્યાં હોય અથવા સરાસરી દરરોજની હાજરીમાં નહિ ગણાયાં હોય, તો તે દરેક દીઠ ચાર રૂપિયાની ગ્રાંટ અપાશે.

## प्रकरण ३ जुं.

### ઈંગ્રેજી શીખવનારી નિશાળોની ગ્રાન્ટ. ઈન. એડ.

૧ જે નિશાળમાં યુરોપિયન છોકરાઓનું પ્રમાણ યુરોપિયન નિશાળોમાં જોઈએ તે કરતાં ઓછું હશે અને જ્યાં પરિશિષ્ટ क માં દર્શાવેલાં ધોરણ શીખવાતાં હશે તેને "ઈંગ્લિશ શીખવનારી" સ્કૂલ કહેવી. (ધોરણ

૧ બાથી ૪ થા સુધી કનિષ્ટ વર્ગ, પાંચમું અને ૬ ઠું એ મધ્યમ વર્ગ, અને ૭ થી ૯ સુધી શ્રેષ્ટ વર્ગ.) પોર્ટુગીઝ નિશાળો જો નીમેલાં ધોરણ શિખવે તો તેને ઇંગ્લીશ શીખવનારી સ્કૂલ કહી શકાય.

૨ ઇંગ્લિશ શીખવનારી સ્કૂલને માટે પરિણામ પ્રમાણેનું કુલ ગ્રાંટ નીચે પ્રમાણે છે.

| ધોરણ. | પહેલોવિષય. | બીજોવિષય. | ત્રીજોવિષય. | ચોથોવિષય. | કુલ. |
|---|---|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૧ લું. | ૨ ૦ ૦ | ૨ ૦ ૦ | ૨ ૦ ૦ | ૦ ૦ ૦ | ૬ ૦ ૦ |
| ૨ જું. | ૨ ૮ ૦ | ૨ ૮ ૦ | ૨ ૮ ૦ | ૨ ૮ ૦ | ૧૦ ૦ ૦ |
| ૩ જું. | ૩ ૦ ૦ | ૩ ૦ ૦ | ૩ ૦ ૦ | ૩ ૦ ૦ | ૧૨ ૦ ૦ |
| ૪ થું. | ૪ ૦ ૦ | ૪ ૦ ૦ | ૪ ૦ ૦ | ૪ ૦ ૦ | ૧૬ ૦ ૦ |
| ૫ મું. | ૫ ૦ ૦ | ૫ ૦ ૦ | ૪ ૦ ૦ | ૪ ૦ ૦ | ૧૮ ૦ ૦ |
| ૬ ઠું. | ૬ ૦ ૦ | ૬ ૦ ૦ | ૫ ૦ ૦ | ૫ ૦ ૦ | ૨૨ ૦ ૦ |
| ૭ મું. | ૭ ૦ ૦ | ૭ ૦ ૦ | ૬ ૦ ૦ | ૬ ૦ ૦ | ૨૬ ૦ ૦ |
| ૮ મું. | ૮ ૦ ૦ | ૮ ૦ ૦ | ૭ ૦ ૦ | ૭ ૦ ૦ | ૩૦ ૦ ૦ |

વર્ષમાં વિદ્યાર્થીઓના સરાસરી દરરોજની હાજરી પ્રમાણે દરેક દીઠ રૂપિઆ બેના કાપિટેશન એલાવન્સ સહિત.

૩ ચાર વર્ષની ઉપરાંત ને સાત વર્ષની અંદરનાં છોકરાં જો બાળ વર્ગમાં યોગ્ય રીતે શીખવાએલાં હશે, અને ધોરણની પરીક્ષામાં નહિ બેસાડ્યાં હોય અથવા સરાસરી દરરોજની હાજરીમાં નહિ ગણાયાં હોય, તો તે દરેક દીઠ બે રૂપિયાનો ગ્રાંટ અપાશે.

૪ છોડીએને માટે છોકરા જેટલીજ મદદ આપવામાં આવશે, પરંતુ જે છોડી કોઇપણ ધોરણમાં બે વિષયમાં પાસ થઈ હશે તેના સારા સાંદા સોઈકામને વાસ્તે ત્રણ રૂપિયાનો વિશેષ ગ્રાંટ મળશે.

## प्रकरण ૯ મું.

### એંગ્લો વર્નાક્યુલર સ્કૂલની ગ્રાન્ટ. ઈન. એડ.

૧ જે નિશાળોમાં પરિશિષ્ટ 'ડ' માં બતાવેલાં ધોરણો પ્રમાણે શીખવવામાં આવતું હોય તેને એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ કહેવી (ધોરણ પહેલેથી ત્રીજા સુધી મધ્યમ વર્ગ. ધોરણ ચોથાથી તે સાતમા સુધી ઉત્તમ વર્ગ)

૨ પરિણામને અનુસરી નીચે પ્રમાણે કુલ મદદ આપવામાં આવશે.

| ધોરણ. | પહેલોવિષય. | બીજોવિષય. | ત્રીજોવિષય. | ચોથોવિષય. | કુલ. |
|---|---|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ૧ લું. | ૧½ | ૧½ | ૧ | ૨ | ૬ |
| ૨ જું. | ૨ | ૨ | ૨ | ૩ | ૯ |
| ૩ જું. | ૩ | ૩ | ૨ | ૪ | ૧૨ |
| ૪ થું. | ૫ | ૫ | ૫ | ૬ | ૨૧ |
| ૫ મું. | ૬ | ૬ | ૬ | ૮ | ૨૬ |
| ૬ ઠું. | ૭ | ૭ | ૭ | ૯ | ૩૦ |

વરસની સરાસરી દરરોજની હાજરી ઉપર માથાદીઠ એ રૂપિયા પ્રમાણે કાપિટેશન એલાવન્સ સહિત.

૩ કન્યાઓને બીજો હુકમ થતાં સુધી છોકરાઓના કરતાં બમણી ગ્રાન્ટ આપવામાં આવશે, પરંતુ માથાદીઠ અપાતી મદદ છોકરાના જેટલીજ આપવામાં આવશે. જે કન્યા કોઇપણ ધોરણમાં એ વિષયમાં પાસ થઈ હશે તેવી કન્યાને સારા સાદા સોઇકામને વાસ્તે ત્રણ રૂપિયા વધારે આપવામાં આવશે.

## प्रकरण ९ मुं.

૧ જે નિશાળોમાં દેશીભાષાની મારફતે પ્રાઇમરી (મૂળ) અભ્યાસને સારૂ મુકરર કરેલાં ગ્રાન્ટ. ઇન. એડ. સારૂ નીમેલાં (પરિશિષ્ટ ङ થી ह સુધીમાં બતાવેલા) કોઇપણ ધોરણ ચાલતાં હોય તેને પ્રાઇમરી સ્કુલ કહેવી.

૨ પરિણામને અનુસરી નીચે પ્રમાણે કુલ મદદ આપવામાં આવશે.

| ધોરણ. | પહેલોવિષય. | બીજોવિષય. | ત્રીજોવિષય. | ચોથોવિષય. | રૂ. કુલ. |
|---|---|---|---|---|---|
| ૧ લું. | ૦-૮-૦ | ૦-૮-૦ | ૦-૮-૦ | ૦ | ૧½ |
| ૨ જું. | ૦-૮-૦ | ૦-૮-૦ | ૦-૮-૦ | ૦-૮-૦ | ૨ |
| ૩ જું. | ૧-૦-૦ | ૧-૦-૦ | ૦-૮-૦ | ૦-૮-૦ | ૩ |
| ૪ થું. | ૧-૦-૦ | ૧-૦-૦ | ૧-૦-૦ | ૧-૦-૦ | ૪ |
| ૫ મું. | ૧-૮-૦ | ૧-૮-૦ | ૧-૮-૦ | ૧-૮-૦ | ૬ |
| ૬ ઠું. | ૨-૦-૦ | ૨-૦-૦ | ૨-૦-૦ | ૨-૦-૦ | ૮ |

વરસની સરાસરી દરરોજની હાજરી ઉપર માથાદીઠ આઠ આના પ્રમાણે "કાપિટેશન એલાવન્સ" સહિત.

૩ સિંધમાં દેશીભાષાની નિશાળોમાં ફારસીને મદદ નીચે પ્રમાણે આપવામાં આવશે.

| ધોરણ. | રૂ. આ. પા. |
|---|---|
| ૧ લું. | ૧—૦—૦ |
| ૨ જું. | ૧—૦—૦ |
| ૩ જું. | ૧—૮—૦ |
| ૪ થું. | ૨—૦—૦ |
| ૫ મું. | ૨—૦—૦ |

૪ ચાર અને સાત વર્ષની અંદરનાં બાળકો જો બાળવર્ગમાં યોગ્ય રીતે શીખવાતાં હશે, અને જો ધોરણમાં નહિ બેસાડ્યાં હોય અથવા ધોરણ પ્રમાણે સરાસરી દરરોજની હાજરીમાં નહિ ગણ્યાં હોય, તો તેદરેક માથાદીઠ આઠ આના લેખે કાપિટેશન એલાવન્સ આપવામાં આવશે.

૫ કન્યાઓને બમણો ગ્રાંટ અપાશે, પણ કાપિટેશન એલાઉન્સ સરાસરી હાજરી ઉપર આઠ આના લેખેજ ગણાશે.

## प्रकरण ६ ठुं.

### ગામડી નિશાળોને માટે ગ્રાન્ટ. ઈન. એડ.

૧ ગામડી તથા બીજી નવી ઉઘડેલી નિશાળોની અથવા તો પાછળ પડી ગએલા સ્થળોમાં કાઢેલી અથવા અમુક વર્ગને માટે ઉઘાડેલી નિશાળોની ગ્રાન્ટ. ઈન. એડ. માટે નોંધણી વર્ષોવર્ષ નીચેની સરતે કરવામાં આવશે.

૧ તે નિશાળથી ઉપયોગી સંસારી કેળવણીનું કાંઈ કામ સરવું જોઇએ.
૨ તે નિશાળમાં આખા વર્ષમાં છોકરાઓની સરાસરી માસિક હાજરી ઓછામાં ઓછી પંદર હોવી જોઇએ.
૩ દર્શાવેલા આકારમાં તેઓએ હાજરીપત્રક રાખવું જોઇએ, અને ડીપાર્ટમેન્ટ સારાં પત્રકો માગે તેવાં તેઓએ મોકલવાં જોઇએ.
૪ ડીપાર્ટમેંટની દેખરેખ તેમણે કબુલ રાખવી જોઇએ.

સૂચના—પાછળ પડી ગએલા સ્થળોમાં અથવા પાછળ પડી ગએલી કોમને માટે કાઢેલી નિશાળોને સારૂ બીજી સરતમાં છૂટ રાખી શકાશે.

૨ આ પ્રકરણની રૂએ જે નિશાળની નોંધણી કરવામાં આવી હોય

તે નિશાળ સારી સ્થિતિમાં છે એમ રીપોર્ટ કરવામાં આવશે, તો સાધારણ દરરોજ સરાસરી હાજરીના દરછોકરા દીઠ વર્ષે એક રૂપિયાને અડસટ્ટે સાધારણ નિશાળને અને દોહોડ રૂપિઆને અડસટ્ટે પાછળ પડી ગએલી કોમોની નિશાળને વાર્ષિક ગ્રાન્ટ રૂ૧૫ થી રૂ૬૦) સુધી આપવામાં આવશે. જો હાજરી નિયમસર રાખવામાં આવી હોય, તો તે બાબત દરમાસે એક રૂપિયા સુધી વિશેષ મદદ પણ આપી શકશે.

૩ કન્યાશાળા, જો ગામઠી નિશાળ તરીકે નોંધાઈ હશે તો તેને છોકરા કરતાં બમણી મદદ મળશે.

૪ કોઈપણ નિશાળ, જો ડીપાર્ટમેન્ટનાં ધોરણ શીખવે તો તેને તેના માસ્તરની અરજી ઉપરથી પ્રકરણ ૫ માં દરશાવેલી કલમો મુજબ પરિણામ ઉપરથી મદદ લેનારી નિશાળોના લિસ્ટમાં દાખલ કરવામાં આવશે.

૫ ઊંચી સ્થિતિએ આવેલી ગામઠી નિશાળ, જો ઉપર કહેલી સરતો પ્રમાણે ચાલશે તો તેની અમુક સ્થિતિને અનુસરતી અમુક સરતોએ મદદ આપવામાં આવશે.

## प्रकरण ૭ મું.

### નાઇટ સ્કૂલની ગ્રાન્ટ. ઈન. એડ.

૧ પોતાના દરરોજના ધંધાને લીધે દિવસની નિશાળમાં જઈ શકતા નથી એવા વિદ્યાર્થીઓને જ્યાં સંસારી વિદ્યા શીખવવામાં આવે તેને નાઈટ. સ્કૂલ (રાતની નિશાળ) કહેવી.

૨ નાઈટ સ્કૂલને ગ્રાન્ટ. ઇન. એડ, ને માટે નીચેની સરતોથી નોંધવામાં આવશે.

- ૧ ત્યાં વર્ષમાં સરાસરી હાજરી ઓછામાં ઓછી દશ છોકરાની હોવી જોઇએ.
- ૨ દર્શાવેલા આકારમાં ત્યાં હાજરીપત્રક રાખવું જોઇએ, અને ડીપાર્ટમેન્ટ સાદાં પત્રકો માગે તેવાં તેઓએ મોકલવાં જોઇએ.
- ૩ તહેવારો બાદ કરતાં તેમાં અઠવાડીઆમાં પાંચ દિવસ હમેશ બબે કલાક કરતાં ઓછી કેળવણી આપવી નહિ.
- ૪ તે ડીપાર્ટમેન્ટને વાર્ષિક ઇન્સ્પેકશન કરવા દે.
- ૫ જે છોકરાઓ દિવસની નિશાળમાં હાજર થતા હોય તેઓને એમાં દાખલ કરવા નહિ.

૩ જે નાઈટ સ્કૂલેની નોંધણી થઈ હોય તે નાઈટ સ્કૂલમાં જો સારી કેળવણી અપાતી હશે, અને જો સારી સ્થિતિમાં છે એમ રીપોર્ટ થશે તો હમેશની સરાસરી હાજરીમાં દરેક છોકરાદીઠ વર્ષે દોઢ રૂપિઆને અડસટ્ટે ૧૫ થી ૫૦ સુધી વાર્ષિક મદદ મળશે.

મીલ અને કારખાનાઓને લગતી મોટી નાઈટ સ્કૂલો કે જેમાં સરાસરી હાજરી પચાસ છોકરાઓની હોય તેવી નિશાળને વધારામાં વધારે રૂપિયા સોની મદદ આપી શકાશે.

## प्रकरण ८ मुं.

### હુનરશાળાને લગતી ગ્રાન્ટ. ઈન. એડ.

૧ હુનરશાળાઓને માટે ખાસ મદદ માગનારી અરજીઓ નીચેની રીતે માન્ય રાખવામાં આવશે.

- ૧ આવી નિશાળોમાં ચાલુ અથવા એવાં બીજાં મંજુર થએલાં ધોરણ ઉપરાંત ડીપાર્ટમેન્ટે માન્ય કરેલા એક અથવા વધારે ધંધા શીખવવા જોઇએ,
- ૨ જે ધંધો અથવા ધંધા નિશાળમાં શીખવાતા હોય તે ધંધાનું મૂળતત્વજ્ઞાન આપવા માટે કારખાનામાં પૂરતાં સાધનો હોવાં જોઇએ,
- ૩ દરેક ધંધાનો ઉપરી અથવા ફોરમેન તે શીખવવાને યોગ્ય જોઇએ.

૨ ડીપાર્ટમેન્ટે નોંધેલી હુનરશાળાના વ્યવસ્થાપકો, જો ઉપર આવી ગએલા પ્રકરણોમાં અપાતી સાધારણ મદદ ઉપરાંત વિશેષ મદદ માંગશે, તો દશ વર્ષ કરતાં મોટી ઉમરના જે છોકરા ગઈ વાર્ષિક તપાસણી પછી નવ મહિના સુધી નિયમસર હાજર રહ્યાછે અને કારખાનામાં હમેશ ઓછામાં ઓછા બબે કલાક સુધી શીખ્યા છે, એમ ખાત્રી થશે તેવા દરેક છોકરાદીઠ રૂ૨૦) આપી શકાય. પણ ચાર વર્ષ ઉપરાંત રહેલા છોકરાને અથવા તો તેના ધોરણના ઓછામાં ઓછા બે વિષયમાં નાપાસ થએલા છોકરાને આવી મદદ મળશે નહિ.

## प्रकरण ९ मुं.

### નાર્મલ સ્કૂલ માટે ગ્રાન્ટ, ઈન. એડ.

૧ પ્રાઇમેરી સ્કૂલમાં સર્ટિફિકેટ લીધેલા શિક્ષકો થવું હોય તેવા વિ-

વિદ્યાર્થીઓને ટ્રેન કરવા સારૂ જે જુદી નિશાળ અથવા ક્લાસ હોય તેને નોર્મલ સ્કુલ કહેવી. આવી નિશાળોમાં એક પ્રાક્ટિસિંગ સ્કુલ જોઇએ, જ્યાં વિદ્યાર્થીઓ શિક્ષણકળાનો મહાવરો કરે.

**સૂચના**—તપાસણી અથવા પરીક્ષા વખતે મેનેજરોએ ઇન્સ્પેકટરને ખાત્રી કરી આપવી જોઇએ કે ગયા વર્ષની છેવટ પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓમાંથી વાજબી સંખ્યા શિક્ષકોનો ધંધો ખરેખરી કરવા લાગીછે.

૨ જે જગામાં આવી નોર્મલસ્કુલ સ્થપાયલી હશે તેવી જગામાં કેળવણી સંબંધી એની ખાસ જરૂર છે કે નહિ તેનો વિચાર કરી સરકારની મર્જી પ્રમાણે તે નોર્મલસ્કૂલને મદદ માટે નોંધવામાં આવશે.

૩ આવી સ્કુલનું મકાન, તેની વ્યવસ્થા, અને તેના શિક્ષકવર્ગની લાયકી માટે પક્કી ખાત્રી થયા વગર; અને ઓછામાં ઓછા ૩૦ મરદ અથવા ૧૫ સ્ત્રી વિદ્યાર્થીઓ ડીપાર્ટમેન્ટે પસંદ કરેલાં ધોરણ નિયમસર શીખે છે, અને એ ધોરણમાં શિક્ષણના તથા નિશાળની વ્યવસ્થા રાખવાના વિષયો આવી જાયછે, એવી ખાત્રી થયા વગર કોઈ પણ નોર્મલસ્કુલની નોંધણી થઈ શકશે નહિ. ખાસ પ્રસંગે ઓછામાંઓછી હાજરી બાબત કાંઈ છૂટ મૂકવામાં આવશે.

૪ નોર્મલ સ્કુલ માટે ગ્રાન્ટ. ઇન. એડની રકમ કેટલી અને કઈ સરતે આપવી તે દરેક બાબત મેનેજરો અને ડીપાર્ટમેન્ટ વચે સમજુતથી મુકરર કરવામાં આવશે, પણ પહેલા પ્રકરણના પાંચમા નિયમમાં હદ બાંધી છે તેને અનુસરીજ હમેશાં થશે.

## प्रकरण १० मुं.

### કોલેજોને માટે ગ્રાન્ટ. ઇન. એડ.

૧ જે કોલેજોને યુનિવર્સિટીએ સંપૂર્ણ "આર્ટસ" ના અભ્યાસને માટે માન્ય કરી હોય અને જેના નોંધને વાસ્તે સરકારની મંજુરી લેવામાં આવી હોય તેવી કોલેજોને નીચેના ધારા પ્રમાણે મદદ આપવામાં આવશે.

૨ આખા અભ્યાસના ત્રણ વર્ષને અનુસરી જ્યાં સુધી યુનિવર્સિટીના "આર્ટ્સ" અભ્યાસના ત્રણ ભાગ પડેછે, ત્યાં સુધી સેકન્ડ બી એના ધોરણ સુધી શીખવતી કોલેજોમાં સરાસરી માસિક હાજરીના પ્રત્યેક દીઠ વર્ષે ૧૦૦ રૂપિઆ લેખે મદદ આપવામાં આવશે; પરંતુ કોલેજ "કોર્સ" ના

દરેક ભાગને સારૂ એકંદર મદદ રૂ.૨૫૦૦ થી વધારે નહિ અપાય; અને જો કોઈ કોલેજની સાધારણ શિક્ષણશકિત જોવીને તેવી ચાલશે નહિ, તો ગમેતે વખત આ મદદ ઓછી કરવામાં આવશે.

૩ સરાસરી માસિક હાજરીને અનુસરી ફુલ આપવાનું બંધન કોલેજ સ્થપાયા પછીના પહેલા ત્રણ વર્ષ સુધી નહિ રાખવામાં આવે.

૪ એ કોલેજોની સાધારણ શિક્ષણ શકિતની તુલના કરવામાં ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સટ્રકશન શિક્ષકવર્ગની યોગ્યતા ઉપર તથા યુનિવર્સિટીની પરીક્ષાઓમાં બેઠેલા વિદ્યાર્થીઓના ફતેહમંદ પરિણામ ઉપર ધ્યાન આપશે.

૫ જે કોલેજોમાં સરાસરી હાજરી ૧૫૦થી વધારે હોય, અથવા જેમાં બે અથવા વધારે ક્લાસિકલ (શિષ્ટ) ભાષા શીખવાતી હોય, અથવા જ્યાં આર્ટ પરીક્ષાને માટે બાંધેલા ધોરણ શિવાય બીજું શીખવવામાં આવતું હોય, તે કોલેજને વધારામાં વધારે રૂ૨૫૦૦ ની વિશેષ મદદ આપી શકાશે.

૬ પુસ્તકશાળા અથવા વિદ્યાના યંત્રો ચાલુ રાખવા તેથા વધારવા સારૂ વાર્ષિક મદદ રૂ૫૦૦) સુધીની આપી શકાય; પરંતુ આ મદદ તેના એકંદર ખર્ચના ⅓ કરતાં કોઈ રીતે વધવી ન જોઇએ. આ નિયમમાંનું કાંઈ પ્રારંભની મદદ માગવાના અરજીઓના સંબંધમાં નડતર કરી શકશે નહિ, પણ તેનો નિકાલ તેના નિયમ પ્રમાણે થશે.

૭ સાધારણ નિયમોની બેથી આઠ કલમો અને પહેલા પ્રકરણની ૧૨થી ૧૩ કલમો સુધી જેટલી લાગુ થઈ શકે તેટલી ગ્રાંટ લેનારી કોલેજોને લાગુ પડશે.

## प्रकरण ११ मुं.

### ઇમારત સંબંધી મદદ.

૧ નિશાળોને અપાતી વાર્ષિક મદદ ઉપરાંત હવે પછી બિલ્ડિંગ ગ્રાન્ટ (ઇમારત સંબંધી મદદ) નામે ઓળખાતી પૈસાની મદદ નિશાળના વ્યવસ્થાપકોને નિશાળના મકાનો બાંધવા, ખરીદ કરવા, વધારવા અને ફરી બાંધવાને વાસ્તે આપવામાં આવશે.

૨ પહેલી આપેલી અરજીઓ ઉપર પહેલું ધ્યાન આપવામાં આવશે, અને પૈસા સંબંધી સ્થિતિને અનુસરી તેનો નિકાલ કરવાનો સંપૂર્ણ હક ડીપાર્ટમેન્ટ પોતાના હાથમાં રાખશે. એક ૧૦૦૦ રૂપીઆ ઉપરાંત

મદદની અરજીઓ ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન મારફત સરકારને અને હજાર અંદરની મદદ માગવા માટેની અરજીઓ ડિરેકટરને કરવી જોઇએ. ડિરેકટર આ નિયમોને અનુસરી પોતાના હાથમાં પૈસાની સગવડ હશે તે પ્રમાણે તેનો નિકાલ કરવાને મુખ્તિયાર છે.

૩ ખાનગી ફાળાઓથી અથવા મ્યુનિસિપાલ ખાતા તરફથી ભરાએલી રકમ કરતાં જાદે નહિ એટલી પૈસાની મદદ ઘણામાં ઘણી આપવામાં આવશે; અને એ ઘણામાં ઘણી રકમ સુધી દરેક દાખલામાં હકીકત તપાસી સરકારને યોગ્ય જણાશે તેટલી મદદ અપાશે.

ખાનગી અથવા મ્યુનિસિપાલ ખાતાના ફાળાઓની કિંમત ગણવામાં બાંધકામના સાહિત્યો, જમીન અથવા મજુરીની કિંમત, સરકારને યોગ્ય જણાય તે ભાવે કરવામાં આવશે.

૪ બાંધકામની મદદ મંજુર થયા અવલ સરકારને નીચે પ્રમાણે ખાત્રી થવી જોઇએ.

૧ જે નાણાં ઉપર ભરોસો રાખવામાં આવેછે તે ખરેખરા વસુલ થઈ ચુકેલા તથા કામમાં લઈ શકાય એમ છે. આ બાબતની પ્રતિગ્ના અરજી સાથે સામિલ રાખવી.

૨ મકાન કેળવણીના અને કેટલેક દરજ્જે સંસારી કેળવણીના કામમાં લેવાના હેતુથી બંધાવવામાં આવેછે અને તેજ કામમાં લેવામાં આવશે; અને જે સ્થળે તે બાંધવાનું નક્કી કર્યું છે ત્યાંના લોકોની જરૂરીઆત માટે તે યોગ્ય જગાએ અને યોગ્ય જાતનું છે.

૩ પ્લાન, એસ્ટિમેટ, અને સ્પેસિફિકેશનો સંતોષકારક હોવાં જોઇએ, અને તેનો નિશ્ચય થવા તેમની એક ખરી નકલ અરજીની સાથે રવાને કરવી જોઇએ કે, જે પછીથી પબ્લિક વર્ક ડીપાર્ટમેન્ટ ઉપર રીપોર્ટને માટે મોકલવામાં આવશે, અને છેવટે તે નકલ તે ખાતાને દફતરે રહેશે.

૪ જે જમીન ઉપર મકાન બાંધવા ધાર્યું છે તે જમીન ઉપર મનેજરોનો હક વાજબી અને કાયદેસર છે.

૫ અને જો મદદ આપવામાં આવશે તો મકાન અમુક મુદતમાં તૈયાર કરવામાં આવશે.

૫ સરકારની સત્તામાં ગામના અમુક ભાગમાં નિશાળ બાંધવા લાયક જગા હોય અને જો સરકાર નિશાળ બાંધવાને માટે તે જમીન આ-

અર્ધા સુધી હોય, તો આવી મદદ "બિલ્ડિંગ ગ્રાન્ટ" ની ઉપરાંત ગણાય અથવા જો ગવર્મેન્ટને યોગ્ય લાગે તો બિલ્ડિંગ ગ્રાન્ટના એક ભાગ તરીકે તે જમીનની કિંમત સરકારી ભાવે ગણાય.

૬ કોઈપણ સ્કૂલના વ્યવસ્થાપકો જ્યાંસુધી એક દસ્તાવેજ અથવા કબુલાત જે યોગ્ય લાગે તે નીચેના ધારાની માગણી મુજબ નહિ કરી આપે ત્યાંસુધી તેમને બિલ્ડિંગ ગ્રાન્ટનો કોઈપણ ભાગ અથવા તો મકાન બાંધવાની જગા સરકાર આપશે નહિ.

૭ બિલ્ડિંગ ગ્રાન્ટની કુલ રકમ રૂપીઆ ૧૦૦૦ થી વધારે થતી ન હોય અને મકાન એવું છે કે તેને માટે દસ્તાવેજ કરવાની જરૂર નથી એમ ડિરેકટરની નજરમાં આવે, તો વ્યવસ્થાપકો પાસેથી તે નીચે પ્રમાણે લખેલી કબુલાત લઈ શકે.

अ મકાનને બરાબર મરામત કરવું.

ब એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટના ધારા, ને ધોરણોને અનુસરી નિશાળની વ્યવસ્થા કરવી અને—

क ડીપાર્ટમેન્ટ તેનું ઇન્સ્પેકશન કરે એવી કબુલાત આપવી.

બીજે સઘળે પ્રસંગે વ્યવસ્થાપકો એ સરકારની તર્ફથી વખતોવખત સાધારણ પ્રસંગને માટે અથવા ખાસ પ્રસંગને માટે મંજુર થએલા નમુના પ્રમાણે નીચેની સરતોવાળો દસ્તાવેજ કરી આપવો પડશે.

ड મકાન બાંધવું અને સંભાળવું.

ई બિલ્ડિંગ ગ્રાન્ટ ક્યારે અને કેટલે હક્કે ભરવી.

फ નિશાળની વ્યવસ્થા, ને ઇન્સ્પેકશન.

ग સરકારને જરૂર જણાય એવી બીજી બાબતો.

જો વ્યવસ્થાપકો આ સરતોમાંની કોઈ તોડશે તો તે માટે એવા સઘળા દસ્તાવેજમાં નીચે પ્રમાણે ખોલી કરવામાં આવશે.

ह બિલ્ડિંગ ગ્રાન્ટ અથવા તો તેમાંનો કંઈપણ ભાગ જે આપવો બાકી હોય તે આપવામાં નહિ આવે.

आई એકંદર બિલ્ડિંગ ગ્રાંટ અથવા તો ગ્રાન્ટો તે નિશાળને માટે ગવર્મેન્ટે વખતોવખત આપી હશે તે ગવર્મેન્ટને પાછી આપવી પડશે.

के આવી રીતે જે નાણાં લહેણાં હોય તે વસુલ કરવા સરકાર મકાનમાં જઈ તેનો કબજો લઈ શકે અને વેચી શકે, અને—

(एल) બાંધવાની જગા જો સરકારે આપી હોય, તો તે સરકાર પાછી લઈ શકે, અને જો તે ઉપર મકાન હોય, અને તે क માં કહ્યા મુજબ વેચી નાખ્યું ન હોય, તો સરકાર તેની કિંમત આપી પોતાના કામમાં લઈ શકે (આ કિંમત પંચ ઠેરવીને અથવા દસ્તાવેજમાં જે રીત લખી હશે તે રીતે કરવામાં આવશે,) અથવા મનેજરને હિસાબે તે ઉતારી લઈ જવું એવી શરતે વેચી શકશે, અને आई મુજબ સરકારનાં જે નાણાં લહેણાં હોય તે આ મકાનની કિંમત અથવા વેચાણથી ઉપજેલા નાણામાંથી કાપી લઈ શકે.

આવા સઘળા દસ્તાવેજ મનેજરને ખર્ચે સરકારના કાયદાના અમલદારો તૈયાર કરશે.

૮ ઉપર કહેલા બિલ્ડિંગગ્રાંટ ઉપરાંત કાલેજો, બોર્ડિંગ હાઉસો, રસાયનપ્રયોગશાળા, પુસ્તકશાળા, વેધશાળા, નિશાળની વર્કશોપ અથવા કસરતશાળા બાંધવામાં મદદની અરજીઓ ઉપર કહેલી સરતોમાંથી જે લાગુ પડતી ડીપાર્ટમેન્ટને દેખાશે તે સરતોએ અથવા બીજી કોઈ સરતોએ સરકાર પોતાના હાથમાં નાણાં હશે તો ધ્યાનમાં લેશે.

૯ આ પ્રકરણ પ્રમાણે કોઈ પણ મદદ લેનારી સ્કુલ ગ્રાંટ લેનારી ગણાશે, અને જે સરતોએ એ મદદ આપી હશે તે ઉપરાંત ડીપાર્ટમેંટ જે પત્રકો અથવા ખબર માગે તે વખતસર પૂરાં પાડવાને બંધાએલી ગણાશે.

## ग्रान्ट. इन. एडना कानुननी पूरवणी.

## नमुना तथा केळवणीनां धोरण.

# પરિશિષ્ટ (અ)

## અરજીનો નમુનો. જુઓ પ્રકરણ ૧ લું કલમ ૪ થી.

| સ્કૂલનું સ્થળ અને તેનું વર્ણન. | સ્કૂલનો વર્ગ એટલે યુરોપિયન, ઈંગ્લીશ ટીચીંગ એંગ્લો વર્નાક્યુલર અથવા પ્રાઈમરી વિગેરે. જુઓ પ્રકરણ ૧લાની કલમ ૯. | માલીક: મંડળી; અથવા બીજા ઉપરીપણું ચલાવનારે સમુદાયનું નામ. | સ્થાપનાની તારીખ. | માસ્તર અને આસિસ્ટંટ માસ્તરોનાનામ ઉમ્મર અને ત્યાં કેળવણી લીધી હોય તે જગાનું નામ, જો યુનિવર્સિટીની પદવી હોય તો તે અથવા ડીપાર્ટમેન્ટલ સર્ટિફિકેટ હોય તો તે. | શિક્ષકોને બીજોકાંઈધંધોહોયતોતે. | ફીનો દર અથવા દરો. | અરજીની અગાઉના બાર મહિનામાં મળેલી ફીની એકંદરરકમ. | ફીસિવાય બીજાં સઘળાં સાધનોથી સરાસરી આવક. | જે વર્ષમાં મદદ માગી હોય તે વર્ષમાં દરેક ધોરણમાં કેટલા છોકરા પરીક્ષામાં બેસી શકશે. | જેને પૂછવું પડે એવા શખ્શોનાં નામ ઠામ. | ડીપાર્ટમેંટ સાથે પત્રવ્યવહાર રાખવાનું જેને માથે જોખમ મૂકી શકાય એવા સેક્રેટરી અથવા પત્રવ્યવહારીનું નામ તથા શિરનામું. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
|  |  |  |  |  |  |  |  |  |  |  |  |

## परिशिष्ट (व)

હાજરીપત્રકનો નમુનો. જુઓ પ્રકરણ ૧ લું કલમ ૫ મી.

નિશાળ અથવા ખાતું ________ ક્લાસનું હાજરીપત્રક

ધોરણ ____ માસ ________ સને ૧૮ ____ નું.

શિક્ષક. ________

## स्कूलना ऊपरी अथवा मानेजरनुं सर्टिफिकेट.

હું આ ઉપરથી ખાત્રી કરી આપુંછું કે હાજરીપત્રક મજકુર વર્ગના શિક્ષકે દરરોજ ભર્યુંછે, ને દરેક દિવસ હાજર પૂરવામાં આવ્યા છે તે દિવસે નિયમાનુસાર આખા દિવસની કેળવણી કરતાં ઓછી કોઈ પણ છોકરાને મળી નથી અને વર્ગની સરાસરી હાજરી,[1] ચાલતા મહિનામાં ________ છે.

---

૧ મહીનાની વર્ગની સરાસરી હાજરી નીચે પ્રમાણે કાઢવી. દરરોજ હાજર રહેલા છોકરાના આંકડાનો સરવાળો અને તેને મહિનાના જેટલા દિવસ સુધી નિશાળ ઉઘડેલી હોય તેટલા દિવસની સંખ્યાએ ભાગવા અને જે ભાગાકાર આવે તે મહિનાના સરાસરી હાજરી.

**સૂચના**—આ પત્રકમાં કાંઈપણ ચહેરી નાખવું નહિ.

ભૂલો રાતી શાહીએ સુધારી તે ઉપર આદ્યાક્ષર સહી કરવી.

| નંબર. | વિદ્યાર્થિનું નામ. | મહીનાની હાજરી. | | | | | હાજરીનો સરવાળો |
|---|---|---|---|---|---|---|---|
| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ વીગેરે. | |
| ૧ | | | | | | | |
| ૨ | | | | | | | |
| ૩ | | | | | | | |
| વિગેરે. | | | | | | | |

**સૂચના**—જે છોકરા હાજર હોય તેને **હા** લખવું. જે છોકરા રજા શિવાય ગેરહાજર હોય તેને **ગે** લખવું. જે છોકરા માંદગીથી ગેરહાજર હોય તેને **માં** લખવું, અને જે છોકરા રજા લઈ ગેરહાજર હોય તેને **ર** એમ પૂરવું.

# निशाळोनां इनामपत्रक.

જા. નં. ૩૮.

ડીસા કેમ્પ અંગ્રેજીસ્કૂલ.

ડીસા કાંપના કેન્ટોન્મેન્ટ માજિસ્ટ્રેટ સાહેબ મહેરબાન એસ. જે. હેરિસન સાહેબ બહાદુરે તા. ૧૬ મી જાન્યુઆરી ૧૮૮૯ ને રોજ વાર્ષિક પરીક્ષાનાં ઇનામ પોતાને હાથે વહેંચ્યાં. બાદ પોતે પદરના ૩૬) ની મીઠાઈ આપી. ૧૯-૧-૮૯

(ઇંગ્રેજી સહી.) હેડમાસ્તર ઇંગ્લિશ સ્કૂલ ડીસા.

મહીકાંઠા.

જા. નં. ૧૧૫-૧૩૮.

ઈડર. મહેરબાન મહીકાંના પોલીટીકાલ એજન્ટ સાહેબની સ્વારી પધારી ત્યારે નામદાર મહારાજા સાહેબે રૂ૧૫૭-૧૨-૦ ઇનામ છોકરાઓની લઇને રૂ૭) મીઠાઈ તથા રૂ૪૫) શીક્ષકોને ઇનામ આપ્યું—ઇંગ્રેજીકલાસમાં રૂ૨૬ાા ચોપડીયો, રૂ૩)મીઠાઈ રૂ૨૦)શીક્ષકોને,-કન્યાશાળામાં, રૂ૫૯-૧૧-૦ ઓઢણાં તથા રેજા. ચોપડીઓ વિગેરે રૂ૪) મીઠાઈ. રૂ૨૦) મહેતાજીને ઇનામ આપ્યું. સરવૈયર દામોદર પેલાભાઈ રૂ૧) મીઠાઈ, ગૂજરાતી ભણનાર છોકરાઓને રૂ૦ાા ઇંગ્રેજી ભણનારને રૂ૧) કંન્યાશાળાના છોકરીઓને મહારાણી શ્રી ભટીઆણીજી તથા ચાવડીજી સાહેબ તરફથી રૂ૧) મીઠાઈ છોકરાઓને રૂ૧) છોકરીઓના નિશાળમાં. એરીગેશનખાતાના ઓવરસીયર સાહેબે રૂ૧ાા મીઠાઇ છોકરાઓને તથા રૂ૧) છોડીઓને કુલ રૂ૨ાા મીઠાઈ વહેંચી. માજી કારભારી રાવસાહેબે રૂ૧) છોકરાઓને રૂ૧) છોડીઓને કુલ રૂ૨)મીઠાઇ, માસ્તર જાનમહમદ હુસેનભાઇએ પોતાને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૧ાા છોકરાઓને રૂ૧) છોડીઓને કુલ રૂ૨ાા મીઠાઈ વહેંચી. મુંબાઈ ઇલાકાના મે, ડા, ઓફ. પ. ઈ. સાહેબ રૂ૫) ની ગૂજરાતી ભણનારા છોકરાઓને રૂ૨ાા ઇંગ્રેજી ભણનારને રૂ૨ાા છોડીઓને કુલ રૂ૧૦) નું ઇનામ વહેંચ્યું. ગુસાંઈ મોહનગરજી અનોપગરજીએ રૂ૩) ની મીઠાઈ છોકરાઓને રૂ૩) છોડીઓને કુલ રૂ૬)ની મીઠાઈ. નામદાર મહારાજા

ાહેબે રૂ૫) મીઠાઈ ગૂજરાતી ભણનારને રૂ૨ાા અંગ્રેજી ભણનારને રૂ૨ાા
ોડીઓને કુલ રૂ૧૦) ઇનામ વહેંચ્યું. મહેરબાન લક્ષ્મીચંદ ઉગરચંદે રૂ૧)
ાથા રાજેશ્રી માધવ પ્રભાશંકરે રૂ૧) મે. રા. બા. માણેકલાલ ગોવર્ધનદાસ
ાાઇએ રૂ૨)ની મીઠાઈ વહેંચી—ખડોલી. સ્કૂલ કમિટિના મેમ્બરો તથા
ાદગૃહસ્થો તરફથી રૂ૪ાા નાં પુસ્તકો તથા નામદાર માહારાજા સાહેબે રૂ૩)
ની મીઠાઈ—શાપવડ. રા. તુળજારામ જગજીવન શાસ્ત્રી રૂ૧ાા ની મીઠાઈ
—આકરૂંદ. ઇડરના જાની લલ્લુ હરજીવને તથા સાંકળચંદ રણછોડદાસે
રૂ૧)ની મીઠાઈ--સુવર. ગામના સદગ્રહસ્થોએ મળી રૂ૧ા મીઠાઈ—દાવડ.
કામદાર શા. ગુલાબચંદે રૂ૧)નાં પતાસાં વહેંચ્યાં—મેઢાસણ. રૂ૧—૫—૦
ચોપડીઓ રૂ૨) મીઠાઈ ને રૂ૧૦) શિક્ષકને ઠાકોર સાહેબશ્રી મોહોબત સં-
ગજીએ આપ્યું તથા બીજા ગૃહસ્થોએ કુલ રૂ૧૪—૧—૦—ઘોડાદર. પો-
ળોના રાવજી સાહેબે રૂ૨) મીઠાઈ રૂ૨) મહેતાજીને—વડાલી. મેહેરબાન
પોલીટીકાલ એ. સા. બા. રૂ૨) મીઠાઈ—જોટાસણ. મે. રા. બા. ના-
થાભાઈ દાદાભાઈ દીવાનસાહેબ રૂ૫) મીઠાઈ—ભીલોરા. ગામલોકો તરફ-
થી રૂ૧ા) મીઠાઈ—મઉ. ઠાકોરશ્રી બારતસીંગજી તરફથી રૂ૫) પુસ્તકો
રૂ૧ાા મીઠાઈ રૂ૫) મહેતાજીને કુલ રૂ૧૧ાા—મુડેટી. કુંવરજી શ્રી સીવસીંગ-
જીએ રૂ૧) મીઠાઈ. ઠાકોરશ્રી ઇંદ્રભાણજીએ રૂ૩) મહેતાજીને કુલ રૂ૪)—
પોશીના. મે. મહાલકારી નારાયણરાવ કૃષ્ણરાવ તથા ગામલોકોએ મળી
રૂ૩ાા પુસ્તકો રૂ૧) મીઠાઈ કુલ રૂ૪ાા—પાલ. ઇડરના મહેરબાન દીવાન
સાહેબે રૂ૧) મીઠાઈ પોળોના કારભારી છગનલાલે રૂ૨) ને ગામ લોકોએ
રૂ૧) કુલ રૂ૪)નું ઇનામ વહેંચ્યું—અહમદનગર. નામદાર ઇડરના મહારાજા
સાહેબ તરફથી મે. પો. એ. સા. ની સ્વારી પધારી ત્યારે રૂ૧૩—૧૦—૦
નાં પુસ્તકો રૂ૫—૭—૦ મીઠાઈ છોકરાઓને રૂ૧૩) શીક્ષકોને અને કંન્યા-
શાળામાં ૧૨—૧૨—૦ નાં ઓઢણાં પુસ્તકો ૧—૧૩—૦ મીઠાઈ રૂ૫)
મહેતાજીને. ગુસાઈ શંકરગરજીએ રૂ૩) મીઠાઈ—બાયડ. મે. પૂરણાનંદ
બાઇએ રૂ૧) મીઠાઈ વહેંચી—ચોઈલા. આંબલીઆરાના કારભારી રા.
રા. મોહનલાલભાઇએ રૂ૧) ની મીઠાઈ રૂ૧) મઉના મહેતાજી છગનલાલ
ખુશાલદાસે—ગાબટ. ઠાકોર સાહેબે રૂ૧) મીઠાઈ. શા. રેવા. વીરચંદ રૂ૧)

ગાંધી નાથજી વીરચંદ રૂ૨) મે. દીવાન ભવાનીપ્રસાદ રૂ૪)—હડીઓળ. મહેરબાન અહમદનગરના મામલતદારે પડાણફીની ઉપજમાંથી રૂ૧૫) પુસ્તકો, સ્લેટો, પૂઠાં—જાદર. શા. ગુલાબચંદ વીરચંદ રૂ૧) મીઠાઈ સત-લાસણના ઠાકોરે રૂ૧) ની મીઠાઈ—સાદરા. નામદાર ઇડરના મહારાજ સાહેબે રૂ૩૫) પુસ્તકો રૂ૧૦) મીઠાઈ રૂ૨૫) શીક્ષકોને કુલ રૂ૭૦) મે. પો. એ. સા. બા. તરફથી રૂ૩૫) ચોપડીઓ રૂ૫) મીઠાઈ રૂ૧૦) શિક્ષકોને કુલ રૂ૫૦) અને—કંન્યાશાળાનાં રૂ૨૫) ઓઢણાં રૂ૨॥ મીઠાઈ રૂ૨૫) શીક્ષકો-ને, તેત્રીસમી પલટણના સુબેદારે રૂ૩) મીઠાઈ કડોળી. પ્રેમપુર તથા સ-તલાસણના ઠાકોરોએ રૂ૨) મીઠાઈ સાંઢઆના ઠાકોરે રૂ૨) ની મીઠાઈ, બીજી પલટણના સુબેદારે રૂ૨) મીઠાઈ સુબેદાર સાહેબે રૂ૨) મે. સુથરના મા-હારાજ સાહેબે રૂ૨) મે. આ. પો. એ. સા. રૂ૩) પુસ્તકો રૂ૩—૫—૪ મીઠાઈ—વાસણા. ઠાકોરશ્રી તખ્તસિંગજીએ રૂ૧) મીઠાઈ બીજા ગૃહસ્થોએ રૂ૧) મીઠાઈ—માણપુર. મે. રાવળજી શ્રી દીપસીંગજીએ પરીક્ષા લઈ રૂ૧૮ાા નાં પુસ્તકો રૂ૫ાા ની મીઠાઈ રૂ૩૬) મહેતાજી અને શીક્ષકોને આપ્યા. સુદાસણા કામદાર છોટાલાલ તથા મયારામ મલુકચંદ અને હરગોવિંદ નરસીંહરામે રૂ૨) મીઠાઈ વહેંચી—મોહનપુર. ગામના ગૃહસ્થો તરફથી રૂ૨ા) મીઠાઈ તથા ચોપડીયો રૂ૪-૭-૦ ઓઢણાં છોડીઓને મે. પો. એ. સા. ની સ્વારી આવી ત્યારે જમીમાંથી રૂ૧) મીઠાઈ—સરડોઈ. ગામ લોકોએ નિ-શાળનું વાસ્તુ કરી નિશાળીઆઓને રૂ૧૩) નું ખર્ચ કરી જમાડ્યા. તથા મીઠાઈ વહેંચી—બાકરોળ. ગામ લોકોએ નિશાળનું વાસ્તુ કરી રૂ૧૫) ખર્ચ કરી છોકરાઓને જમાડ્યા. આજમ મોહનપુરના જમીદારે રૂ૨) મીઠાઈ રા. છગનલાલ ગોવિંદજીએ રૂ૧) પટેલ પુંજા ગોવિંદજીએ ભાટ બાવાજી ખાતુજીએ રૂ૧) મીઠાઈ—અડપોદરા. ગામના સદગૃહસ્થો તરફથી રૂ૩) મીઠાઈ—રણાસણ. ગોંડળના માનેજરે ઓધવજી તરફથી રૂ૨) મીઠાઈ કામદાર દામોદરભાઈ રૂ૧) વહોરા. પેલાભાઈ પાનાચંદ રૂ૧) રેવચંદ વહા-લચંદ રૂ૧) ગામના સદગૃહસ્થો તરફથી રૂ૨ાા—માણસા. બાઈશ્રી ગુ લાબબાએ રૂ૫) મીઠાઈ ઠાકોરશ્રી રાજસીંહજી સાહેબે રૂ૩ાા ભયાત બપાન સીંગજીએ રૂ૨ાાં આસિસ્ટંટ. કાળીદાસ વનમાળીએ રૂ૧) વ્યાસ. દોલતરામ ખુશાલદાસે રૂ૧) શા. નાગરદાસ રામચંદ રૂ૧ા શા. પુરષોત્તમ હીરાચંદ રૂ૧ાા

નામદાર દરબાર સાહેબશ્રી કેશરીસીંગજી સાહેબ ગાદીએ બેઠાની ખુશાલીમાં ૨૩ાા પુસ્તકો ૨૪) મીઠાઈ ૨૨૫) શીક્ષકોને—પેથાપુર. મે. અમથારામ દેવચંદે ૨૧ાા મીઠાઈ મે. ઠાકોરશ્રીએ ૨૧ાા ની મીઠાઈ. શા. હઠીસીંગ ગુલાબસીંગે ૨૧) મે. હાથીચંદ ઝવેરચંદે ૨૩–૬–૦ સુથાર હીરાચંદ ત્રીભોવને ૨૧ાા માણસાના ઠાકોરસાહેબ તરફથી ૨૪ાા—ઈસોલ. મે. ઠાકોરસાહેબ તરફથી ૨૮) પુસ્તકો ૨૩) મીઠાઈ—વરસોડા. ઠા. લાલસીંગજી મોતીસીંગજીએ પોતાના કુંવરને નિશાળે બેસાડી ૨૧) મીઠાઈ વહેંચી—દેધરોટા. મે. ઠાકોરસાહેબ તથા ગામના ગૃહસ્થો તરફથી ૨૪)—કડોળી. ઠાકોરસાહેબે ૨૧ાા મીઠાઈ. પટેલ વહાલા બહેચરે ૨૧) ચોપડીઓ—ડભોડા—શા. જેશંગ ખેમચંદે પોતાના દીકરાને નિશાળે બેસાડી ૨૨) મીઠાઈ શા. જેચંદ મોતીચંદે ૨૧) શા. ડાહ્યા કસ્તુરચંદે ૨૧ાા મહેતાજી દામોદર જેઠારામે ૨૧) શા. મગનલાલ ગગલભાઈએ ૨૧) બીજા બે ગૃહસ્થોએ ૨૧ા—મહીસા. આજમ મે. થાણદાર ભોગીલાલ માધવદાસે ૨૧) મે. અવલકારકુન રા. મોતીલાલ સાંકળચંદે ૨૧) બ્યાસ જેભાઈ જેરામે ૨૧) આજમ થાણદાર ગણેશપંથ ગંગાધરે ૨૧)—કપરૂપુર. ગામના ત્રણ સદગૃહસ્થોએ ૨૧ાા મીઠાઈ.—કડજોદરા. સદગૃહસ્થોએ ૨૧) મીઠાઈ.—પોરડા. સદગૃહસ્થોએ ૨૧) મીઠાઈ.—ઘોડાસર. ગામના ગૃહસ્થો તરફથી ૨૧ા પુસ્તકો. ૨૧) મીઠાઈ જમીદાર સાહેબ તરફથી.—ખડાલ. મીયાં શ્રી સુરસીંહજી સાહેબે ૨૧૦) પુસ્તકો ૨૫) મીઠાઈ ૨૭) મહેતાજીને. ઠાકોરસાહેબને ત્યાં કુંવરનો જન્મ થયાની ખુશાલીમાં.—હળદરવાસ. આજમ જમીદાર તથા દાકતરે ૨૨ાા મીઠાઈ અમદાવાદના રાજેશ્રી હરિલાલ દામોદરે ૨૨) સ્કૂલ કમિટીના મેમ્બરોએ ૨૧) મીઠાઈ.—પુનાદરા. મહેરબાન ઠાકોરસાહેબ તરફથી ૨૩) ચોપડીઓ ૨૨) મીઠાઈ ૨૫) મહેતાજીને ને બીજા ગૃહસ્થો તરફથી ૨૨)—નીરમાળી. ગામના ગૃહસ્થો તરફથી બાગ ખરચખાતે ૨૧૦) આપ્યા.—ઝેર. ગામના ગૃહસ્થો તરફથી ૨૧) પતાસાં તથા મીઠાઈ.

રવાના તા. ૯—૮—૮૬. હળદરવાસ. ૭ મી આગષ્ટ સને ૧૮૮૫ ના રોજ ઘોડાસર તાલુકાના જપતીદાર સાહેબ તથા ડાકટર આદીતરામ ધીરજરામ વગેરે પરીક્ષા લઈ ૨૩ાા મીઠાઈ વહેંચી. તા. ૮ મી જાન્યુઆરી ૧૮૮૬ ના રોજ જપતીદાર સાહેબ હરીસુખરાય નેનસુખરાય તથા મી. ડાકટર

સાહેબ તા. સ્કુલકમિટિના મેમ્બરો વિગેરે મળી ૨૧) મીઠાઈ. તા. ૨૪મી અપ્રિલ સને ૧૮૮૯ ના રોજ ઘોડાસર તાલુકાના ઠાકોર શ્રી દાદાસાહેબ સુરજમલજીએ પરીક્ષા લઈ ૨ઙ્ગા ચોપડીયો ૨૧ા મીઠાઈ કુલ ૨૪) તારીખ ૨૪ મી જુલાઈ સને ૧૮૮૯ ના રોજ મહીસા જીલ્લે બાવીસીના થર્ડકલાસ માજીસ્ટ્રેટ મી. મોતીલાલ સાંકળચંદે પરીક્ષા લઈ ૨૧) મીઠાઈ વહેંચી. રવાના તા. ૧૦-૮-૮૯.

(ઇંગ્રેજી સહી.) હરિરાય લક્ષ્મણરાવ.
ડે. એ. ઈ. મહીકાંઠા.

---

## सारसंग्रह.

ગુજરાતના પ્રસિદ્ધ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ. ની ઓઈલ પેઈન્ટિંગ છબી ખુલી મુકવાની ક્રિયા તા. ૧૨ મી જુલાઈ સને ૧૮૮૭ ને મંગળવારે અમદાવાદમાં એક દબદબા ભરેલી સભા હજુરે અમદાવાદના કલેક્ટર મી. રીડને હાથે થઈ હતી. કવિ દલપતરામને, ગૂજરાતી ભાષાની સેવા જાણીને અમદાવાદના કેટલાક ગૃહસ્થોએ તેનો બદલો આપવાને એક ફંડ ઉભું કીધું હતું. આ ફંડમાંથી કવિના ગુજરાનને સારૂ આશરે ૧૧ હજાર રૂપિયા મુખત્યારોને સ્વાધીન કર્યા છે. તથા બાકીનાની આ સુંદર ઓઈલ પેઈન્ટિંગ છબી બનાવવામાં આવી છે.

હલકી વર્ણના લોકોને કોર્ટમાં દાખલ કરવામાં આવતા નથી, તેને વિષે એવો ઠરાવ બહાર પાડવામાં આવ્યોછે કે કોર્ટમાં હલકી વર્ણને દાખલ નહિ કરવી એ ઈનસાફથી ઉલટું છે, માટે તે લોકોને કોર્ટમાં દાખલ થતાં અટકાવવા નહિ. તેઓ બ્રાહ્મણ અથવા ઊચ પંક્તિની વર્ણના લોકોને અડકે નહિ તે માટે ગોઠવણ રાખવી.

---

## शुद्धिपत्रक.

ગયા માસના અંકમાં ૨૨મી લીટીમાં પ્રગણું શબ્દ છે ત્યાં જીલ્લો સમજવો.







## નાણાં મોકલનાર ઘરાકોને ચેતવણી.

મારા નામ ઉપર મોકલવાને બદલે કોઈ કોઈ ગૃહસ્થો વખતે આ પત્રના એડિટર સાહેબના નામથી નાણાં મોકલે છે તેમણે હવેથી તેમ ન કરવાની કૃપા કરવી, અને આ ચેતવણી આપવા છતાં હવેથી જે એમ કરશે તેને પોતાને માથેજ તે મનીઑડર કે ટ્રાન્સફર રસીદ પાછી આપે અથવા તે "લાપસ" થઈ જાય તેનું જોખમ છે એમ સમજવું.

બીજા ગ્રાહકોને પણ ચેતવણી લેવાની કે મનીઆર્ડર મોકલવો તેના કુપનમાં પોતાનું નામ, હોદ્દો, તથા કયે વર્ષને પેટે કેટલા રૂપિયા મોકલ્યા છે તે લખવાને કદી પણ ચૂકવું નહિ.

રાજકોટ. હરિલાલ વલ્લભરામ,
તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૮૮૭. માનેજર, ગૂજરાતશાળાપત્ર.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

OCTOBER 1887.

પુસ્તક ૨૬ મું. ઑક્ટોબર. ૧૮૮૭. અંક ૧૦ મો.

મ'તાજી બહુ મોટું દુઃખ, નામ તેમ છે કામઃ-
કર ખેતી મન ક્ષેત્રની, ખરી એતી ધરી હામ.

અનુક્રમણિકા પૃષ્ઠ — CONTENTS:





( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

ખામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.



વર્ષનો રૂપિયો એક આગાઉથીજ. ........પોસ્ટેજ માફ.
છુટક નકલ ૧) ના આના બે........ ,, ના આનો

જેના વિષે પુષ્કળ વિદ્વાનોએ ઉત્તમ અભિપ્રાય આપેલો છે તે.

## "બાળચિત્ર પોથી"

જે રમતિઆ બાળકોને જલદીથી અક્ષરજ્ઞાન કરી આપે છે; જે શરૂઆતની બાળકેળવણીમાં ઉપયોગી બાબછે. પ્રથમ આવૃત્તિની બે હજાર નકલ માત્ર થોડા દિવસમાં ખપી જવાથી જેની જરૂરીઆત સાબીત થઈ ચુકી છે. પ્રથમ આવૃત્તિ કરતાં વિશેષ સુધારો વધારો કરી જેને પૂર્ણપણે શણગારવામાં આવીછે. એવી આ ચોપડી નીચેલ ઠેકાણેથી સવા આનાની રોકડી કિંમતે મળશે.

અમદાવાદ, વર્નાક્યુલર સોસાઇટીમાંથી, ભાવનગર, જાની દુર્લભરામ વિ. રામજી પાસેથી, કચ્છમાંડવી, દવે જીવરામ હરીશંકર પાસેથી. મુંબાઈ કર્તા પાસેથી મળશે. ૩ પુસ્તકે ૧ ટીકીટ ટપાલખર્ચ વધારે પડશે.

કર્તા. કાશીરામ વિ. રામજી પારિક.
જ્યુબીલી. એ. વ. સ્કુલના માલિક કોટ મુંબાઈ.

## જાહેર ખબર.

### (કચ્છ પ્રાંતને માટે)

"કચ્છી લેખાં ભાગ ૧ લો" કીંમત કોરી અરધ. "કચ્છી લેખાં ભાગ ૨ જો" કીંમત કોરી પોણી. "કચ્છી કોઠકો" કીંમત કોરી પા ખાસ કચ્છમાં ચાલતાં ચલણી નાણાં, તોલ, માપ અને બરપ પ્રમાણે—કચ્છના ગામઠી અને દરબારી નિશાળોમાં કેળવણી લેના વિદ્યાર્થીઓને બહુજ ઉપયોગી થાય તેવી ઢબ છપથી સુધરેલી પદ્ધતિ પ્રમાણે, કુંચીઓ, કારણો અને પુષ્કળ દાખલાઓ સહીત છપાવી તૈયાર કરાવવામાં આવી છે. જેઓ પોતાના વિદ્યાર્થીઓને કચ્છી લેખાનું જ્ઞાન દેવા ઇચ્છતા હોય, જેઓ વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો કરવા માગતા હોય, અને જેઓ લોકોમાં યશ મેળવવા ખાએશ રાખતા હોય તેમણે આ ચોપડી ખરીદવાની કીંમતી તક જવા દેવી નહીં. એ સિવાય "કચ્છમાં દસ્તાવેજ તથા નામુ લખવાની પદ્ધતિ" કીંમત કોરી દોઢ, થોડા વખતમાં તૈયાર થશે. સામટી મગાવનારને સેંકડે પંદર ટકા કમીશન, પચાસ ઉપરાંત મગાવનારને ટપાલ ખરચ માફ.

મેઘજી જુઠાભાઈ.
મુંદરા તાલુકા સ્કુલના મહેતાજી.

गूजरातशाळापत्र.

પુસ્તક ૨૧ મું. ઑક્ટોબર. સન ૧૮૮૭. અંક ૧૦ મો.

# स्माईलकृत ''जात महेनत''नुं भाषांतर.

આ એના વર્ગમાં એક અનુપમ ઈંગ્રેજી પુસ્તક છે. એ રચાએલું તો આ જમાનામાં છે, પણ એની ખુબી એવી છે કે એટલામાંજ જ્યાં જ્યાં ઈંગ્રેજી ભાષા બોલાયછે ત્યાં એ સર્વેના સાદરપાત્ર થઈ ચૂક્યું છે. ઉદ્યોગબોધક એના જેવો બીજો કોઈપણ ગ્રંથ નથી.

એનું ભાષાંતર સોરઠ પ્રાંતના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર રાવસાહેબ ગણપતરામ અનુપરામની તર્ફથી છપાયછે તેના પ્રુફોમાંથી કેટલુંક વાનગી દાખલ અમને મળવાથી તે અમે ખુશીની સાથે અત્રે જગા આપીએ છઇએ. એ ભાઈ એમની "મીઠી મીઠી વાતો" ઉપરથી ગ્રંથકાર દાખલ સારો દેખાવ જાહેરમાં આપી ચૂક્યા છે, અને અમે આશા રાખીએ છઇએ કે આ ભાષાંતરથી એ આબરૂમાં વધારોજ થશે.

"તત્વજ્ઞાન અને વિદ્યાશાસ્ત્રના શાંત સાગરમાં પણ શ્રીમંત લોકો સફરો કરીને પ્રસિદ્ધિ મેળવવામાં પાછળ પડ્યા નથી. અર્વાચીન તત્વજ્ઞાનમાં બેકન અને વિદ્યા-શાસ્ત્રમાં ઉવર્સ્ટર, બાઇલ, કાવેંડિશ, ટાલબટ અને રાસનાં નામ 'યાવત્ ચન્દ્ર દિવાકરૌ' તપી રહ્યાં છે. તેમાં બેકન જેમ અર્વાચીન તત્વજ્ઞાનનો ઉત્પન્નકર્તા ગણાય છે, તેમજ રાસ અમીર વર્ગનો મોટો યંત્રશાસ્ત્રી લેખાય છે. જો એ પુરૂષ અમીરાતમાં અવતર્યો ન હોત, તો મહાન્શોધક નરોમાં એનો વખતે પહેલો નંબર આવત, એવું એનું બુદ્ધિબળ હતું. એક મોટા લોખંડના કારખાનાનો ધણી રાસનું લોહાર કામનું

બારીક અને પરિપૂર્ણ જ્ઞાન જોઇને એટલો રાજી થઈ ગયો, કે રાસ અમીર પંક્તિનો પુરૂષ છે, એ વાતનો તે અજાણ હોવાથી, તેણે તેને પોતાના કારખાનાના ઉપરીની જગા કબૂલ કરવાને સારીપેઠે આગ્રહ કર્યો. એણે પોતાને હાથે એક મોટું દૂરબીન બનાવ્યું છે. તે રાસ-દૂરબીનના નામથી ઓળખાય છે. એ ખરેખર એવું જંગી અને વિલક્ષણ યંત્ર છે કે એ જાતનું એના જેવું બીજું કોઇએ બનાવ્યું નથી."

"પણ એ ઉચ્ચ વર્ગના નરો મુખ્યત્વે કરીને રાજ્યનીતિ અને અક્ષરવિદ્યાની રણભૂમિમાં છાતીભેર મજુરી કરતા માલમ પડેછે. બીજા વિષયોમાં જેમ મહેનતથી, મહાવરાથી, અને મનન કરવાથી યશ મેળવાયછે, તેમજ એ પ્રકરણમાં પણ મહેનત, મહાવરા અને મનનથી મોટું નામ મળી શકેછે. તેથી આપણા વડો પ્રધાન તેમજ આપણી રાજ્યસભાના અગ્રેસર સખ્ત મજુરી કરનાર માણસો જાણવા. પામર્સ્ટન એવોજ નર હતો; અને એવાજ આપણા ડાર્બી, રસેલ, ડિઝ્રાએલી, અને ગ્લાડસ્ટન હાલ છે. કારખાનામાં મજુરો પાસે દસ કલાકથી વધારે કામ કરાવવું નહીં, એવા ધારાઓનો લાભ આવા પુરૂષો લઈ શકે નહીં; પણ રાજ્યસભામાં જ્યારે કામનો ભરાવો હોયછે, ત્યારે ઘણીએ વાર તેમને રાત્રિ દિવસ બેવડું કામ કરવું પડેછે. હાલના વખતમાં એ મહાન મજુરોમાં મહા પ્રસિદ્ધ પુરૂષ સ્વર્ગવાસી સર રાબર્ટ પીલ થઈ ગયો, એ નિર્વિવાદ વાત છે. પોતાના મગજને વિસામો આપ્યા વગર, અખંડ ઉદ્યોગમાં તે એટલી બધી વાર સુધી રોકતો કે આપણને નવાઈ લાગ્યા વિના રહે નહીં. એવા કઠણ શ્રમ કરવામાં તે પોતાના શરીરનો પણ વિચાર કરતો નહીં. તેની મનશક્તિ સાધારણ પ્રતિની હતી; પણ અથાક ઉદ્યોગ અને નિરંતર આગ્રહવડે એવા માણસ પણ કેવાં કેવાં પરાક્રમ કરી શકેછે, તેનું જાણવાજોગ દૃષ્ટાંત એના જીવનચરિત્ર ઉપરથી આપણને મળેછે. રાજ્યસભામાં તેણે ચાળીશ વરસ ગુજાર્યાં, તેમાં એ રાક્ષસવત્ મહેનત કરતો. તે મન, કર્મ અને વાણિમાં એકવચની હતો; અને જે કામ કરવાને તે માથે લેતો, તે સાંગોપાંગ પૂરૂં કર્યા વિના રહેતો નહીં. જે બાબત ઉપર તકરાર ચાલતી હોય, તે ઉપર જેટજેટલું લખવામાં કે બોલવામાં આવ્યું હોય, તેનું તે કેટલી સંભાળથી

મનન કરતો, તે તેનાં ભાષણો ઉપરથી સિદ્ધ થાયછે. તે પોતાનું દરેક ભાષણ તૈયાર કરવામાં હદથી જાદે મજુરી કરતો; અને જૂદી જૂદી સભાઓની શક્તિ અનુસાર પોતે વર્તવાને કંઈ કસર રાખતો નહીં. વળી, તે ઉપરાંત દુનિયાદારીનું વ્યવહારોપયોગી ઘણું ડહાપણ, હરકોઈ કામ કરવાને દૃઢ મન, અને ધારેલું કામ ધારેલી રીતે પાર મૂકવાને તનમનથી તે દૃઢ શક્તિ ધરાવતો હતો. એવા એવા ગુણો એનામાં બિરાજતા હતા; પણ એક વાતે તો એ ઘણાં માણસોથી ચઢીઆતો હતો. તે એ કે જેમ જેમ જમાનો આગળ વધતો જતો, તેમ તેમ તેના સિદ્ધાંતો અને વિચાર વિસ્તાર પામતા જતા; અને વૃદ્ધાવસ્થાથી બીજા કેટલાએકના વિચાર દેશકાળ પ્રમાણે વિશાળ ન થતાં સંકોચન પામતા જાયછે, તેમ સર રાબર્ટ પીલને ન થતાં, તે તો એક મહાનુભાવ નીવડીને પરિપક્વ થવા લાગ્યો. આખર સુધી તે નવા વિચારો ગ્રહણ કરવાને સદા તત્પર રહેતો; ઘણાએક માણસો કહેતા કે હરકોઈ બાબત એ પોતાના વિચાર બહાર પાડતાં બહુ સાવધ રહેછે; એ વાત ખરી લાગશે, કારણકે એના જેવી ઊંચી સ્થિતિએ આવેલા ઘણા માણસો પોતાના ગયા ગુજરેલા જમાનાની એક અવાજે બેહદ તારીફ કરવા મંડી જાયછે, તેમ એ કદી પણ કરતો નહીં. ગયા કાળને સંભારીને તેનાં ખાલી વખાણ કરવાનો અને તેને માટે હાયવરાળા કરવાનો ઘણા માણસોને પક્ષઘાત જેવો માનસિક વ્યાધિ થઈ આવેછે, અને તેથી વૃદ્ધાવસ્થાનાં એવાં ઘણાં માણસો દુઃખી અને દયાને પાત્ર થાય છે, તેમાંથી એ મુક્ત હતો."

લાર્ડ બ્રુહામની અથાક મહેનત આગળ તો આડો આંક! લોકકલ્યાણને અર્થે તેણે સાઠ વરસ ઉપરાંત સરકાર સેવા બજાવી. તે દરમીઆન વિદ્યાની અનેક રણભૂમિમાં તે ભમ્યો છે. ન્યાયશાસ્ત્ર, અક્ષરશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર અને સૃષ્ટિજન્ય પદાર્થશાસ્ત્ર, એ દરેકમાં તેણે પ્રવેશ કર્યો છે, અને સારીપેઠે ઘૂમીને શ્રમરૂપી સમશેર વડે જયજયકાર કરીને કીર્તિનો મુકુટ દરેક રણસંગ્રામમાંથી મેળવ્યો છે. કેવી યુક્તિથી તે આવો મહા પરાક્રમી નીવડ્યો, તેનું કારણ ઘણાથી સમજી શકાતું નથી. સર સામ્યુઅલ રામિલીને કોઈ માણસોએ એક વાર વિનતિ કરી કે આ નવું કાર્ય છે, તો તે આપ માથે લઈને કરો તો સારૂં. તેણે ઉત્તર વાળ્યો કે, મને તો અવકાશ

છે, અને જે નામના મેળવી છે, તેના કરતાં બીજા કોઇએ વિશેષ કાં નથી કે કીર્તિ સંપાદન કરી નથી. આરામનો અનાદર કરીને અને શ્રેષ્ઠ થવાની ઉગ્ર ઇચ્છાના જુસ્સાથી તે ડગલે ડગલે આગળ વધતો ગયો. જો માત્ર મહેનતની વાત નજરમાં રાખીને આપણે જોઇએ તો હાલ જે અંગ્રેજ ગ્રંથકર્તાઓ છે, તેમાં કોઇએ એના જેટલું લખ્યું નથી, અને એના પુસ્તકોમાંથી જેટલું ઉચ્ચ પ્રતિનું લખાણ નીકળશે, તેટલું હાલના લખનારાઓના લખાણમાંથી નીકળનાર નથી. આવી જાતનો બુલ્વરે જે શ્રમ કર્યો છે, તે કેવળ સ્વેચ્છાથી; અને તેથી તે વધારે માનને પાત્ર છે. જે માણસ જાતે શ્રીમંત છે અને મોજમઝાનો શોખી છે, તેને તો શિકારમાં જવાનું, ગોળીના બહાર કરવાનું, અને અમનચેનમાં રહેવાનું; છુઆકુતીમાં જવાનું, અને ગાનતાનમાં ગુલતાન થવાનું; લંડન જેવા મોજીલા શહેરમાં જ્યારે મોજમઝાની ભર મોસમ ચાલતી હોય તેવા વસંતના સુંદર દિવસોમાં તમાશા જોવા જવાનું અને મિત્રમંડળમાં મળવા હળવાનું; તેમ કરતાં પેટ ભરાય એટલે આસપાસના ગામોમાં પોતાના સુંદર બંગલા હોય, ત્યાં ચાલ્યા જવાનું; અને ત્યાં તૈયાર કરી રાખેલાં સ્વાદિષ્ટ પકવાનથી બીજાને જમાડવાનું અને ગામડાની બહાર હરવા ફરવાનું અને બીજી હજાર તરેહની મોજમઝા કરવાનું; ત્યાંથી કંટાળ્યા તો વળી પારિસ, વિએના અને રોમ જેવાં નામાંકિત શહેરોમાં પ્રવાસ કરવાનું, એવા સુખી અને ધનવાન માણસને કેટલું બધું ચિત્તાકર્ષક લાગે ! એવા માણસથી કોઇપણ પ્રકારની જાતની મહેનત મનના ઊમળકાથી, આવી આવી અમનચેનની બાજી અને મોજમઝા પડતી મૂકીને કરવાનું કદી પણ મન ન થાય. આ સઘળા વૈભવ બુલ્વરની મરજી હોત તો તે ભોગવત. એની હારના બીજા જાગીરદાર અને અમીરો જે મોજશોખમાં મગ્ન રહેતા, તે મોજશોખ તેણે પોતાના મનને વશ રાખીને ત્યાગ કર્યો અને સાક્ષર વર્ગમાં દાખલ થઇને ગ્રંથકર્તાના ઊંચા પદવીએ તે ચઢ્યો. બાયરનની માફક તેણે પ્રથમ કાવ્ય કળામાં કોશીસ કરી, તેમાં તેણે હાર ખાધી. તેણે ફરી પ્રયત્ન કર્યું, અને 'ફાકલેંડ' નામની વાર્તા લખી; તેમાં પણ તેણે થપ્પડ ખાધી. આ વખત જો કોઈ નબળા મનનો માણસ હોય, તો તે લખવાનો ધંધો મૂકીને આઘો રહે; પણ બુલ્વર નિર્માલ્ય નહવો; તે ખંતી હતો. ફતેહ પામવું જ,

એવો દૃઢ નિશ્ચય કરીને તે મંડ્યોજ રહ્યો. તે સતત ઉદ્યોગમાં મચ્યો રહેતો, પુષ્કળ ગ્રંથો વાંચતો અને હારની બાજી હિમ્મતથી ફેરવીને પાછી જીત ઉપર તેણે આણી. ફાકલૅંડ બહાર પડ્યા પછી એક વરસમાં તેણે પેલ્હામ નામની નવલ પ્રગટ કરી; અને આજ ત્રીશ ત્રીશ વરસ થયાં અનેક અનેક પુસ્તકોરૂપી કિરણો પ્રસાર કરી બુલ્વર સૂર્યની પેઠે સ્મિતવદને ઝળકેછે.

ઉચ્ચ પ્રતિની લોકપ્રસિદ્ધિ પ્રાપ્ત કરવાને કેટલી મહેનત કરવી પડેછે અને કેટલો આગ્રહ રાખવો પડેછે, તેનું બીજું દૃષ્ટાંત મિ. ડિઝ્રાએલી ઉપરથી મળેછે. બુલ્વરની પેઠે તેણે પણ પ્રથમ અક્ષરશાસ્ત્રમાં પુરૂષાતન બતાવવા માંડ્યું; અને કેટલાએ પ્રયત્ન નિષ્ફળ ગયા પછી તેની મુરાદ સફળ થઈ. 'ઉવંડ્રસ ટેઈલ આફ આલ્રાય' (આલ્રાયની ચમત્કારિક વાત) અને 'રેવાલ્યુશનરી એપિક' (રાજ્યચક્ર વીરરસ કાવ્ય), એવા બે ગ્રંથ તેણે બહાર પાડ્યા. તેમાં એની પૂરી હાંસી થઈ, અને અક્ષર વિદ્યાના અધ્યયનમાં એનું ચિત્ત ખસી ગયું છે, એમ એનાં પુસ્તકો ઉપરથી જણાયછે, એમ લોકો કહેવા લાગ્યા. એ રસ્તો પડતો મૂકીને હવે તે બીજા વિષય ઉપર ઉતર્યો; અને તેણે કાનિંગ્સબી, સિબિલ, અને ટાંક્રેડ નામની નવલો પ્રગટ કરી, તે ઉપરથી તેની નક્કર મનશક્તિની ખરી તુલના થઈ. આમની સભામાં પ્રથમ જ્યારે એ ભાષણ કરવા ઉભો થયો, તે વખત પણ એને શરમીંદા પડવું પડચું હતું. માણસો કહેવા લાગ્યાં કે આડેલ્ફીની નાટકશાળામાં ભવાઈ થતી વખત, જે ગ્રાસાગ્રાસ પડેછે તે કરતાં એનું ભાષણ વધારે તિવ્ર નાદવાળું હતું. એણે તો પોતાનું ભાષણ મહત્વાકાંક્ષી, બુલંદ સૂરમાં તૈયાર કર્યું હતું, તોપણ એ બાપડો એક વાક્ય બોલે કે તેની પાછળ તેને (અપ)માન આપવાને હસવાનો હોહાકાર થઈ રહ્યોજ હોય. શેકસ્પિઅર કૃત હામ્લેટ અથવા આપણા રણછોડભાઈ કૃત લલિતા જેવાં કરૂણારસ નાટકને કોઈ હાસ્યજનક નાટકરૂપે ભજવી બતાવવાની મૂર્ખાઈ કરે, અને તેથી તેની જેટલી હાંસિ થાય, તે કરતાં એના ભાષણથી અતોલ વિશેષ તિરસ્કાર થઈ પડ્યો. તાત્પર્ય એ કે એના ભાષણનો સત્કાર એને સંપૂર્ણ નાઉમેદી કરે એવો હતો પણ પોતાનું બોલવું પૂરૂં કરતાં, છેવટ તે એક મહાસૂચક વાક્ય બોલી ગયો. તેણે મહા મહેનતે તૈયાર કરેલા ભાષણ

ઉપર આવી ઠઠ્ઠામશ્કરી થએલી જોઈ, તેથી તે ક્રોધના આવેશમાં બોલી ગયો કે, 'મેં ઘણીવાર ઘણી ઘણી વસ્તુઓનો આરંભ કર્યો છે, તેમાં છેવટ જતાં હું દરેક કામમાં પાર પડ્યો છું. હમણાં તો હવે હું બેસી જાઉછું, પણ એવા વખત આવશે કે તમેજ મને સાંભળશો.' એ વખત આવ્યોજ; અને આખી પૃથ્વીમાં પહેલા દરજ્જાની આપણી રાજ્યસભાનું મન આખરે એણે કેવું હરણ કરી લીધું, તે જાણવા જેવી વાત છે; અડગ નિશ્ચય અને જુસ્સાથી કેવાં કેવાં કામ થઈ શકેછે, તેનું આ અજબ દૃષ્ટાંત છે. ડિઝ્રાએલી કેવળ ધીરજ રાખી મહેનતમાં મંડ્યો રહેવાથી મહાન કીર્તિ મેળવી શક્યો. ઘણા જુવાનીઆ પહેલા સપાટાથીજ નાઉમેદ થઈ, ખૂણામાં ભરાઈ બેસીને કપાળે હાથ દઈને રડેછે, તેવો ડિઝ્રાએલી નહતો. એ તો અંતથી મહેનત પાછળ ઉલટો મંડતો. તેનામાં જે જે દોષ હતા, તે તેણે કાળજીથી કાઢી નાખ્યા, શ્રોતાજનને કેવી કેવી બાબતો કેવી રીતે કેવી ઢબમાં મૂકી હોય, તો તે તેમને પસંદ પડશે, એ ઉપર એણે ખૂબ ધ્યાન દીધું; વક્તૃત્વ ચાતુર્યનો ચિત્ત દઈને એણે મહાવરો પાડ્યો અને જે પાર્લમેંટમાં તે બિરાજતો હતો, તે સભા સંબંધી પૂરતું જ્ઞાન તેણે મહેનત કરીને મેળવ્યું. તેણે ફતેહ મેળવવાને ધીરજથી એવું ચેતરૂં કર્યું, તો ફતેહનો ડંકો તે ધીરે ધીરે સાંભળવા લાગ્યો. પછી તો જે સભાએ એની આગળ મશ્કરી અને હાંસિ કરી હતી તેજ સભા ડિઝ્રાએલી જેની હાંસિ કરતો, તેની હાંસિ કરતી; એટલી બધી એ સભા એણે વશ કરી લીધી. એની જે પ્રથમારંભમાં હાંસિ થઈ હતી તે સૌ ભૂલી ગયા; અને હવે એ એક મહા ચતુર, અસરકારક અને પરિપૂર્ણ વક્તા છે, એમ સર્વાનુમતે કહેવાય છે.

---

## पुस्तकोंनी पहोंच.

**पुरुविक्रम नाटक,** એ મૂળ બંગાળીમાં બાબુ જ્યોતિરીંદ્રનાથ ઠાકુરે બનાવેલું તેનું આ ગૂજરાતી ભાષાંતર શ્રીનારાયણ હેમચંદ્રની તર્ફથી થઈને બહાર પડ્યું છે. આ આપણા ઉદ્યોગી ગ્રંથકારના લખાણ તર્ફ જે કેટલાક ભાષાલક્ષીજ વાચકો બહુ અનાદરથી જોયછે, તેમના દિલાસા ખાતર અમે કહીએ છીએ, કે આ પુસ્તકમાં તો માત્ર અર્પણપત્રિકા

સિવાય સઘળેજ ભાષા વ્યાકરણ શુદ્ધ, રૂઢ, અને ઘણે ઠેકાણે સરળ પણ છે. એમાં જે પદ્યભાગ છે તે એ બાઇનોજ બનાવેલોછે કે કેમ તે અમે જાણતા નથી, પણ તે તો એથી પણ વધારે શુદ્ધ અને સરળ છે.

આ નાટકના મૂળ કર્તાની કલમ કસાએલી તથા રસજ્ઞાન ઇંગ્રેજી સાહિત્યના અભ્યાસથી સારા પરિપાકને પામેલી જણાય છે. નાટકની શૈલી તથા વસ્તુસંકળના પણ દેશી કરતાં વિદેશી સાહિત્યશાસ્ત્રને વધારે અનુસરતી છે. એ નાટક કલ્પિત, અને શૃંગાર તથા વીરરસના પ્રસંગો સરખાજ આવી શકે એવી રીતે ગોઠવેલું છે. એનો સમય શિકંદર બાદશાહની સ્વારીનો, તથા સ્થળ પંજાબ રાખેલું છે, પણ પાત્રચેષ્ટા લગભગ હાલના યુરોપિયન સ્ત્રી પુરૂષોના જેવીજ દેખાય છે. તોપણ તે સ્વભાવોક્તિથી ભરેલી અને રસંભરી છે, અને સામાન્યપણે હાલ જે નાટક એ નામથી ચોપડીઓ આપણામાં ઓળખાય છે તેના કરતાં તો આ નાટક બેશક બધી રીતે હજારોગણું ચડિયાતુંજ છે.

એ નાટકની મૂળ વસ્તુ આ પ્રમાણે કલ્પી છે—તે સમે પંજાબમાં પુરૂરાજ તથા તક્ષશીલ એંભ્જુરાન રાજા. તથા ઐલવિલ નામની કુમારિકા રાણી જે પોતાના બાપનું રાજ્ય પોતેજ ચલાવતી હતી, તે ક્ષાત્રપક્ષનાં આગેવાનો હતાં. એમાં પણ ઐલવિલાનો દેશાનુરાગ તો અપૂર્વજ વર્ણ્યોછે. તેનો અંતઃપ્રેમ પુરૂરાજ ઉપરજ. હોવાછતાં તેણીએ એમ જાહેર કર્યું હતું કે શિકંદરની સામા લડવામાં જે વિશેષ પરાક્રમ દાખવશે તેને હું વરીશ. આ લાલચથીજ તક્ષશીલ દેશપક્ષે ઝૂઝવા તૈયાર થયો હતો. પણ એની બહેન અંબાલિકા એક હુમલાની વખતે શિકંદરના હાથમાં આવી જવાથી તે બંને વચ્ચે પરસ્પર પ્રેમ થયો, અને તેથી તેણીએ પાછી આવી પોતાના ભાઇને ભમાવ્યો. આ રીતે ક્ષત્રિધર્મથી ભ્રષ્ટ થએલા આ તક્ષશીલે યવનની સાથે યુદ્ધમાં પોતે કાંઈ મદદ ન કરી એટલુંજ નહિ, પણ ઐલવિલા જે પંડેજ રણે ચડી હતી તેને પોતાની છાવણીમાં એક વાર મસલતને સારૂ આવી કે દગાથી કેદ કરી રાખવાથી તેણીનું સૈન પણ આ દેશરક્ષણમાં નકામું થઈ પડયું. આ કારણોથી પુરૂરાજ તથા બીજા રાજકુમારો મરણીયા થઈ લડ્યા, પણ તેમનું કાંઈ ચાલી શકયું નહિ. પુરૂરાજે દ્વંદ્વ યુદ્ધ માગ્યું, શિકંદરે તે આપ્યું, બંનેએ પરસ્પર સારા

હાથ દેખાડ્યા, છેવટે શિકંદર ગબડી પડ્યો અને પુરૂરાજ તેની છા
ઉપર ચડી બેઠો, તે જોઈ એક યવન સિપાઇથી સાંખી ન રહેવાતાં તે
આસા વિરૂદ્ધ વચમાં પડી પુરૂરાજને ઘાયલ કર્યો, તેના માણસો તે
ઉઠાવી ઝપાટાબંધ પોતાના તંબુમાં લઈ ગયા, અને શિકંદરશાહે તે શિ
પાઇને શિક્ષા કરાવી પસ્તાવો કર્યો કે આ કર્મથી મારા નિર્મળ યશ
કલંક લાગ્યુંછે:—એ બધી હકીકત ઐતિહાસિક સંભવથી વિપરીતજ, પ
પ્રેમશૌર્યના ધર્મને અનુસરી વાંચનારને અત્યંત આહ્લાદકછે ખરી.

શિકંદરની ફતેહથી અંબાલિકાલો સુખી થયજ, અને તક્ષશીલ
આખા પંજાબનું રાજ્ય મળ્યું. પણ આવા દેશદ્રોહીને કોઈ પણ ક્ષત્રાણ
વરે નહિ, તો ઐલવિલા કે જેની શિરાઓ લોહીને સ્થળે દેશાનુરાગથી
ભરેલી હતી અને જેના અંતઃકરણમાં મૂળથીજ દેશભક્ત પુરૂરાજની
દીપ્યમાન મૂર્ત્તિ બિરાજી રહી હતી, તે એનો કોઈ પણ રીતે કેમ અંગીક
કરે ! માટે તક્ષશીલનો સઘળો આર્જવ તથા શિકંદરશાહની સમજુતીએ
પણ એ વાતમાંતો નિષ્ફળજ ગઈ.

એ દરમ્યાન બાદશાહે પુરૂરાજને સમજાવી શરણાગત કરી લાવ
જે લશ્કર મોકલ્યું હતુ તે એની છાવણીમાં આવી પહોંચ્યું. અહિંયા
ગણ્યાગાંઠ્યા થોડા અંગરક્ષકોજ રહ્યા હતા, પણ તેમણે બહાદુરીથી લ
પોતે મૂઆ ત્યાં સુધી જખ્મોથી અશક્ત અવસ્થામાં પડેલા પોતા
રાજાને તેમના હાથમાં જવા દીધો નહિ. જખ્મીનો પલંગ ઉપાડી તેઓ
જાયછે એવામાં વાટે તક્ષશીલ મળ્યો. પુરૂરાજ ક્યારે મરે એનીજ તે
રાહ જોઈ બેઠો હતો, અને તેથી જ્યારે એને જીવતો દીઠો ત્યારે તે આ
વાઈ તેને ઉન્મત્તાઈનાં કેટલાંક વેણ કહેવા લાગ્યો. પુરૂરાજ પડ્યો પડ
પણ ક્ષત્રી મરદો હતો. એ દુષ્ટના અધમ વચનો સાંભળી એને એ
ગુસ્સો ચડ્યો કે પોતાના જખ્મોની દારૂણ વેદના તમામ વીસારી જા
પલંગ ઉપરથી એક છલંગે તેની ઉપર તે તૂટી પડ્યો, અને એકજ ઘા
એના બે કડકા કરી નાંખ્યા. શિકંદરની હજુરમાં એને લઈ ગયા, ત્યાં
આ સમાચાર સાંભળી અંબાલિકાતો શોકનિમગ્નજ થઈ ગઈ, પાદશા
કહ્યું, કે બોલ પુરૂ, હવે તું મૃત્યુદંડ શિવાય બીજી મારી પાસેથી શી આશ

રાખે છે ? એણે કહ્યું, મૃત્યુ એજ. "બોલ તારે કેવી જાતનું મૃત્યુ જોઇએ છીએ." "એક રાજા તરફથી બીજા રાજાને શોભે તેવું."

આવા એના નિડરપણાના બોલ સાંભળી સૌએ જાણ્યુંકે હવે એના ભૂંડા હાલ થનારે છે. પણ શિકંદર બાદશાહ શુરવીર તેવોજ મોટા મનનો હતો. એણે સન્માનપૂર્વક એનું રાજ્ય પાછું અને સ્વાધીન કર્યું. જે સમશેરથી જીતાયો નહોતો તે આ પ્રેમાચરણથી એને કેવળ વશ થઈ રહ્યો.

હવે એલવિલા ને પુરરાજનાં લગ્ન થવાં એજ બાકી રહ્યું. તે બંને પ્રથમ એક બીજાને અત્યંત ચાહાતાં હતાં, પણ હાલ પુરરાજ ઘણોજ ડુભાએલો હોય એમ માલમ પડ્યું. તે પણ છળમૂર્તિ અંબાલિકાનુંજ કર્મ હતું. પુરરાજનો અનાદર રૂપે તો એલવિલા પોતાના ભાઇને વરે એવી આશાએ તેણે એલવિલાના અક્ષરની એક જૂઠી પ્રેમપત્રિકા તક્ષશીલ ઉપરની બનાવીને પોતાના એક માણસ હસ્તક જાણે ભૂલથી આપતો હોય એમ પુરરાજની ઉપર મોકલાવી હતી. પણ તે હેતુતો હવે આપોઆપ બરબાદ જવાથી અંબાલિકાને પસ્તાવો થવા લાગ્યો, અને તેમાં જ્યારે શિકંદરશાહ એના કાલાવાલાને કાંઈ પણ ન ગણકારી પોતાની સાથે એને ન લઈ જતાં એકલોજ ગાંગ પ્રદેશ જીતવાને ચાલ્યો ગયો, ત્યારે એને પૂર્ણ વૈરાગ્ય પામી તેણીએ બધું માની દઈ પેલા પ્રેમી જોડાને નિર્બાત કરી સુખમાં નિવાસ કરાવ્યો, અને પોતે સંન્યાસિની રૂપે પોતાના દેશદ્રોહી કાર્યોનો પસ્તાવો કરતી ચોતર્ફ તીર્થાટણ કરવા લાગી.

**ગૂજરાતી શબ્દાર્થ કોષ**, એટલે, નર્મકોષ અને ગૂજરાતી શબ્દસંગ્રહમાં નહિ આવેલા શબ્દોના અર્થ. રચનાર મોતીલાલ મનસુખરામ શાહ, રહેવાસી મોજે વીસલપુર, તાલુકે સાણંદ, જીલ્લે અમદાવાદ. બેશક ભાઈ મોતીલાલે ઘણી ઉપયોગી મેહનત કરીછે, અને એવા કેટલાક પરિશ્રમો થશે ત્યારેજ આપણી ભાષાના તમામ શબ્દોનો સંગ્રહ બરોબર થઈ શકશે. એમાં ૧૪૦૦ શબ્દો એકઠા કર્યા છે, અને તેમાંના ઘણાક અમદાવાદ જીલ્લામાં અને શ્રાવકોમાંજ વપરાતા શબ્દો હશે, તોપણ એ કારણોને લીધેતો તેનો સંગ્રહ થવાની વિશેષ જરૂર છે, કેમકે એવા શબ્દોતો બીજા જીલ્લાના કે કોમના લોકના જાણવામાંજ હોય નહિ.

**हसाहस**, ભાગ ૧ લો, પ્રગટ કરનાર પુરૂષોત્તમ કા'નજી ગાંધી. એમાં રમુજી કિસ્સાઓનો સારો સંગ્રહ કર્યો છે. ઘણા ખરા ઈંગ્રેજીમાંથી લીધેલા જણાય છે.

**श्री लोलिंबराज प्रणीत वैद्यजीवन.** સંસ્કૃતમાં આ વૈદકનો એક નામીચો ગ્રંથછે. નામીચો તે તેના વૈદ્યકજ્ઞાનને માટેજ નહિ, પણ તેના સુંદર પદલાલિત્ય અને શ્લેષાદિક યુક્તિથી તેને શૃંગાર મય કરી નાંખ્યોછે તેને માટેછે. અમારા વિચારમાં તો વ્યાધિઓના વર્ણન અને કડવા ઊકાળાની ટીપોની સાથે શૃંગાર જોડવો એ મોટો રસવિરોધ છે, પણ આરસે પાંચસે વર્ષ ઉપર આપણા લોકની વૃત્તિઓ એવીતો વિષયમગ્ન થઈ રહી હતી કે ધર્મ કે વિદ્યા સઘળીજ બાબતોમાં તેઓ ઉઘાડો શૃંગાર પણ દાખલ કરતાં કાંઈ પણ આચકો ખાતા નહિ. તે પંક્તિનો આ મૂળ ગ્રંથછે. ભાષાંતરમાં તો મૂળના જેટલો ઉઘાડો શૃંગાર આવ્યો નથી તે જો-ઇને અમે રાજી થયા છિયે. ગુજરાતી પદ્યબંધ જોડવામાં ભાષાંતરકારે સારૂં કૌશલ્ય દર્શાવ્યું છે, કેમકે બહુધા જેમાં ઓસડીયાનાં નામ આવે તેવી બાબતોને અને તે પણ અક્ષરછંદમાં મૂકવી એ કાંઈ સહેલી વાત નથી. એ ભાષાંતર શ્રી પ્રાણલાલ બળદેવજી મુનશીએ કરી શ્રી કૃષ્ણ-લાલ ગોવીંદરામ દેવાશ્રયીની મારફત પ્રગટ કરાવ્યું એમ એના મુખ્ય પૃષ્ઠપર લખ્યું છે.

**कविरवि**, રચનાર શ્રી કૃષ્ણશર્મા. એનો પણ પદ્યબંધતો સરળ અને મધુર છે, પરંતુ બંધન કરવાની વસ્તુ શી અને તે બંધમાં આવી કે નહિ તે ઉપર વિશેષ લક્ષ રાખવામાં આવ્યું હોતતો સારૂં, કેમકે રચના-રમાં નવલકલ્પના કાંઈક હોય એમ શબ્દના ધૂમાડામાંથી કોઈ કોઈ વખત જણાઈ આવે છે.

**रमुजमाळा**, પ્રગટ કરનાર વિઠ્ઠલદાસની કંપની. ઈંગ્રેજી વિગેરેમાં ચાલતા ટુચકાઓ અત્રે શુદ્ધ અને મર્માળી ભાષામાં ઉતાર્યાછે. "સંક્ષિપ્તતા એ ચાતુર્યનું મૂળછે" એ કહેવત આ ભાષાંતર કરનારે બરાબર અમલમાં આણેલી જણાય છે.

**अमदावाद प्रार्थना समाजनो पंदरमो वार्षिक वृत्तांत,** એ સને ૧૮૮૬ નો રીપોર્ટ વાંચતા માલમ પડેછેકે એ સમાજના આદિ પ્રમુખ રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ દેવલોક થયા છતાં પણ એનું કામ પહેલાના જેવુંજ હોંસભેર ચાલ્યું જાયછે.

**विचार संग्रह** છપાવી પ્રસિદ્ધ કરનાર ત્રવાડી વીઠલજી ભુધરજી. એમાં સજ્જનને સ્વર્ગ મળેજ, સાચાઈ, સાદાઈ, સભાથી થતા લાભ, શિયળ, ઇશ્વરસ્તુતિ, દેશભક્ત, સુધારો, વિગેરે કેટલાક વિષયો ઉપર કવિતા જુદી જુદી જાતના છંદોમાં ઠીક કરેલી છે.

**गूजरातना इतिहासनो संक्षिप्तसार,** બનાવનાર બાયણી વનમાળી કેશવજી, ભાવનગર તાલુકાસ્કુલ આસિસ્ટંટ.

---

## सारसंग्रह.

**वासठ वर्षनुं चक्र.** યૂરોપખંડના બેલજીયમ દેશ મધ્યે એક ખગોળ શાસ્ત્રીએ લાંબી મુદત સુધી અવલોકન કરીને સિદ્ધ કર્યુંછે કે, દર બાસેઠ વરસે એક પ્રકારની રૂતુ બરાબર સરખી આવે છે. સને ૧૮૨૩, ૧૮૨૪, અને ૧૮૨૫ની સાલમાં આખું વરસ જેવી રૂતુ હતી, તેવીજ રૂતુ સને ૧૮૮૫, ૧૮૮૬, અને ૧૮૮૭ માં રહી હતી. તેણે જે ઉપર પ્રમાણે સિદ્ધ કરેલું છે તેને, અજમાવી જોવાને તે બીજા દેશના ખગોળ શાસ્ત્રીઓને સૂચવેછે. જો એ પ્રમાણે આગલા વરસોના સાથે પાછલા વરસોની રૂતુ મળતી આવવાનો અખતરો સિદ્ધ થાય તો તેથી, ખેતી, મુસાફરી, વ્યાપાર વિગેરેના સાધનોને કીમતી મદદ મળે. એ પ્રમાણે બાસેઠ વરસે ચોકસ સરખી રૂતુ આવવાનું તે કારણ એવું દરશાવેછે કે, એ પ્રમાણે રૂતુનું એકત્વપણું ચંદ્રની ગતિ વગેરેથી ઉત્પન્ન થાયછે, અને રૂતુનો ફેરફાર કરનાર અગ્રેસર ચંદ્રજ છે. શું, આપણામાં સાઠ વર્ષનું ચક્ર ગણાય છે તે આ હિસાબે સથાસ્ત્ર ઠરશે?

**पटेटामांथी हाथीदांत**—અમેરિકનોએ પટેટામાંથી હાથીદાંત બનાવવાની કળા એવી રીતે શોધી કાઢીછે કે સલફ્યુરીક આસિડમાં પટે-

ટાના ગરને ઘોઈ નાખીને તે ઉકાળેછે, જેથી તે હાથીદાંત જેવા સફેત અને નક્કર બની લીશા થાય છે અને તે ઉપર રંગોવટીક ચઢી શકેછે.

**खेडाण वगरनीं जमींन**—હિંદુસ્તાનના ખેતીવાડીને'લગતાં ખાતાં તરફથી જણાવવામાં આવ્યુંછે કે ૯૭ ૮૦ લાખ એકર જમીન ખેડાણ વગર પડી રહેલી છે.

**आबकारी निकाल**—અંગ્રેજી રાજ્યના સુરત જીલ્લાની હદ તથા વડોદરા રાજ્યના નવસારી મહાલની હદ જોડાજોડ આવ્યાથી ત્યાંના દારૂ તાડીના ઇજારદારો એકેકની હદમાં જઈ સસ્તો માલ ખરીદ કરતા હોવાથી વારંવાર ફરિયાદ થતી હતી, જે ઉપરથી બંને સરકારો વચ્ચે ઘણા વખત થયાં સંદેશા ચાલતા હતા. આ ફરિયાદોનો અંત લાવવા માટે વડોદરાના નાયબદીવાન, દી. બા. મણિભાઈ જસભાઈ અને મુંબાઈ સરકારના પરસનલ આસિસ્ટંટ મી. લલ્લુભાઈએ પ્રથમ કેટલીક ગોઠવણ કરી હતી. ત્યાર પછી જુન સને ૧૮૮૭ ના માસમાં વડોદરાના દી. બા. લક્ષ્મણ જગનાથ અને આબકારી કમિશનરનું એક કનફરન્સ મળ્યું હતું, જે વખતે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે બંને રાજ્યોએ દારૂ તથા તાડી ઉપર એક સરખો કર નાખવો, જેથી તેઓ સરખેજ ભાવે માલ વેચી શકે તથા બંને રાજ્યની હદમાં પીઠાં બબે માઈલ દૂર રાખવાં આ પ્રમાણે મુંબાઈ અને ગાયકવાડ સરકાર વચ્ચે આબકારી ખાતાનો હાલમાં બંદોબસ્ત થયો છે.

**सौथीं वधारे बोलाती भाषा**—એવી અટકળ કરવામાં આવેછે કે આગળ જતાં અંગ્રેજી, રશિયન તથા સ્પેનીશ ભાષા પૃથ્વીમાં મુખ્ય થઈ પડશે, અને ફ્રેંચ તથા જર્મન ભાષા સદરહુ ત્રણ ભાષાઓની માફક બોલવામાં સાધારણ થઈ પડશે નહિ, પરંતુ વિદ્યાર્થીઓ જેમ સંસ્કૃત અને લાટીન ભાષાનો ઉપયોગ કરેછે, તેમ તે બે ભાષાનો ઉપયોગ કરશે. ફ્રેંચ તથા જર્મન ભાષા કરતાં અંગ્રેજી, રશિયન અને સ્પેનીશ ભાષાનો વધારે પ્રસાર થવાનું કારણ એ જણાયછે કે યુરોપમાંથી પ્રતિ વર્ષ લાખો બાળકો અમેરિકા મધ્યે જાય છે, જેઓ જો ઉત્તર અમેરિકામાં નિવાસ કરેછે તો અંગ્રેજી ભાષા ગૃહણ કરેછે, અને દક્ષિણ અમેરિકામાં નિવાસ કરેછે તો

સ્પેનીષ ભાષા, સૈબિરીયા અને આખા મધ્ય એશિયામાં વસનારા લોકો રશિયન વાપરેછે. જર્મનો ઉત્તર અમેરિકામાં ગયા પછી થોડાં વર્ષમાં પોતાની ભાષા તરીકે અંગ્રેજીને લખેછે, તેમજ પોર્ટુગીઝો અને ઇટાલીયનો દક્ષિણ અમેરિકામાં ગયા પછી પોતાની સ્વભાષા તરીકે સ્પેનીશને ગણેછે. હવે અંગ્રેજી, રશિયન, અને સ્પેનીશ એ ત્રણ ભાષામાંથી પ્રથમ કંઈ નાબુદ થશે એ સેહેલથી વિચારી શકાશે. અમેરિકામાં જે અંગ્રેજો જાયછે તેઓ બીજા યુરોપિયનો કરતાં ત્રણ ઘણા વધારે હોય છે. તે પરથી ધારી શકાયછે કે પહેલી સ્પેનીશ ભાષા નાબુદ થશે. અંગ્રેજી અને રશિયન ભાષામાંથી હવે પ્રથમ કોનો નાશ થશે તે વિશે વિચાર બાંધવા અશક્યછે, કારણ કે હમણાં આપણે જોઈએ છીએ કે અંગ્રેજો તથા રશિયનો પોતપોતાની હદ વધારવા માટે કેટલી બધી ઉત્કંઠા ધરાવેછે. આ ઉપરથી આપણને માનવાને કારણછે કે અંગ્રેજી તથા રશિયન ભાષાનો પ્રસાર ઘણી ત્વરાથી થવા લાગ્યો છે.

**दुनियामां सर्वथी उंचो पहाड**—અદ્યાપિ પર્યંત દુનિયામાં સર્વથી ઉંચામાં ઉંચો પાહાડ હિંદુસ્તાનમાં હિમાલય ગણાય છે, પણ હમણાંજ જણાવવામાં આવેછે કે ન્યુગીનીમાં માઉંટહરક્યુલીસની ઉંચાઈ હિમાલયથી પણ વધારે એટલે ૩૨૭૮૬ ફીટની માલમ પડીછે.

**पृथ्वी गोळछे तेनी एक वधु सावीती**—પૃથ્વી ગોળછે તે અલબત્ત અત્યાર સુધીમાં વગર શંકે સાબીત થઈ ચૂકયું છે, તોપણ તે સાબીતીમાં સ્વીતઝરલાંડના પ્રોફેસર ડુફોર નામના એક વિદ્વાને એક નવો પૂરાવો રજુ કર્યોછે. તે જણાવેછે કે સ્થિર પાણીની મોટા વિસ્તારની સપાટી ઉપર ચીજોનો પડછાયો પડતાં પૃથ્વીના ગોળાકારને લીધે તેમાં ખામી માલમ પડે છે. એટલે કે તે પડછાયો ચીજની ખરેખરી ઉંચાઈ બરોબર હોવાને બદલે તે એટલો સંકોચમાં પડેછે કે તેને પીછાણવો પણ કઠણ પડે છે. જીનીવાના મોટા સરોવર ઉપર મોન્ત્રુઝનાં દેવલનાં મીનારાનો પડછાયો પડે છે, તે મોરજીસ શહેર ઉપરથી જોતાં એવો સંકોચાયલોજ દેખાય છે. આ ઉપરથી પ્રો. ડુફોર સાબીત કરવા માગેછે કે એક પળ સુધી એવા પડછાયા ઉપર નજર કરતાં સાફ માલમ પડેછે કે હાથમાં પકડેલો દડો જેટલો ગોળછે તેટલીજ પૃથ્વી પણ ગોળાકાર છેજ.

—❖—

# निशाळोनां इनामपत्रक.

## ઝાલાવાડ પ્રાંત.

જા. નં. ૩૬૬ તા. ૧૩—૭—૮૯.

ધ્રાંગદરા.—મહારાજા રાજસાહેબ તરફથી ૩૧૪ાા મીઠાઈ—કુડા. રાણા અમરસીંહજીએ પોતાના દીકરાને માંદગીમાંથી સુવાણ થતાં તથા રા. રા. ત્રંબકરાવ ગણેશ પોતાના દીકરાને નિશાળે બેસાડી બંને જણે થઈ ૩૧ાા સાકર વહેંચી—લીમડી નંબર ૧ લો. મે. ઝા. પ્રાં. આ. પો. એ. સા. તથા ઠાકોર સાહેબ સ્કુલમાં પધારી ૪૬—૫—૦ નાં પુસ્તકો ૩૨)નાં પતાસાં વહેંચ્યાં. અને નંબર ૨ જા માં. ૩૪૨ા ની બ્રીટીશ હિંદુસ્તાન એ નામની ચોપડી તથા ૩૧) પતાસાં—રંગપુર. રાણા સરતાનસીંહજી ભૂપતસીંહજીએ પોતાના દીકરાને નિશાળે બેસાડી ૩૧ા પતાસાં—વઢવાણ. ઠકર હંસરાજ માવજીએ ૩૧) મીઠાઈ—સાપલા. શા. ગોવરધનદાસ વિઠલદાસે તથા દેશાઈ હીમચંદ ગોબરદાસે મળી ૩૫) મીઠાઈ—ચુડા. ઝા. પ્રાં. મે. આ. પો. એ. સા. પધારતાં દરબારશ્રી તરફથી ૩૭—૦—૫ ચોપડીયો ૩૨) મીઠાઈ કુંવરશ્રીની વહુ જાડેજી વહુને પુત્રનો જન્મ થતાં ૩૩) ની મીઠાઈ, રાજપાળ વીરજીએ પોતાના દીકરાની મરણતીથીને રોજ ૩૨) ની મીઠાઈ મે. આ. પો. એ. સા. બા. ૩૧) મીઠાઈ કુલ ૩૧૫—૦—૫ ને—કન્યાશાળામાં, ૩૭) ચોપડીઓ ૩૧) મીઠાઈ. ને કુંવરશ્રી માધવસીંહજીની વહુ જાડેજી વહુને દીકરાનો જન્મ થવાથી ૩૧) મીઠાઈ જુનાગઢના બાબા દીવાન સાહેબે ૩૧ા મીઠાઈ કુલ ૩૧૦—કુંકડા. શેઠ લક્ષ્મીચંદ મુળજીએ ઊનાળામાં છોકરાઓને પાણી પાવાના અર્થેના તથા બીજા ગૃહસ્થે મીઠાઇ કુલ ૩૨ાા—થાનગઢ. બાઇશ્રી રાજબા તરફથી ૩૧ા મીઠાઈ—ભોઈકા. મે. ઝા. પ્રાં. આ. પો. એ. સા. પધારતાં ૩૮)ના રૂમાલ તથા ચોપડીઓ. ૩૨) મીઠાઈ મે. થાણદાર સાહેબની બદલી થતી વખતે ૩૫) ચોપડીઓ ૩૨) સાકર કુલ ૩૧૭)—ધ્રાંગદરા. મહારાજા સાહેબ તરફથી ૩૫) મીઠાઈ સમાટ ગીરધર પાનાચંદ કાશીએ જતાં ૩૧) મીઠાઈ. કુલ ૩૬)—કુમણા. વારસીક પરીક્ષા વખતે ઝાલા કેશરીસંગે ૩૧) દ્રાક્ષ વહેંચી—મોટા અંકાવાળીયા. વારષીક પરીક્ષા વખતે ગામ આતેથી ૩૧) મીઠાઈ—નાના અં-

મોધીબાએ રૂ૧।। સાકર—ગણોદ. જાડેજા શ્રી ભગવતસીંહજી અભેસીંહજી તરફથી રૂ૨) સાકર—માલીઆ. શા. અમીચંદ રાઘવજીએ રૂ૧૨।। ખરચ કરી છોકરાઓને જમાડ્યા—ધ્રાફા. થાણદાર સાહેબ મણીશંકર રામેસ્વર રૂ૨) મીઠાઈ—વીરપર. મહેરબાન ઠાકોર સાહેબે રૂ૫) ચોપડીઓ—ધ્રોળ કંન્યાશાળા. કચ્છ માંડવીના વકીલ ઓઝા ત્રીકમજી નંદકેશરે રૂ૩) છીંટ—ગોંડળ કંન્યાશાળા. મી. અભેચંદ વખતચંદ તથા ત્રીકમજી પ્રાગજી રૂ૧) પતાસાં—રાણુ. શેઠ મૂળજી કલ્યાણજીએ ધર્મશાળા બંધાવી તથા પરીક્ષા લઈ ૨૯—૨—૦ ટોપી નં. ૨૮ અને સાકર વહેંચી—જોડીયા તા. સ્કૂલ. રાજ્યસ્થાની કોર્ટના મેમ્બર સાહેબ નરભેશંકર હરિશંકરે રૂ૪) પતાસાં—બેલા. ઠકર ડાહ્યા એતસીએ રૂ૩—૬—૦ કેરી તથા મીઠાઈ. મે. આમરણના ઠાકોર સાહેબે રૂ૧—૨—૬ ખજુર તથા ગાંઠીયા—પીઠડ. સંઘવી ગુલાબચંદ શામજીએ રૂ૧) ચીભડાં. ડેડા રેવાજી વાઘજીએ રૂ૧—૩—૦ ચીભડાં. ભટ. ગોકળ ખોડાએ રૂ૧) ખજુર—મોરબી તા. સ્કૂલ. બાવા દલેલગર દોલતગરે રૂ૬। કેરી મણ ૨।।—બ્રાંચ સ્કૂલમાં. રૂ૫) કેરી ટોલીઆ. નાનચંદ અભેચંદે રૂ૪) કેરી—બગથલા. ગામલોકો તરફથી પરીક્ષા વખતે રૂ૧) સાકર—ધાંટીલા. પટેલીઆઓએ પરીક્ષા વખતે રૂ૧) કેરી—વવાણીયા. વોરા ગોપાળજી તારાચંદે રૂ૨) કેરી—મોટા દહીસરા. ગામના મહાજન, પટેલીઆ, ગરાશીયાઓએ પરીક્ષા વખતે રૂ૪—૮—૦ રૂમાલ. ઠકર દામા દેવજીએ રૂ૧) સાકર—ધ્રોળ. અનકુંવરે રૂ૨।। પતાસા. ૦-૪-૩ પતાસાં પરચુરણ—જાલીયાધ્રોળ. ધ્રોલનામે, હજુર આસિસ્ટંટ સાહેબે પરીક્ષા વખતે રૂ૨) મીઠાઈ—કુવાડવા. મહેતાજી દેવજી ઉકાએ પરીક્ષા વખતે ઉંચ નંબરે પાસ થનાર છોકરાઓને રૂ૨।। ચોપડીઓ—સરધાર. નારણજી વર્ધમાન અને પારેખ હીરાચંદ મોતીચંદ રૂ૨) મીઠાઈ ઉપાદલા. ત્રીભોવન નથુ તથા ભટ ડોસા વેલજી રૂ૧। મીઠાઈ અને પરચુરણ રૂ૦।। મીઠાઈ—ધોરાજી તા. સ્કૂલ. લુહાર નારણ શામજીએ રૂ૨।। કેરી—કોટડા સંગાણી. બાઇશ્રી રતનબા તરફથી રૂ૧।। ખજુર તથા કાગળ ને પરચુરણ ૦—૧૪—૫ ખાખરેચી. દરબારશ્રી તરફથી પરીક્ષા વખતે રૂ૨) સાકર—મુલીલા. સ્કૂલના પ્રેસીડેન્ટ તથા મા. કેશવજી નથુ, જીવરામ માવજી, કાળીદાસ નથુએ મળીને રૂ૧) સાકર—ખંભાલીઆ કંન્યાશાળા. ડાક્ટરે

વીરજી જીણાંએ સહકુટુંબ સ્કૂલમાં પધારી રૂ૧) પતાસાં—જોડીયા કંન્યાશાળા. રાજસ્થાની કોર્ટના મેમ્બર રા. નરભેશંકર હરિશંકરે રૂ૧) પતાસાં—હડીઆણા કંન્યાશાળા. સ્કૂલ કમિટીએ રૂ૬ા છીંટ—આંબરડી. સ્કૂલકમિટિએ પરીક્ષા વખત રૂ૧) સાકર—કંડોરણા. મુનસફ સાહેબ ગીરજાશંકર ભાઈએ રૂ૩ાા સાકર—બેડી. મે. મીસીસ મેકલીલેન્ડ સાહેબે રૂ૧—૪—૯ પતાસાં તથા કોપીબુક—ખંભાલીયા. તા. સ્કૂલ. શેઠ લાલજી લક્ષ્મીદાસે રૂ૭) કેરી. શેઠ. માધવજી મોહનજી તથા મોરારજી રતનશી. રૂ૩) જાંબુ. શેઠ. ગોવિંદજી ઠાકરશી મુળજી રૂ૩) જાંબુ—રાવલ. સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ ઠક્કર પ્રેમજી રવજીએ રૂ૧ા પતાસાં—રાણપર. શાવડીઆ કુંવરજી કમલશી. સા. ભગવાનજી જીવંન સોની પુરષોતમ રૂ૧—૬—૬ કેરી તથા મગફળી—એમાણા. જરીફ. છગનલાલ, મહેતાજી જગજીવન, પટેલ. રામજી રૂ૧ા સાકર—જોડીયા. ઠક્કર રાઘવજી જીઠાએ અપ્રિલ, મે, જુન સુધી પાણી ખર્ચના રૂ૮) પરચુરણ રૂ૦ાા ભગત લાલજીએ રૂ૧૫) પતાસાં મહાજન તરફથી પરીક્ષા વખત રૂ૫) પતાસાં—આમરણ. મહેરબાન દરબાર સાહેબે રૂ૫) મહેતાજીને પાઘડી રૂ૩) આસિસ્ટંટને રૂ૧૦ાા છોકરાઓને રૂ૧ાા નાં પતાસાં કુલ રૂ૨૦) મહાજન તરફથી રૂ૧ાા પતાસાં કંદોઈ હંસરાજ મકનજીએ રૂ૨) પતાસાં સોની અંદરજી પુંજાએ રૂ૧) પતાસાં—બાલંભા. ગામલોકોએ રૂ૧૯) પરચુરણ ઈનામ—બેલા. આમરણના મે. દરબાર સાહેબે રૂ૨—૧૦—૬ મહેતાજીને રૂ૧—૭—૦ આસિસ્ટંટને રૂ૨ાા છોકરાઓને કુલ રૂ૬—૭—૬ ગામલોકોએ રૂ૫—૨—૧૦ લાડુ જમાડ્યા. પરચુરણ રૂ૦ાા—પીઠડ. પટેલ પમા રાઘવ રૂ૪ાા ખરચ કરી તલધારી લાડુથી જમાડી. દેદા. રવાજી વાઘજી રૂ૩) મીઠાઈ તથા જાંબુ—હડીઆણા. સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ તથા મેમ્બરોએ રૂ૩ા મીઠાઈ—જાંબુડા. ઠાકરીઆ આલા ભારમલે રૂ૧ાા મીઠાઈ તથા ચીભડાં—મોરબી બ્રાન્ચ. ડા. દયાલજીએ રૂ૩) કેરી—રાજકોટ. દેશાઈ કેવળચંદ મૂળચંદે દોઢ માસ સુધી પાણી પાયુ રૂ૩—૧૧—૦ ખર્ચ કરી—ચરખડી. કારકુન છગનલાલ ત્રીકમજી રૂ૧) સાકર. ગોંડલડીના પોલીસ ઈન્સ્પેકટરે દેવસીંગ ભીમસીંગ તથા પાંહીદક ફોજદારે રૂ૧) પતાસાં અને રૂ૦ાા પરચુરણ—ખંભાલીયા કંન્યાશાળા. શેઠ લાલજી લક્ષ્મીદાસે રૂ૪) કેરી શેઠ વીઠલદાસ કહાનજી તથા

શેઠ ગોવિંદજી ઠાકરસી મુળજી રૂ૨) જાંબુ—જોડીયા કંન્યાશાળા. ભગત લાલજીએ રૂ૧ પતાસાં ૦—૯—૦ પરચુરણ—હડીઆણા કંન્યાશાળા. શેઠ નાનજી વીરજીએ રૂ૫) કમખા—રાજકોટ લાંગ કંન્યાશાળા. નગરશેઠ કપુરચંદ મૂળચંદે રૂ૫ાા કેરી તથા લાડુ નગરશેઠ કરસનજી મૂળચંદ રૂ૨) કેરી રા. રા. વ્રજદાસ દુરગાદાસ તથા રા. પરભુ જસરાજ રૂ૧ાા કેરી—મોરબી કંન્યાશાળા. બાઇશ્રી રાણીજીબાએ રૂ૨રાા ચોપડી, પતાસાં કેરી—પાનેલી. મુંબાઈના શેઠ ઠાકરશી મૂળજીએ ઘડીઆળ એક રવાના

તા. ૨૦-૮-૮૬ (ઇંગ્રેજી સહી) હરિવલ્લભ મુળજી.

ડે. એ. ઇ. પ્રાં. હાલાર.

—❧—

## પંચમહાલ રેવાકાંઠા.

જા. નં. ૨૭. તા. ૩૧—૮—૮૬.

ઉજેતી. ચુંથાબાઈ કેસરીસીંગ રૂ૧) પટેલ બાઇજી અમરસીંગ રૂ૧) કુલ રૂ૨) ચોપડીઓ—છોટાઉદેપુર. કં. શા. રાણીજીશ્રી કેસર કુંવરબા માળીઆવાળાં. રૂ૬૫) છોકરીઓને રેજા રૂ૫) મહેતાજીને પાઘડી. રૂ૨) આસિસ્ટંટને રૂ૩) છોકરીઓને સાકર કુલ રૂ૭૫) ઇનામ વહેંચ્યું—ભાદરવા. રાજેશ્રી સખારામ મોરેશ્વર અવલ કારકુન બારા તાબે વડોદરા. રૂ૧) પતાસાં—છોટાઉદેપુરતાલુકા. મ. સંખેડા મહાલના વહીવટદાર હરિ રઘુનાથે રૂ૪—૩—૦ પુસ્તકો રૂ૧) સાકર કુલ રૂ૫—૩—૦—કણઝરી. વૈરાગી રણછોડ લાલદાસ રૂ૧) મીઠાં લીંબુ—તેજપર. સ્કુલ કમિટિના મેમ્બરો રૂ૧) સાકર વહેંચી—કડાચછલા. ઉદેપુર સ્ટેટના જોઇન્ટ એડમીનીસ્ટ્રેટ મ. પ્રાણશંકરરામ રઘુનાથરામ રૂ૧) મીઠાઈ—હાલોલ. ગામ લોકોએ સદગૃહસ્થોએ મળી રૂ૫) પતાસાં—છત્રાલી. રા. નાથાબાઈ હરિલાલ રૂ૧—૧—૦ દ્વારકાંબાઈ વૃંદ્રાવનદાસ, નરોતમ નરસીંહભાઈ, રણછોડ ગોકળદાસ, નરસીંહભાઈ રણછોડ, મથુર ગોકુળદાસે મળી રૂ૨—૦—૬ પાનવડ. છોટા ઉદેપુરના મહારાજા સાહેબ મહારાઉલશ્રી મોતીસીંગજી મહારાજ રૂ૧) નીમલાઈ—ગોધરા. રા. છગનલાલ હરગોવિંદદાસ રૂ૪) શેઠ માણેકજી દાદાબાઈ રૂ૨) શેઠ વીરચંદ નાનાબાઈ રૂ૨) વસનજી વણારશી રૂ૧ાા શા. વીરચંદ મોરારજી રૂ૧ાા મગનલાલ છગનલાલ રૂ૨) જીવણલાલ નાનાબાઈ રૂ૨)

છોટાલાલ હરિવલવ રૂ૨) કુલ રૂ૧૭) તેમાંથી રૂ૬) પતાસાં રૂ૧૧) કસરતનો સામાન કરાવ્યો તેના—સહેરા. ઉ. બા.ના મે. રેવીન્યુ કમીશનર સાહેબ મે. જી. એફ્. સેપર્ડસાહેબ બહાદુરે રૂ૫।। છોકરાઓને ચાર ચાર આના આપ્યા—હાલોલ. પારેખ મુળજી રણછોડ રૂ૧) પતાસાં—રૂસ્તુમપુરા. શેઠ બમનજી અરદેસર દલાલ રૂ૪) ચોપડીઓ—છોટાઉદેપુર. રાણીજીના પ્રાઇવેટ સેક્રટરી સાહેબ રાજશ્રી મનસુખ હરખરામ રૂ૪—૧૧—૦ પુસ્તકો ને કંન્યાશાળામાં રૂ૧—૯—૦ રવાના તા. ૩૧—૮—૮૯ મુ. ગોધરા.

જા. નં. ૨૮. તા. ૩૧-૮-૮૯.

પરોલી.—મે. રાજાજી સાહેબનાં કુંવરી સાહેબ રૂ૧)—કડાણા. વે. કસીનેટર બગવાન હતુ રૂ૧) બીજા સદગૃહસ્થોએ રૂ૧—૨—૦ કુલ રૂ. ૨—૨—૦—અવિધા. પટેલ મીઠાબાઈ રાયજી રૂ૧) મીઠાઈ—કડાણા. પટેલ, લાલજી લખજી રૂ૭—૩—૦—રેણા. રા. જગન્નાથ ગોપાળદાસ રૂ૧—૧—૦ પરચુરણ રૂ૦।। કુલ રૂ૧—૯—૦—ભાદરવા. મે. ઠાકોર સાહેબે રૂ૧) કલાલ ફુલવ મીઠા રૂ૧) શેઠ. મોતીબાઈ બીખાબાઈ રૂ૧) કુલ રૂ૩)—રામપુર. મે. રાજાજીસાહેબ માહારાણાશ્રી પરતાપસીંગજી મહારાજ વારષીક પરીક્ષા વખતે રૂ૯—૧૦—૯ સન્નાટ કુંવરજી બાણાબાઈ રૂ૧) કુલ રૂ૧૦—૧૦—૯—વધરી. કાજી રજામીઆં કામલમીઆં સીટી હેડ કોન્સ્ટેબલ લુણાવાડા. રૂ૧) મીઠાઈ—રૂસ્તમપુરા. શેઠ બમનજી અરદેસરજી રૂ૧) શેઠ શેરાબજી ફરામજી રૂ૧) શેઠ ફીરોજશા દાદાબાઈ રૂ૧) કુલ રૂ૩)—લાછરસ. મે. ડાહ્યાબાઈ નારણદાસ નાંદોદના સુબાસાહેબ રૂ૨) પતાસાં રૂ૧) પુસ્તક—ગોવાલી. કારકુન લલ્લુ રાજારામ રૂ૧—૩—૬—ધોધંબા. મે. કારબારી સાહેબ હરિલાલ મનસુખરામ રૂ૧) કાગળ વિગેરે—રામપુર. વહોરા સરફઅલી સુલેમાને રૂ૧—૯—૦ સ્લેટો રૂ૧। ચોપડીયો કુલ રૂ૨—૧૩—૦—આલોદ. મે. ફોજદાર સાહેબ રવીશંકર પીતાંબર રૂ૧। મીઠાઈ—માલવણ.મે.રાજાજી સાહેબ માહારાણાશ્રી પ્રતાપસીંગજી મહારાજે રૂ૧)—વાંટા. મે. રાજાજી સાહેબ મહારાઉલશ્રી મોતીસીંગજી મહારાજે રૂ૧) મીઠાઈ રવાના તા. ૩૧—૮—૮૯.

જા. નં. ૨૯

લીભડીઆ. ફોજદાર સાહેબ રજામીઆં કામલમીઆં કાજી રૂ૧)—દાહોદ કન્યાશાળા. મે. રા. સા. મામલતદાર સાહેબ ખાનસાહેબ શેરા-

અથો હેરમસજીએ ૨ના ચોપડીઓ ૨૨ા પતાસાં મે. ટાંડાના નાયક સાહેબ ૨૨) સ્લેટો. ૨૩) રેજા વિગેરે કુલ ૨૧૫)—ગાંગરડી. શેઠ કુબેરદાસ વાલચંદ ૨૨) ચોપડીઓ અને મીઠાઈ—સંજેલી. કુવરશ્રી રેણજીતસીંગજીએ ૨૭—૧૫—૩ અને પરચુરણ ૨૦—૧૪—૦ કુલ ૮—૧૩—૩—ગાંગરડી. રાજશ્રી મૂળજી પુરશોતમ. ૨૧) મીઠાઈ—ટીંબા. સદગૃહસ્થો તરેફથી ૨૧ા ચોપડીઓ—પાનવડ. રાજશ્રી નરોતમ હરશંકર ૧—૦—૬ તથા ૨ના પરચુરણ કુલ ૨૧—૮—૬—પાણેથા. પંડ્યા સુંરજરામ કીરપાશંકર ૨૧ા ચોપડીયો, મીઠાઈ—હાલોલ બ્રાંચ સ્કૂલમાં. દેશાઈ જસવંતરાવ બાજીભાઈ ૨૧) પરચુરણ ૨૧—૨—૦—મધવા. સુકલ સદાસીવ મોતીરામ, ૨૪ાા ચોપડીઓ—ઓરા. જમીદાર તથા મેમ્બરોએ ૨૩) ચોપડીઓ—કડારછલા. છોટાઉદેપૂરના મહેરબાન રાજાજી સાહેબ માહારાણા શ્રી મોતીસીંગજી મહારાજે ૨૨) મીઠાઈ—કવાંઠ. થાણદાર દામોદર જીવણદાસ ૨૨) સાકર.

જા. નં. ૩૦

માંગરોલ. મહેરબાન સ્ટેટસાહેબ બહાદુરે ૨૨) પતાસાં—દેવગઢ કંન્યાશાળા. મે. રેવીન્યુ કમીશનર સા. પ્રાણજીવન પરભુદાસ ૨૨)—સીહોરાં. મે. વડોદરા કોલેજના પ્રિન્સિપાલ સાહેબ મે. લીટલડલ સાહેબ બહાદુરે ૨૧૦ા ઠાકોર સાહેબ પ્રથમસીંગજી ૨૧) કુલ ૨૧૧ાા ચોપડીઓ તથા મીઠાઈ—છોટાઉદેપુર કં. શા. મહારાઉલશ્રી ચંદ્રસીંગજી દાદા ૨ા માસ્તર છગન વિદ્યારામ ૨૧ા માહારાઉલશ્રી ઇંદ્રસીંગજી દાદા ૨૧) રાવળ હીરાલાલ વિદ્યારામ ૨૧ા કુલ ૨ના—તાલુકા સ્કૂલમાં. માહારાઉલશ્રી ચંદ્રસીંગજી દાદાએ ૨૭-૧૫-૦ ડાકટર સોલાજી નારાયણ ૨૨) કુલ ૨૯-૧૫-૦—ભાદરવા. ઠાકોર સાહેબ મહારાણાશ્રી અદેસીંગજીએ ૨૫) તેમાં ૨૩) પતાસાં ૨૨) મહેતાજીને—રામપુર. શા. બાઇચંદ નારણજીએ નિશાળના તમામ છોકરાઓને કંસાર ઘીને ખાંડના મીટાનજમાડ્યાં-છત્રાલી. સદગૃહસ્થોએ ૨૨-૨-૦ ચોપડીઓ તથા મીઠાઈ. રવાના.તા. ૩૧-૮-૮૬.

જા. નં. ૩૧.

લાછરસ. ભટ. લલુ રાજારામ ૨૧ા પતાસાં—અંતેલા. રાઉલશ્રી જીતંસીંગજી માહનસીંગજી ૨૧) તથા સીટી ફોજદાર કુંવરજી જમસેદજી

૨૧) કુલ ૨૨)ની સાકર વહેંચી—કંડાપ. ઉમેટાના બારોટ બેચર જેઠા ૨૩) ચોપડીઓ—રૂસ્તમપુરા. શેઠ. અરદેસર દીનસાજી ભરૂચના ૨૧) પતાસાં —પાણેથા. દેસાઈ પુરશોતમ વર્ધભાઈ ૨૩—૫—૦—દેવગઢ કંન્યાશાળા. સીટી ફોજદાર કુંવરજી જમસેદજી ૨૨—૭—૯ ચોપડીઓ મીઠાઈ— કાલોલ. ફોજદાર સાહેબ શા. દુલાખાં ૨૧ા પતાસાં—શીસોદરા. મે. ફોજદાર સાહેબ અહમદમીઆં શીરોજુદીન ૨૧) સાકર—પરોલી. ઠાકોરશ્રી અરદેસીંગજી રામસીંગજી ૨૧) ઠાકોર દાજીભાઈ રામસીંગજી ૨૧—૨—૦ બીજા ગૃહસ્થોએ ૨૩—૧૪—૦ કુલ ૨૯) તેમાંથી ૨૫) ચોપડીઓ ૨૧) મીઠાઈ—લુણાવાડા કંન્યાશાળા. મે. રાજાજી સાહેબ મહારાણાશ્રી વખતસીંગજી મહારાજ ૨૩) ઉપરના વર્ગની પહેલા નંબરની છોકરી ગુલાબ બસીભાઈને "નીડલવર્કબોક્ષ" ઇનામમાં આપી.રવાના તા. ૩૧—૮—૮૯.

જા. નં. ૩૨.

બોડલી. ગામના સદગૃહસ્થોએ ૨૫—૧૩—૦ ઇનામ નવા મકાનનું વાસ્તુ કર્યું તારે તેમાંથી ૨૫—૫—૦ બ્રાહ્મણ જમાડ્યા ૨૦ા બ્રાહ્મણને દક્ષીણા દીધી—કવાંઠ. શા. લાલભાઈ ગુલાબદાસ ૨૩) સાકર—ભાદરવા. મે. કારભારી સાહેબ ભાઈલાલ વરજલાલ ૨૨) સાકર મે. મુનસફસાહેબ જગજીવન કાશીરામ ૨૨—૩—૦ કુલ ૨૪—૩—૦—દેવગઢ. મુનશી કીરપારામ કૃષ્ણારામ ૨૩) સાકર—લુણાવાડા કંન્યાશાળા. રાવળ હીરાલાલ વિધારામ ૨૧ા ચોપડીઓ—માંગરોલ. મે. ગરડેસ્વરના મહાલકારી સાહેબ શંકરલાલ અમરતલાલ ૨૧) પતાસાં—ભાલોદ. ગુણવંતરામ લક્ષ્મીરામ વકીલ. ૨૯—૧—૦ બુકસેલર કાશીભાઈ જેભાઈ ૨૧ા કુલ ૨૧૦-૯-૦ —છોટાઉદેપુર. મે. સીરસ્તેદાર સાહેબ રામભાઉ વીઠ્ઠલે ૨૧)—લુણાવાડા. શેઠ કુંવરજી કાવસજી ૨૩) મીઠાઈ ને કંન્યાશાળામાં. ૨૫) ચોપડીઓ ૨૧) મીઠાઈ—માળવણ. સુંથરામપુરના મે. કારભારી સાહેબ હોરમસજી આદરજી ૨૧) મીઠાઈ—કવાંઠ. નિશાળના નવા મકાનનું વાસ્તુ કર્યું તે વખતે શેઠ રતનજી ભીખાજીએ ૨૩૦) ખર્ચ કરી ચોરાશી કરી તથા છોકરાઓને જમાડ્યા—દોડકા. મે. થાણદાર લલ્લુભાઈ હરિભાઈ ૨૧) ચોપડીઓ ૨૧) પતાસાં—બોરી. રાજપીપળાના કુમારશ્રી છત્રસીંગજી દાદા ૨૫—૩—૦ ચોપડીઓ રવાના તા. ૩૧—૮—૮૯. મુ. ગોધરા.

(ઇંગ્રેજી સહી.) માધવલાલ હરિલાલ.

ડે. એ. ઈ. પંચમહાલ રેવાકાંઠા.

# सरकारी जाहेर खबर.

ડિરેક્ટર આવ્‌ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે ગૂજરાતી નિશાળોમાં ઉપયોગને સારૂં મુંબાઇના મિ. આરદેશર કાવસજી માસ્તરની તથા સુરતના મિ. નગીનદાસ ડાહ્યાભાઇની કૉપીબુકો મંજુર કરીછે.

એ બંને કૉપીબુકોની કિંમત નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| મિ. આરદેશર કાવસજીની | દરેક કૉપીબુકના | ૨૦—૨—૦ |
| મિ. નગીનદાસ ડાહ્યાભાઇની | ,, | ૨૦—૧—૬ |

૨. ડેપુટી ઇન્સ્પેક્ટર સાહેબો અને ગૂજરાતી નિશાળોના મહેતાજીઓને આ ઉપરથી ખબર આપવામાં આવેછે કે આ બેમાંની ગમે તે કૉપીબુકો નિશાળમાં ચાલી શકશે, અને દરેક છોકરાને એમાંથી ગમે તે કૉપીબુક પોતે જે ધોરણમાં હોય તેને અનુસરી ખરીદ કરવાની છૂટછે.

૩. મિ. આરદેશર કાવસજીની કૉપીબુકો ૭ છે તે ધોરણોમાં નીચે પ્રમાણે વહેંચી નાંખવી.

| | |
|---|---|
| નં. ૧ તથા ૨ | ધોરણ ૨ જું. |
| નં. ૩ તથા ૪ | ,, ૩ જું. |
| નં. ૫ | ,, ૪ થું. |
| નં. ૬ | ,, ૫ મું. |

૪. મિ. નગીનદાસની કૉપીબુકો પણ ૭ છે માટે તેની પણ વહેંચણ એ મુજબજ કરવી.

મુ. સુરત.
તા. ૭ મી નવેંબર.
સને ૧૮૮૦.
(ઇંગ્રેજીમાં સહી) ઈ. જાઇલ્સ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉત્તર પ્રાંત.

---

### અ. ટ્રે. કૉલેજની પ્રવેશક પરીક્ષા.

આ વર્ષે અમદાવાદની ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા એ ટ્રેનિંગ કાલેજના મકાનમાં આવતા નવેંબરની ૧૦મી તારીખે તથા પછીના દિવસે થશે.

૨. ગૂજરાતી વર્ગના ઉમેદવારોની ગુજરાતી છઠ્ઠા ધોરણમાં અને ઉર્દૂ વર્ગનાની આ વર્ષે ઉર્દૂ ધોરણ ૪ થામાં પરીક્ષા લેવામાં આવશે. હવે પછી મુસલમાન ઉમેદવારોની પરીક્ષા ઉર્દૂ ધોરણ ૬ ઠ્ઠું જે પહેલા વર્ગના સર્ટિફિકેટની પરીક્ષાને લાયક હોય તેમાંજ લેવામાં આવશે.

મુ. અમદાવાદ.
તા. ૨૦ મી સપ્ટેંબર.
સને ૧૮૮૦
(ઇંગ્રેજી સહી) ઈ. જાઇલ્સ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉત્તર પ્રાંત.

# જાહેર ખબર.

ગુજરાતી ધોરણ અનુક્રમ તેને લગતી જે જે બુકો ચાલે છે; તે સ્તુતિપાત્રછે; પરંતુ કેટલીક વખત તેનો પૂર્ણ આભાસ મનમાં ન ઠસવાથી નેટો વિગેરે લખાવી ભણનારને ભણાવનારનો વખત રોકાય છે; છતાં જોઇતી સગવડતા થતી નથી, ને ભણનારને જાદે મેહેનત સાથે ખર્ચના ખાડામાં ઉતરવું પડેછે. ખાનગી અભ્યાસ કરનારાની તો મુરાદ પાર પડતીજ નથી. આ બધી અડચણો દૂર કરવાના હેતુથી નાણાં સાથે ખાનગી ઘણો વખત રોકી વિચાર સાથે મેહેનત લઇ ધોરણ બહારથી ધોરણ ૭ સુધીની સાત બુકો અનુક્રમ તમામ જોઇતી બાબતોના યોગ્ય સમાસ, સુધારા, વધારા, ખુલાસા, સાથે તે ધોરણના નકશા, દરેક પાઠપરથી લેવાની શીખામણ, કવિતાની સમજુતી, આંક, કારણ, રીતી, વ્યુત્પત્તિ, ડિક્શનના શબ્દાર્થ કોષ, પરીક્ષાના સંબંધી બાબતોના સવાલો વિગેરે તમામ બાબતોની ગોઠવણ સહીત તારણો તૈયાર થયાં છે. તેથી નોટોના જરૂર નહિ રહેતાં ધોરણ લગતી વધારાની બુકો લેવાનું જાદે ખર્ચ ને વઇંગણા આથી કમી થશે. તેની કિંમત, ધોરણ બહારનો એક આનો. પે. ધો. બે આના—બી. ધો. પાંચ આના. ત્રી. ધો. આઠ આના. ચો. ધો. બાર આના.–પાં. ધો. એક રૂપિઓ.–છઠ્ઠા ધોરણનો દોઢ રૂપિયો. આ પ્રમાણે રાખીછે. નફો મેળવવાને લોભ નહિ રાખતાં મેહેનત અને રોકેલા નાણાંના પ્રમાણમાં આવી ખાસ ઉપયોગી બુકોની આ પ્રમાણે કમી કિંમત રાખવાનું કારણ એજકે તે નિશાળના ઉપયોગની બુકો જણોનેજ. આ બુકોમાં સારા ઉંચા ઇંગ્લીશ કાગળો વાપરવા સાથે કદમાં અને પુંઠામાં મજબુતી કરતાં આજ છાપખાનામાં છપાય છે. આ બુકો મુંબઈ ઇલાકાના તમામ મુખ્ય મુખ્ય સ્થળોમાંથી તથા મારી પાસેથી રોકડી કિંમતે મળશે. ટપાલ ખર્ચનો ધોરણ બહારથી ધોરણ ત્રણ સુધીનો દરેક નંગનો અરધો આનો; અને ચોથા ધોરણનો દરેક નંગે એક આનો, અને ધોરણ પાંચમા તથા ધોરણ છઠ્ઠા માટે દરેક નંગના બબે આના વધારે મોકલવા. દરેક જાતનાં પચીસ કરતાં જાદે મંગાવનારને સેંકડે પાંચ ટકા કમીશન કાપી આપવામાં આવશે. જેને જોઇએ તેણે નાણાં મોકલી મંગાવી લેવી. નોટપેડ પત્ર લેવામાં નહિ આવે. સમજુને લાયક છે જે

આવી સોના જેવી તક જવા નહિ દેશો ખરીદો ને ખાત્રી કરો. ખુલાસા માટે રીપ્લાઈ કાર્ડથી લખશો તોજ જવાબ મળશે. આબરૂદાર એજંટો જોઇએ છીએ. મુ. મોણપુર તા. ૨૦–૮–૮૭.

મુ. મોણપુર ચીતલ થઇને, પ્રાં. કાઠિઆવાડ. } સેવક કુંવરજી ગગજી ભટ્ટ. શા. મુ. નિશાળમાં મહેતાજી, મોણપુર.

---

## अमृतसागर वैद्यकनी जाहेर खबर.

આ પુસ્તકની બીજી આવૃતિ છપાયછે જેમાં સર્વ નાના મોટા રોગોની ઉત્પત્તિ લક્ષણ ઉપાયનું ઘણી બારીકીથી વર્ણન કરેલું છે. અને જેમાં ઉકાળ, ચૂર્ણ, રસ, આસવ, અરક, પાક, વગેરેનું વિસ્તારથી લખેલા છે. અને સર્વ ધાતુઓ તથા ઉપધાતુઓનું સોધન મારણ ખાવાના અનુપાન સાથે લખવામાં આવેલું છે. ટુંકામાં આ પુસ્તક એવું સરસ છે કે તેને શીખીને થોડીપણ બુદ્દિવાળા વૈદ્ય થઈ શકેછે. કાગળ સારા મજબુત ઉપર સફાઈદાર ટાઈપથી છપાયા સાથે પુઠું પાકુ ને સોનેરી ઉપર પીઠિ સોનેરી અક્ષર સાથે, બુદ્ધિપ્રકાસ જેવા મોટા પૃષ્ટ ૫૦૦ ને સુમારે થશે પ્રથમ તા. ૩૦ મી નવેમ્બર સને ૧૮૮૭ ની અંદર રોકડાં નાણાં મોકલનારને દરેક પ્રત રૂ ૩—૮—૦ અને ઘરાક થવા સાથે નાણાં નહિ મોકલે તેને ૩૪) અને છપાયા પછીથી રાખશે તેને ૩૪—૮—૦ આપવામાં આવશે ટપાલ ખર્ચ છ આના જુદું પડશે. નોટપેડ પત્ર લેવામાં આવશે નહિ. નાણાં મનીઓરડરથી મોકલવાં.

મુ. બોરસદ, જી. ખેડા. ત્રીભોવનદાસ ગીરધરદાસ.

---

## દેશીનામાની પદ્ધતિ આવૃતિ બીજી.

રચનાર પ્રેમચંદ કરમચંદ હેડમાસ્તર બાર્ટન ફિમેલ ટ્રેનિંગકોલેજ, રાજકોટ. એની પ્રથમ આવૃત્તિ ખપી જવાથી અને ગ્રાહકોની ઘણી માગણી હોવાથી ઘણા સુધારા વધારા સાથે છપાવી છે, કીમત છ આના, પોસ્ટેજ છ પૈ. કમિશન દશ નંગે એક નંગ. છુટક ગ્રાહકોએ અગાઉથી પોસ્ટ ટીકીટો મોકલી મંગાવવી.

---

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

NOVEMBER 1887.

પુસ્તક ૨૯ મું. નવેંબર. ૧૮૮૭. અંક ૧૧ મો.

માતાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;—
કર અંતે મન ક્ષેત્રની, ખરી એતી ધરી હામ.

અનુક્રમણિકા પૃષ્ટ CONTENTS:





( કેળવણી ખાતાના હુકમથી ).

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.



વર્ષનો રૂપિયો એક અગાઉથીજ, ........પોસ્ટેજ માફ.
છૂટક નકલ ૧) ના આના બે.... ......., ૦॥ આનો

# દેશીનામાની પદ્ધતિ આવૃતિ બીજી.

રચનાર પ્રેમચંદ કરમચંદ હેડમાસ્તર બાર્ટન ફિમેલ ટ્રેનિંગકોલેજ રાજકોટ. એની પ્રથમ આવૃત્તિ ખપી જવાથી અને ગ્રાહકોની ઘણી માગણી હોવાથી-ઘણા સુધારા વધારા સાથે છપાવી છે. કીમત છ આના, પોસ્ટેજ છ પૈ. કમિશન દશ નંગે એક નંગ. છૂટક ગ્રાહકોએ અગાઉથી પોસ્ટ ટીકિટો મોકલી મંગાવવી.



# કેમ સાહેબ ખરીદ કરશો ?

☞ आत्मज्ञानवर्द्धक—એ ચોપાનીયુ કેટલાક દિવસથી બંધ પડેલું તે ચાલુ થવાના હેતુથી તેની બે વર્ષની ઉઘરાણીની કિમ્મત વધુ આપનારને તા. ૧-૧૨-૮૭ ની અંદર અમને ખબર આપવાથી તેના હક સાથે આપવામાં આવશે. એજન પુ. ૧, અને ૨, દરેક વર્ષના બાર આના છુટક અં ૧ નો દોઢ આનો પોષ્ટ જુદુ.

સર્વાંગસુંદર. ક્ષય.સુવારોગ, તો. ૧ના ૨૧૫ મૃત્યુંજય. શનીપાત જ્વર.... ,, ૧
લક્ષ્મીનારાયણ. આંચકી, સરદી, ,, ૬ બાળસૂર્યોદય. ધાતુક્ષીણ,ઉલટી,, ૧
અગ્નિપાળરસ. ગર્ભપોષક,........,, ૩ ગ્રહણીકેસરી. સંગ્રહણી,......,,
મોતીભસ્મ. નેત્રાંજન વગેરે, ......,, ૨૦ ક્ષયકુઠાર. ક્ષય ઉપર, ........,,
વાતગજાંકુસ. વાયુ ઉપર .........,, ૧૨ ચંદ્રપ્રભા. સર્વરોગ, નંગ ૧ ૨ નો,,

આ ઉત્તમ ઔષધોની વધુ બીના મંગાવનારને જાહેર કરેથી ખાત્રી થશે. પોષ્ટ જુદુ. મુ. શિહુજ, પોષ્ટ મહુધે થઇને. અગર નડીઆદ સત્સાગર પ્રેસ, જી. ખેડા. શા. છગનલાલ લલ્લુભાઈ. આ. વ. એ.






પુસ્તક ૨૯ મું. નવેમ્બર. સન ૧૮૮૭. અંક ૧૧ મો.

# विद्यारण्य—एक स्वप्नुं.

હું પરમેશ્વરની વિચિત્ર રચના જોવાને માટે કેટલાંક વર્ષોથી દેશ વિદેશમાં ફરતો ફરૂંછું, ઘણાક સ્થાનપંર ફરતો ફરતો મથુરામાં એક દિવસે હું આવ્યો. ત્યાં તે વેળાએ સખ્ત ઉનાળો હતો તેથી થાકીને સાંઝની વેળાએ જમના નદીના કિનારા ઉપર બેશીને પાણીની લહેર અને તરંગોની મઝા જોતો બેઠો હતો, ચારે બાજુ ઉપરની મંદ મંદ સુગંધવાળી શીતળ હવા શરીર ઉપર આવ્યાથી શરીર ઠંડું થઈ ગયું હતું, આકાશની તરફ નજર કરી જોઊંછું તો હીરાના કટકાની પેઠે એકના પછી એક તારા નિકળતા હતા, એમાં ઘણો શોભાયમાન પૂર્ણ ચંદ્રમા પણ પ્રકાશતો હતો તે કોઈ વખત મેઘની અંદર આવીને પોતાની પ્રિયા પોર્ણમાસીની રાતના મુખને મલીન કરતો અને કોઈ કોઈ વખતે પોતાનાં કિરણો પ્રકાશિત કરીને તેને આલ્હાદિત કરતો હતો. ઝાડો ઉપર પક્ષિયો જાત જાતના શબ્દ કરતાં હતાં તે પણ ધીરે ધીરે ચુપ થયાં, અને મનુષ્યોના ઘરમાંના ચિત્રવિચિત્ર જે શબ્દો સંભળાતા હતા તે પણ બંધ થઈ ગયા. એટલામાં સર્વ કષ્ટોને દૂર કરનારી અને સંતાપને મટાડવાવાળી નિદ્રાદેવી સઘળાં પ્રાણીઓની આં-ખ્યમાં આવીને ઘણા કલેશોને શાંતિ આપવા લાગી. એવા અપૂર્વ સમ-યમાં હું એક પથરની લાદી ઉપર બેશીને આકાશની તરફ નજર કરીને જગતનું કાર્ય, કારણ, સુખ, દુઃખ, ધર્મ, અધર્મ એવા બીજા કેટલીક જાતના વિચારો કરતો હતો, પાણીનો કળકળ અવાજ, ઝાડના પાંદડાંનો

ઘર ઘર શબ્દ અને ઠંડા પવનની મંદ મંદ સુગંધ આવવાથી મારા મનની સઘળી વૃત્તિયો ધીરે ધીરે અવસન્ન થઇ ગઈ, અને મારા ઉપર આવો લાગ જોઇને નિદ્રાદેવી છુપી રીતે મારી આંખ્યમાં પ્રવેશ થઇ અને આંખ્યના દરવાજા બંધ કરી લીધા. એ વખતે મને માલમ પડ્યું કે હું કોઈ મોટા જંગલમાં ફરૂંછું. કોઈ કોઇ જગાપર નવું ઘાસ લીલુંછમ જેવું મખમલના જેવું શોભા આપે છે, કોઈ કોઈ જગાપર મોટાં મોટાં જૂનાં ઝાડો જોઉંછું, કોઈ કોઈ જગાપર મોટી મોટી નદીયો અને ઝરાના કિનારા ઉપર ફુલના બગીચા ખીલી રહેલા છે. આવી અપૂર્વ શોભા જોયાથી મારા હૃદયમાં અજાયબની આગ સળગ્યાથી હું ચારે બાજુએ જેટલો જેટલો વધારે ફરવા લાગ્યો તેટલો તેટલો સુખ અને ઉત્સાહ વધવા લાગ્યો.

ફરતો ફરતો એક સરોવરના કિનારાના નિર્જન, અને નિસ્તબ્ધ વનમાં જઇને જોઉંછું તો એક અતિ સુંદર કન્યાને ત્યાં બેઠેલી જોઈ, તેને જોઇને મને ઘણો આનંદ થયો તેનું ઘણું ઉજ્વલ પ્રસન્ન મ્હોડું અને અપૂર્વ શાંત સ્વભાવ જોઇને મેં તેને વનદેવી સમઝીને ઘણા સનમાનની સાથે દંડવત્ કર્યા, તેના દર્શનથી આંખ્યને તૃપ્તિ થતી નહોતી તેથી તેની સામે હાથ જોડીને વારંવાર તેનું રૂપ જોવા લાગ્યો. તે વખતે તે કપાળ ઉપર પોતાનો હાથ મૂકીને ગગન મંડળને જોતી હતી. એ વખતે મેં વિચાર કર્યો કે તેની પાસે જઇને કંઈ પૂછું, પરંતુ મારા મ્હોમાંથી વાત નિકળવાની પહેલાં તે વનદેવીએ મને કહ્યું "મેં તમારા મનની વાત જાણી લીધી છે, મારૂં નામ વિદ્યાદેવી છે, જ્યાં તમે જવા ઇચ્છો ત્યાં જવાને આ રસ્તો સર્વેથી સીધો રસ્તોછે, જે માણસ આ સુંદર વનમાં ફરવા આવે છે, તેને હું રસ્તો દેખાડુંછું. ચાલો તમારી સાથે હું આવુંછું.

તેના બોલવા ઉપર ભરોસો રાખીને તે વેળાએ હું તેની પછવાડે પછવાડે જવા લાગ્યો, બન્ને તરફનાં ઝાડોની વચમાંથી જતાં જતાં તે અરણ્યની શોભા, પવિત્રતા જોયાથી ઘણો આનંદ થયો, તેથી તે દેવીને પૂછ્યું "દેવિ આ જગાનું નામ શુંછે અને અહિં કિયા કિયા અપૂર્વ વ્યાપાર થાય છે!" આ સાંભળીને વિદ્યાદેવીએ તરત જવાબ આપ્યો "આ વિદ્યારણ્ય છે, આ અરણ્યમાં મોટાં મોટાં સુંદર ઝાડો છે, આને જોવાને માટે ભાગ્યવાન પુરૂષોજ આવે છે પરંતુ આનું ફળ મેળવવું એ ઘણું મુશ્કેલીનું

કામછે સર્વના ભાગ્યમાં મળવું નથી કોઈ કોઇતો ઝાડની ઊંચાઈ જોઇનેજ ડરી જાયછે, કોઈ ફળની આશાથી ઘણે દૂરથી ચટેછે પરંતુ ત્યાંથી પડીને પાછ ચઢવાની ઉત્સાહ પણ કરતાં નથી. જેઓએ આ ઝાડના ફળનો સ્વાદ મેળવ્યોછે તેઓ કદી આને ભૂલતા નથી અને પીછો છોડતા નથી. ચાલો! ધીરે ધીરે સર્વ દેખાડુંછું. પેલું સામે એક મનોહર ઝાડ જુઓછો. જેની ડાળિયો પાકા ફળોના ભારથી લચી રહેલીછે, અને જેના થડમાંથી મધની ધાર નિરંતર વહેછે, અને સૂક્ષ્મમતિ યુવા પુરૂષ જેના ઉપર સુખેથી ચટેલોછે એનું નામ વાક્યતરૂ છે. પેલી જુઓ અલંકાર વેલ તેના ઉપર વીંટાઇને કેવી શોભા આપેછે? પેલા ઝાડની પાસે આ પેલું તેજસ્વી ઝાડ જોવામાં આવેછે જેની નીચે મોટા મોટા પ્રવીણ અને સુધીર પુરૂષ બેઠાછે તેનું નામ જ્યોતિષ છે." આટલું કહીને વિદ્યાદેવી જ્યોતિષના ગુણની વ્યાખ્યા કરવા લાગી.

વિદ્યાદેવીની વાત સાંભળતાં સાંભળતાં જ્યોતિષ તરૂની પાસે આવી પહોંચ્યો અને જોઉંછું તો બધા પંડિતો ધ્યાન લગાડીને બેઠાછે અને કોઈ કોઈ વખતે ધ્યાનથી રહિત થાયછે ત્યારે હસેછે અને આનંદ જાહેર કરે છે. તે ઝાડનો એક આશ્ચર્યકારક બનાવ મેં જોયો કે ઝાડના મૂળીયામાં માટી નહોતી તથા મેલ કંઇજ નહોતો, અને એક જૂના ઝાડના સ્કંધમાંથી ઉત્પન્ન થયેલું દીઠું તે ઘણું સારવાન હતું. તેમાં કોઈ પણ કાણું તથા ડાઘ નહોતો, હું એનાથી આશ્ચર્ય પામી વિદ્યાદેવીને પૂછવા લાગ્યો "દેવિ! આ ઝાડનું નામ શું? અને આ જૂના ઝાડમાંથી કેમ ઉત્પન્ન થયુંછે? ત્યારે વિદ્યાદેવીએ કહ્યું "આ ઝાડનું નામ ગણિત છે. તમે કેવળ આ જ્યોતિષને નીકળેલું જુઓછો પણ તેમ નથી આની આસપાસ ફરીને જોશોતો તમે ઘણા આશ્ચર્યકારક વૃક્ષ અને અપૂર્વ લતા આમાંથી નીકળેલી જોશો." ત્યાર પછી હું ફરીને જોવા લાગ્યો ત્યારે હું સમજ્યો કે વિદ્યાદેવી જે બોલી હતી તે ખરૂં હતું, ગણિત ઝાડની પોતાની શાખા પ્રશાખાઓથી અડધું વન ઘેરાયલું હતું.

પછી ત્યાંથી જ્યારે આગળ ચાલવા લાગ્યો ત્યારે માર્ગ દેખાડનારી વિદ્યાદેવીએ મને કહ્યું "બેટા! આ જુઓ! દેશાંતરનાં ઝાડ, તથા તેની કલમ અથવા બીજ લાવીને આ અરણ્યમાં જમાડ્યાં છે, પેલું ગણિતનું

ઝાડ જુઓછો એની કલમતો તમારા દેશથી લાવીને આંહું લગાડીછે પરંતુ બીજા દેશના ધીર અને વિચક્ષણ પુરૂષો ઘણી સાવચેતીથી રક્ષા, અને ઉન્નતિ કરીને તેનાં ફળ ભોગવીને આનંદ મેળવે છે. ધિક્કારછે કે તમને જે ઝાડની રક્ષા કરવાને સોંપી હતી, તે તમે સર્વે ભાગીને અને સુકું કરીને વગર કામનું કરી નાખ્યું છે. પેલા ઝાડની ડાબી બાજુએ જે ઝાડોની હાર જુઓછો, એનું નામ સ્મૃતિ છે અને તેની પાસે તેના જેવાં બીજાં ઝાડો જુઓછો તેનું નામ દર્શનછે." એ બન્ને જાતનાં ઝાડો જોઇને મને ઘણો ખેદ થયો કારણ કે એ ઝાડોની ઘણી ખરાબ અવસ્થા થઈ રહી હતી, એનો કોઈ રક્ષણ કરનારો નહોતો, તેના ઉપર ફળ પણ જોવામાં આવતાં નહોતાં, ડાળિયો સર્વ ભાગી ગઈ હતી, એ ઝાડમાં એટલાં બધાં છિદ્ર પડી ગયાં હતાં કે આજકાલ તે પડી જશે એવું ભાસતું હતું. થડ ઉપર નજર નાંખતાં એ શૂન્ય ગર્ભવાળાં જણાતાં હતાં. ત્યાર પછી થોડે છેટે એક પ્રકારના જૂનાં ઝાડો ભાગેલાં ઉભાં હતાં તેના ઉપર ફુલ કે ફળ કંઈ પણ નહોતાં, પાંદડાં પણ નહોતાં, પરંતુ ઝાડ આખું લીલું દેખાયું તેથી ભયભીત થઇને વિદ્યાદેવીને પૂછયું દેવિ! આનું નામ શુંછે?" ને તેણે તરત જવાબ આપ્યો "સુત! તમે જાણતા નથી એતો તમારા દેશના ઝાડો છે, એનું નામ ધનુર્વેદ છે, અને શિલ્પવેદ છે જો હજી પણ કોઈ તમારામાંથી એના ઉપર ધ્યાન લગાડેતો તે પાછું ફળ ફુલ આપવાને સમર્થ થાય, પેલી તરફ થોડે દુર જુઓ ત્યાં એક જાતનાં મોટાં મોટાં ઝાડો ખાલી પડેલી જગામાં ઉભાંછે અને તેના ઉપર થોડાં થોડાં ફળ પણ લાગેલાં છે. અને જેની નીચે કોઈ કોઈ મહાભિમાની ક્રુર ઉદ્ધત શસ્ત્ર પંડિત પણ બેઠેલા જોવામાં આવેછે ત્યાં કોઇને જવા દેતા નથી કારણ કે તેઓ સમજેછે કે બીજા કોઈ આવશેતો ફળનો ભાગ માગશે એ પણ તમારા દેશનાં ઝાડોછે અને એ તમારા દેશના રહેવાસીઓ તેની રક્ષા કરેછે. એ ચિકિત્સા અને રસાયણનાં ઝાડોછે." આવી રીતે ચારે બાજુએ આપણા દેશના ઝાડોની ખરાબ હાલત અને ભાગેલા ઝાડો અને બીજા દેશના ઝાડોની પરમ શોભા જોતો જોતો કોઈ વખતે મનમાં સુખ થતું હતું. અને કોઈ વખતે દુઃખ અનુભવ કરતો ચાલતો હતો; એવામાં દેવીએ મને પૂછયુ બેટા! શા વાસ્તે વિસ્મિત થાઓછો?" મેં ઉત્તર આપ્યો

"માતા આજ તમારી કૃપાથી મેં અતુલ આનંદ ભોગવ્યો, અને જાણી લીધું કે ભૂમંડળમાં આવું નિર્મળ સુખધામ બીજે ક્યાંએ નથી. જણાયછે કે અહિંયાં મોટા મોટા પુણ્યાત્મા, સરળ ચિત્તવાળા પુરૂષો આવતા હશે, બીજાઓને અહિં આવવાનો અધિકારતો ક્યાંથી હોય!" ઉપલી વાત સાંભળીને વિદ્યાદેવી જરા ખેદ કરીને કહેવા લાગી "બેટા! તેં ઠીક અંદાજ કર્યોછે આ જગા ધાર્મિક અને સાધુ પુરૂષોના યોગ્ય છે, અને એઓજ અહિં વસતા હતા, પરંતુ હમણાં તો આ વનમાં ઘણો ભય ઉત્પન્ન થયો છે. પાપરૂપી પિશાચ આમાં આવીને વસેલોછે, તેથી આનંદનું નિકેતન તો હમણાં નથી હાલતો દુઃખાલય બન્યુંછે. પેલી તરફ જુઓ એક પુરૂષ પરાયા મુલકનો વેશ ધારણ કરીને અભિમાનથી માથું ઊંચું ડોકને ઊંચી કરીને હાથમાંની લાકડી ઠોકતો ઠોકતો કઠોર ભાવથી પોતાના વૃદ્ધ માણસો પર ક્રૂર દૃષ્ટિ કરીને પોતાની સ્તુતિ અને મોટાની નિન્દા કરતો ચાલે છે, જેની ચાલ ચલન અને આવભાવ જોયાથી તમને જણાશે કે એ આખી દુનિયાને પોતાની નજરમાં તુચ્છ સમઝી રહ્યાછે, મદદ આપવી અને ઉત્સાહ વધારવો એતો એક બાજુએ રહ્યો; તે ચાહેછેજ કે ક્યારે હું આનાથી નિરંકુશ થાઊં, પેલા પિશાચની પાસે જુઓ ક્રોધની પ્રિયા અદેખાઇને સાથે લઇને કેવા આનંદથી અહિંથી તહિં દોડતો ફરેછે, એ અભિમાનનો પોતે સેવક છે. જો કોઈ અભિમાનને કોઈ આડી નજરથી જુએતો તે તરત વેર લેવાને ઉભા રહેછે, પેલી તરફ જુઓ, પેલા રાક્ષસે જોતા જોતામાં પોતાના શરીરને એવું ફુલાવ્યુંછે કે હમણાં જાણે સંસારને ગળી જવાની તૈયારી કરતો હોયને! આનું નામ શું તે જાણોછો? એ લોભ છે, પેલા વાક્ય ઝાડની નીચે બીજા બે પિશાચ ઉભા છે, આનાથી પણ આ વનનો ઘણો અપયશ થઈ રહ્યોછે એનું નામ કામ અને દારૂછે. પ્રાચીન સમયમાં આ આનંદ વનમાં નિષ્કલંક દંપતિ પ્રેમનો પ્રાદુર્ભાવ હતો પરંતુ હમણાં તો તેનાથી ઉલટું છે. આ સર્વ કામની ચાતુરી છે. પેલો જુઓ! દારૂ પોતાનું શરીર લઇને કેવી ખરાબી કરેછે. કેવું ભયાનક તેનું રૂપ છે. જુઓ એના ભયથી ધર્મ નાસતો ફરેછે. પ્રિય! આવા પવિત્ર, ગુણધામ વિદ્યારણ્યને આવું દુઃખસ્થાન જોઈ મારૂં હૃદયતો ફાટી જાયછે. જે માણસ આ સર્વ રાક્ષસોને આશ્રય આપેછે એનાથી મારો વધ કરેછે, હું આ

અરણ્યની અધિષ્ઠાત્રી થઈને આવી આવી ખરાબીઓ ક્યાં સુધી દેખાડું! પેલી તરફ જુઓ ! આ ઘન પલ્લવાવૃત નિબિડ વૃક્ષની અંદર પેલી એક પરમ સુંદરી રમણી જોવામાં આવેછે તેના જેવી કુપાત્ર બીજે ક્યાંઈ પણ જોવામાં આવશે નહિં. એના શરીરમાં જે ગુમડાં છે અને કલંકછે તેની ગણતરી થઈ શકનાર નથી કેવળ પોશાક-ભૂષણ સજીને પોતાના શરીરની સુંદરતા દેખાડે છે."

આ બધી વાતો સાંભળતો અને જોતો જોતો હું ખેદના સાગરમાં ડુબ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ અસારસંસાર શોક દુઃખથી પરિપૂર્ણ છે. ગમે તેમ હો પોતાનું કર્તવ્ય બજાવવામાં વિમુખ થવું ઉચિત નથી આવી રીતનો વિચાર કરતો કરતો સર્વ સંતાપને નાશ કરનાર વિદ્યાદેવીની પછવાડે પછવાડે જવા લાગ્યો. થોડેક છેટે ગયો એટલામાં પેલા પિશાચ અને રાક્ષસો મારી પાસે આવી પહોંચ્યા, વિશેષ કરીને કામ અને દારૂ એ બન્ને નાના પ્રકારનાં મીઠાં મીઠાં વચન કહીને મને તે રસ્તેથી હઠાડવાને માટે કોશેશ કરતા આવતા હતા. જેનો પહેલો ઘણો કુત્સિત રંગ હતો તેનું પણ ઘણું મનોહર રૂપ ધારણ કરેલું દીઠું, કોણ જાણે તે કંઈ કુમંત્રણ આપે એવા ભયથી હું દોડતો વિદ્યાદેવીની પાસે જઈને શરણ થયો. દેવીએ મને અભયદાન આપીને ધૈર્ય અને તિતિક્ષા નામના બે મોટા બળવાન સિપાઇયોને બોલાવીને હુકમ આપ્યો કે તમે બન્ને હમેશાં આ મુસાફરની સાથે રહો કે જેથી કોઈ પિશાચ પાસે આવી નહિં શકે.

એવી રીતે હું એ વનની બીજી તરફ પહોંચ્યો ત્યારે વિદ્યાદેવી પ્રસન્ન થઈ અને હસીને કહેવા લાગી "પેલો સામે જે એક નાનો પર્વત જોવામાં આવેછે એ તમારૂં લક્ષસ્થાન છે. ત્યાં પહોંચ્યાથી તમે નિર્ભય અને કૃત કૃતાર્થ થઈ જશો" આ વાત સાંભળીને હું ખુશી થયો અને વનમાંથી નીકળીને પર્વતની તરફ જઈ પહોંચ્યો પર્વત ઉપર ચઢવાનો એક માર્ગ જોયો. ત્યાં એક બાજુએ એક સુશીલા, દૃઢવ્રતા સ્ત્રી અને બીજી બાજુએ એક બહુ પરિશ્રમી દૃઢ પ્રતિજ્ઞ પુરૂષ ઉભા હતા. એ બન્ને મુસાફરોને સાથે ઉપર લઈ જાયછે, જ્યારે મેં એનાં નામ પૂછ્યાં તો સ્ત્રીનું નામ શ્રદ્ધા અને પુરૂષનું નામ યત્ન જાણ્યું.

એ પર્વતના શિખર ઉપર ચઢવું તો મને ઘણું ભારી જણાવા લાગ્યું, મનમાં આવ્યું કે વચમાં ક્યાં રહીને થોભીને ધીરે ધીરે જઇશ. પરંતુ વિદ્યાદેવીએ પોતાની શક્તિથી જાણી લીધું તેથી બોલી "પ્રીય તન ! જો જો આ પર્વતની વચમાં બેસવાની ઇચ્છા કરતા નહિ જો બેસશો તો પડી જશો. ઉભા રહેવાની ક્યાંય પણ જગા નથી સાવચેતથી ચાલજો" હું વિદ્યાદેવીનાં મીઠાં વચન સાંભળીને ઉત્સાહની સાથે જેમ જેમ ઉપર ચઢતો ગયો તેમ તેમ દુઃખ ઓછું થવા લાગ્યું અને સુખની વૃદ્ધિ થવા લાગી.

છેલ્લીવારે હું જ્યારે પર્વતના શિખર ઉપર જઈ પહોચ્યો તો ત્યાંની ઠંડી હવાથી મારૂં શરીર સ્ફૂર્તિવાળું થયું, અને જાણવામાં આવ્યું કે અહિં ક્રોધ, દ્વેષ, અદેખાઈ, મત્સર્ય, ચોરી અને બીજી કોઈ જાતના જુલમ નથી. કેવળ આરોગ્ય અને પરમાનંદનું અહિં રાજ્ય છે. એ જોઇને મારૂં અંતઃકરણ અપાર આનંદ સમુદ્રમાં મગ્ન થયું, માલમ પડ્યું કે આ વિષમાં આ સ્થાનના જેવું બીજું કોઈ સ્થાન નથી. થોડીવાર સુધી અહિં તહિં ફરતો હતો ત્યારપછી છેટે એક સરોવર જોવામાં આવ્યું, જ્યારે હું ત્યાં પહોચ્યો તો શું જોઉછું કે ત્યાં કેટલીક પરમસુંદર કન્યા કિનારા ઉપર રમતી હતી. એનું અસામાન્ય રૂપ, પ્રફુલ્લ સુખની શોભા સરળ અને વત્સળ સ્વભાવ જોઇને મનમાં ઘણો આનંદ થયો. બીજું એક આશ્ચર્યકારક એ હતું કે એઓના શરીર ઉપર કંઇપણ ઘરેણાં નહોતાં, પણ તેઓનું શરીરજ અલંકારરૂપ હતું. મેં મનમાં વિચાર કર્યો કે સર્વ દેવકન્યા હશે. એટલામાં વિદ્યાદેવી હસીને મને કહેવા લાગી "આ સર્વ ધર્માચલમાં રહેનારી કન્યા છે, પોતપોતાના ગુણના અનુસારે કોઇનું નામ દયા, કોઇનું નામ ભક્તિ કોઇનું નામ કરૂણા અને કોઇનું નામ શ્રદ્ધા છે. એના ગુણ ભુવનમાં વિખ્યાત છે અને એઓની સુશીલતા પણ પ્રખ્યાત છે, તમે પણ આ સરોવરમાં સ્નાન કરીને શરીરને સ્નિગ્ધ અને જીવનને પવિત્ર કરો.

આવી રીતે વિદ્યાદેવીના ઉપદેશથી મેં પેલા શાંતિ સરોવરમાં સ્નાન કરીને અતિ નિર્મળ આનંદ નીર જે પીધું તો મારી નિદ્રા ઉઘડી ગઈ, જોઉછું તો તે જમુનાનો કિનારો છે અને તે પથ્થરની લાદી છે જેના ઉપર મારી આંખ લાગી હતી.

# गूजराती पुस्तकवृद्धि.

ગૂજરાતી ભાષામાં પુસ્તકો વિગેરેની વૃદ્ધિ ઉત્તરોત્તર થતી જોઈ અમને ઘણો સંતોષ થાયછે. કાંતો વાચકવર્ગ વધ્યો છે કે કાઠીઆવાડનાં રાજસ્થાનો તર્ફથી હવે વિદ્વાને આશ્રય મળવા લાગ્યોછે. આ એમાં ગમે તે કારણ વિશેષ બળવત્તર હો, પણ એ બનાવ આખા પ્રાંતને ખરેખરો મુબારકબાદીજ આપવા જોગ છે, અગર જો એ વૃદ્ધિ રાજ્ય આશ્રયથીજ હોય, તો તે આપવામાં યોગ્યાયોગ્યતાનો વિવેક વખતે ન રહેવાથી ચીંથરીઆં લખાણ વધી પડવાનો પણ સંભવ રહેછે ખરો. પણ પાછલી ચાર વર્ષનો આપણા પુસ્તકોની વૃદ્ધિનો ઇતિહાસ જોતાં રાજસ્થાનો તર્ફથી એ કામમાં કેટલોક વિવેક વપરાતો હોય એમ માલમ પડેછે. એ વૃદ્ધિ એ અરસા ઉપર છપાનીયા કે ચીંથરીઆ ચોપડીઓથી શરૂ થઈ પણ હાલ જોઇએ છિયે તો માલમ પડેછે કે જે છપાનીયાં નમાલાં હતાં તે ઘણાંખરાં આપોઆપજ સ્વાભાવિક મોતને આધીન થઈ ગયાં છે, અને ચીંથરીઆ ચોપડીઓ પણ હાલ થોડીજ નીકળેછે.

એથી ઉલટું હાલ જે પુસ્તકો નીકળેછે તેમાંનાં ઘણાંક તો ખરેખરાં સારાંજ માલમ પડેછે. સારાં તે વિષયમાં, શૈલીમાં, કદમાં, અને છપાઇમાં પણ. હમણાં અમારી ટેબલ ઉપર ૨૮ પુસ્તકો ગયા પાંચ માસમાંજ ભેગાં થઇને પડેલાં છે તેમાંનાં ૧૦ તો દેખાવમાં ઇંગ્રેજી પુસ્તકો જેવાં છે, અને તેનું સરાસરી કદ આઠ પેજી ૩૦૦ પૃષ્ટ કરતાં પણ વધારે થવા જાયછે. એમાંનાં ત્રણ તો લગભગ ૯૦૦ પૃષ્ટનાં છે અને બીજાં ત્રણ સુંદર સોનેરી પૂઠાનાં છે. એ અઠ્ઠાવીસે ચોપડીઓમાં એકે છેક નમાલી કહેવાય એમ નથી, અને લગભગ અર્ધોઅર્ધ તો તે પોતપોતાના વિષયમાં વખાણવા લાયકજ છે, જેમાંનું એક પણ દશ વર્ષ ઉપર પ્રગટ થયું હોત, તો અમે તેને બેશક નાના સરખા પણ છૂટા વિવેચનનેજ જોગ ગણત. પણ હાલ તો પુસ્તકોની વૃદ્ધિ એટલી બધી છે કે તેની ટુંક પહોંચ પણ લખવી મુશ્કેલ થઈ પડેછે. ગયા જ્યુન માસમાં અમે ૩૩ ચોપડીઓની માત્ર નામાવલિજ આપી હતી, અને તેમાં વચન આપ્યા મુજબ અમે તેની ટુંક નોંધ લઈ ચૂક્યા નથી એટલામાં હાલ બીજી ૨૮ વિવેચનને માટે રજુ થઈ ચૂકી છે.

ટુંકામાં હાલ પુસ્તકોની વૃદ્ધિ એટલે દરજ્જે આવી પહોંચીછે કે હવે કોઈ મોટા ત્રૈમાસિક "વિવેચન"ની ખાસ જરૂર છે, અને તે તર્ફ અમે ગૂજરાતી પંડિતોનું ખાસ ધ્યાન ખેંચીએ છિયે. હવે ગૂજરાતી પ્રજાએ આશા રાખવી કે એ કામ ચાલુ માસિકોથી થઈ શકશે એ કેવળ મિથ્યાછે. ગ્રંથકારો ગમે એટલા ચીડવાય, પણ વર્તમાનપત્રોએ તો એ કામ ક્યારનું છોડી દીધુંછે, અને તે એ કામને યોગ્ય પણ નથી. માસિકો હજી ઉપર ઉપરથી ગ્રંથાવલોકન કરેછે, પણ અમે તો કબુલ કરીએ છિયે કે તે મન માનતું થતું નથીજ. વળી, હાલ કેટલાંક પુસ્તકો તો એવાં પ્રગટ થાયછે કે તે ખાસ વિસ્તીર્ણ વિવેચનનેજ યોગ્ય છે.—જેમકે મિ. ત્રિપાઠીકૃત सरस्वतीचंद्र. એ નવલવાર્તા જેવી સ્વબુદ્ધિજન્ય તેવીજ પંડિતાઈ ભરેલી, અને પંડિતાઈ ભરેલી તેટલીજ રસમય છે. ઇંગ્રેજી ભાષામાં લખાએલી નામીચી નાવેલો સાથે એનો મુકાબલો કરી શકાય એમ છે, અને એ કરણુપેલો છે તે કરતાં પણ કેટલીક બાબતોમાં બહુ ચડીયાતી છે, અલબત્ત એમાં કેટલાક ગંભીર દોષો પણ છે, પરંતુ તેટલા માટેજ અમે કહીએ છિયે કે આવા પુસ્તકને ઘટતો ન્યાય મોટા ત્રૈમાસિક વિના કરી પણ આપી શકાય નહિ.

તેમજ बृहत् काव्यदोहनનાં જે બે મોટાં પુસ્તકો (આશરે નવસેં નવસેં પાનાનાં) પ્રગટ થયાંછે તે અને હવે પછી બીજાં આઠ પ્રગટ થનાર છે, તેના જેવું ગૂજરાતી ભાષાને બીજું અભિનંદનીય શું હોઈ શકે? જ્યાં સુધી આપણે આપણા શિષ્ટકાવ્યો પ્રગટ કરી ચૂક્યા નથી, ત્યાંસુધી આપણામાં જે સાક્ષરત્વ કાંઈ દેખાય તે માત્ર વેળુની ભીંતના જેવુંજ સમજવું. श्री विक्टोरियानुं जीवनचरित्र એક ખરેખરૂં ઉમદા પુસ્તક છે. એજ કર્તાની अरेबियन नाइट्स પણ એક ફક્કડ ભાષાંતર છે. घरसत्ता એ બાઈ મહાલક્ષ્મીકૃત સ્માઇલ્સના "સુલક્ષણ" નામ ગ્રંથના એક પ્રકરણનું મહા સુબોધકારી ભાષાંતર છે, અને બીજા એના ગુણ ન ગણીએ તોપણ કર્તા સ્ત્રી છે એજ વિવેચક તર્ફથી સારો સત્કાર મળવાનું સબળ કારણ છે. प्रमाण सहस्री એ એક મહાસ્તુત્ય ગ્રંથ છે, પણ એનું નામ સંભારતાં અમને ખેદ થાયછે, કેમકે અમે એનું હોંશભેર કાંઇક વિવેચન

કરવાનો વિચાર રાખતા હતા એ દરમ્યાન એના કર્તા શ્રી પ્રયાગજી ઠાકરસીએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો છે.

वीरमंडळनो બીજો ભાગ, इंद्रजितवध વગેરે બીજાં પણ કેટલાંક પુસ્તકો વિવેચન યોગ્ય છે, અને બનશે તો હવે પછી એમાંનાં કેટલાંક વિષે અમે બોલીશું, પરંતુ આ સ્થળે અમારે કહેવાનું છે તે એ કે આવાં આવાં અને આટલાં પુસ્તકોનું તોલન કરવાને માટે એક વાર્ત્તિકજ હવે દેશમાં જરૂરનું થઈ રહ્યું છે. સારૂં વાર્ત્તિક એ જેટલું વાચકને તેટલુંજ લેખક વર્ગને પણ ઉપકારક છે. જ્યાં ઘણા ગ્રંથો થાય ત્યાં વાંચવા યોગ્ય કયા છે અને કોને આશ્રય આપવો જોઈએ એ જાણવાની ખરેખરી જરૂર પડેછે, અને તે ખોટ સારા ત્રૈમાસિક વિવેચકથીજ પૂરી પડે. તે ન હોય તો વાંચનારા ગુંચવાડામાં પડે અને આશ્રય સ્વચ્છંદપણે આપવાથી ટકે શેર ભાજી ને ટકે શેર ખાજાં એમ સાક્ષરત્વ નગરીમાં થઈ જાય. તેમજ સારા વાર્ત્તિકવિના ગ્રંથકારને પોતાની ખામીઓ માલમ પડતી નથી, અને તેથી તે જે ખોટી લઢણપર ચઢ્યો હોયછે તેને વળગી રહી પોતાની શૈલીમાં ઘટિત સુધારો કરી શકતો નથી.



## पुस्तकादिनी पहोंच.

१. महाराणी श्री विक्टोरियानुं जिवनचारित्र. (સુંદર ચિત્રો અને સોનેરી પુંઠા સાથે) રચનાર સૂર્યરામ ઈચ્છારામ દેશાઈ, ગૂજરાતીનો અધિપતિ.—૨ બૃહત્ કાવ્યદોહન ગ્રંથ ૧લો તથા ૨ જો. સંગ્રહ કરનાર એજન. કિંમત ત્રણ ત્રણ રૂપિયા—૩ અરેબિયન નાઇટ્સ. પુસ્તક ૧ લું. ભાષાંતર કર્તા એજન. કિંમત રૂ૩—૦—૦—૪ પ્રમાણ સહસ્ત્રી. બનાવનાર શ્રી પ્રયાગજી ઠાકરસી. એમાં નીતિ, ધર્મ, આરોગ્ય, પદાર્થ વિજ્ઞાન વિગેરેના સત્ય સિદ્ધાંત પ્રતિપાદક હજાર પ્રમાણો સંસ્કૃતમાંથી ચૂંટી કાઢી તે બાબત સારા ખુલાસા આપ્યાછે. એ ગ્રંથ જેટલો દેશાભિમાનવર્ધક તેટલોજ સુબોધદાયક છે, અને એનો કર્તા એક શ્રીમાન્ ગૃહસ્થ હોવાથી તમામ શેઠીયા વર્ગને એ બનાવ સુધારકબાદી આપવા જોગ છે. સરસ્વતી ચંદ્ર.—નવલકથા ભાગ ૧ લો. બનાવનાર શ્રી ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠી

બી. એ. એલ. એલ. બી. વકીલ મુંબાઈ હાઈકોર્ટ. કિંમત રૂ ૧॥ પૃષ્ટ ૩૫૩—ધરસત્તા, સ્માઇલ્સકૃત "કેરેક્ટર" નામના બીજા પુસ્તક ઉપરથી ભાષાંતર કરનાર બાઈ મહાલક્ષ્મી. પૃષ્ટ ૫૫—વીરમંડળ, ભાગ ૨ જો. બનાવનાર શ્રી નારાયણ હેમચંદ્ર. પૃષ્ટ ૧૫૨—ઇંદ્રજિત વધકાવ્ય બનાવનાર દોલતરામ કૃપારામ પંડ્યા, નડીયાદ. કીંમત રૂ૧) પૃષ્ટ ૧૭૫—An English Gujaratí Dictionary with pronunciations, other words, reorts phrases, &c. પ્રગટ કરનાર મંગળદાસ પરભુદાસ, અમદાવાદ ગૂજરાત ગેઝીટ પ્રેસ. આ કોષ ઈંગ્રેજી ભણનારને બેશક ઘણો ઉપયોગી માલમ પડશે. કિંમત રૂ૩) પૃષ્ટ ૫૨૬. કાવ્યનિમંજનરચીને છપાવનાર હરિકૃષ્ણ બળદેવ ભટ્ટ, સુરત મિશનસ્કુલના સંસ્કૃત શિક્ષક. એમાં ઈંગ્રેજી નિશાળોમાં ગૂજરાતી કવિતા ચાલેછે તેને સારૂં ધોરણવાર સંગ્રહ કરી અર્થ વ્યુત્પત્તિ વિગેરે નોંધ સારી આપી છે. કિંમત રૂ૨) પૃષ્ટ ૨૧૬—પ્રેમજિવન રચનાર કોઈ શોધક એ પ્રોફેસર મણિલાલની કૃતિ જણાય છે. એમાં શૃંગારયુક્ત વેદાંતછે.—માબાપ તેવાં છોકરાં એક વાર્તા. ઈંગ્રેજી ઉપરથી ભાષાંતર કર્તા વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ વ્યાસ અમદાવાદ. એ વાર્તા સારી સુબોધદાયક છે. કિંમત રૂ૦॥ પૃષ્ટ ૧૧૬-ચિત્ર પોથી. રચી પ્રસિદ્ધ કરનાર કાશીરામ વિ. રામજી યાજ્ઞિક કિંમત ૧ આનો જેને ઈંગ્રેજીમાં પિક્ચરબુક કહેછે તે ઢપની છે.—પવિત્રપ્રમદા. બનાવનાર ગિરજાશંકર વિ. કાશીરામ. પૃષ્ટ ૯૮ કિંમત આના ૬)—સર વિલિયમવાલેસ, એક રસુજી ઐતિહાસિક વૃત્તાંત. ભાષાતર કર્તા દાકતર અમુલકરાય અંબારામ, કુંડળા. આ ચોપડી વાંચવા લાયક છે. કિંમત આના ૧૩) પૃષ્ટ ૧૧૨—વિવાહવર્ણન. બનાવનાર કેશવરામ ભાઈશંકર, તેરા—વીરસિંહ અને પ્રેમરાય. કવિતારૂપ વાર્તા.રચનાર એક સિહોરવાસી—A manual of the Analysis of Sentences—વિજયાવિજય રચનાર જોડીયા નિવાસી દવે નરભેશંકર. જગજિવન—હિંદુસ્તાનનો મુદતનો આકટ સને ૧૮૭૭ નો આકટ ૧૫ મો ભરપુર ટીકા સાથે. પ્રસિદ્ધ કરનાર કસળચંદ વિ. દેવકરણ મહેતા, વડીયાસ્ટેટના ન્યાયાધીસ કિંમત રૂ૨)—પૃથ્વીની ભૂગોળનું તારણ પ્રશ્નોત્તર. બનાવનાર ચતુર્ભુજ હરિરામ, લીંબડી—દશીનામાની પદ્ધતિ આવૃત્તિ ૨ જી. બનાવનાર પ્રેમચંદ કરમચંદ—ગૂજરાતી

વ્યાકરણ કરતી વખતે ધ્યાનમાં રાખવાજોગ નિયમો રચનાર હો. અ. ધાખર, મુંબાઇકોટના સરકારી ગૂજરાતી સ્કુલના હેડમાસ્તર—ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ૧૮૮૯ નો રીપોર્ટ—સ્વર્ગવાસી શેઠ ગોકળદાસ તેજપાળના ધર્મખાતાના કીધેલા કામોનો ૧૦મો રીપોર્ટ—સંપવિજય બનાવનાર કવિ. ભવાનીશંકર નરસિંહરામ આવૃત્તિ ૨ જી—ગૂજરાતગેઝીટ એ નામનું વર્તમાનપત્ર ગયા અકટોબરની ૬ ઠી તારીખથી અમદાવાદ ખાતેથી દર ગુરૂવારે છપાવવા લાગ્યું છે. એમાં લગભગ અર્ધાઅર્ધ અંગરેજી અને અર્ધાઅર્ધ ગૂજરાતી આવેછે. લખાણ હાલ તો સારૂં દેખાયછે.



## ચર્ચાપત્ર.

મહેરબાન શ્રી ગૂજરાત શાળાપત્રના અધિપતિ સાહેબ. સલામદીગર નમ્રતા પૂર્વક અરજ એ છે, જે નીચેનું ચર્ચાપત્ર આપના પ્રસિદ્ધ પામેલા માસિકમાં ખુલાસાને સારૂ દાખલ કરવા કૃપા કરશો.

૧ વાંચનમાળાની ત્રીજી ચોપડીના ૭૩ મા પાઠની બીજી લીટીમાં એમ લખ્યુંછે, જે "જુઓ, આ મોટા સાંઢીઆને મેં કેવા હરાવ્યો !" આખલાને હરાવી, મચ્છર આવાં ગર્વનાં વચન બોલ્યો, એમ સૌ વાંચનાર જાણે છે; તો એમાં આખલાને સાંઢીઓ કેમ કહ્યો હશે ? આ તરફ (સોરઠમાં) આખલાને કોઈ સાંઢીઓ કહેતા નથી; સાંઢ કહેછે ખરા. સાંઢીઓ તો ઊંટને કહેછે. કદાચ ગૂજરાતના કોઈ ભાગમાં આખલાને સાંઢીઓ કહેતા હોય, તો ભલે, નીકર આ તરફ તો ઉપર મૂજબ છે.

૨ પાંચમી ચોપડીના પાઠ ૬૫ મામાં સમસ્યા વિષે જે દોહરા છે, તેમાં ચોથા દોહરામાં એમ છે, જે "પીળો પણ પોપટ નહીં" આમાં પોપટનો રંગ પીળો કહ્યો, તથા ત્રીજી ચોપડીના ૧૩ મા પાઠની કવિતામાં એમ લખ્યુંછે, જે "અંગે લીલા રંગનો" આમાં પોપટનો રંગ લીલો કહ્યો, ત્યારે એમાંથી કયું ખરૂં ?

૩ . ગૂજરાતના બાળબોધક ઇતિહાસમાં પ્રથમજ એમ લખ્યુંછે, જે "વલ્લભીપુર એ શહેરનું ખંડેર ભાવનગરની ઉત્તરે થોડા ગાઉપર વળા ગામની થડમાં છે. આમાં એ ખંડેર ભાવનગરની ઉત્તર દિશાએ કહ્યું, પણ

મારા જાણવામાં એમ નથી; શાથી જે ભાવનગર, તથા એ અંડેર એ બંને મેં નજરે જોયાં છે. મારા જાણવા પ્રમાણે એ અંડેર ભાવનગરથી શુદ્ધ ઉત્તરમાં તો નહિજ, પણ શુદ્ધ વાયવ્ય ખૂણા તરફ પણ નથી; તે તો કાંઇક પશ્ચિમ તરફ છે. વળાગામ પણ ભાવનગરની ઉત્તરે નહિ, પણ વાયવ્ય ખૂણા તરફછે, એમ મારૂં સમજવું છે. વાંચનાર સાહેબોને મારા કહેવાની ખાત્રી ગૂજરાત પ્રાંતનો નકશો જોવાથી પણ થશે.

નાગરદાસ વૈકુંઠ પંડયા.

શેરગઢ તાલુકે વેરાવળની સ. ગૂ. નિશાળના મહેતાજી.

ચર્ચાપત્ર.

મહેરબાન ગૂજરાત શાળાપત્રના અધિપતિ સાહેબ,

સલામ—આ ચર્ચાપત્ર નીચે લખેલા દાખલાનો ખુલાસો થવા સારૂ મહેરબાની કરી શાળાપત્રમાં દાખલ કરશો.

સરકારી અંકગણિતના અઘરા પરચૂરણ દાખલામાંનો દાખલો.

૫૨. એક વેપારી પોતાના માલ ઉપર એક વરસના વાયદાની, અને તે વાયદાની મુદત કાપીને રોકડાની એવી બે કીમતો ઠરાવે છે. હવે જો વાયદાની કીમત રૂ.૧૩ હોય અને રોકડાની કીમત રૂ.૧૨॥ હોય અને વાયદાની કીમત મૂળ કીમત ઉપર સેંકડે ૨૪ ટકા રાખી હોય તો રોકડી કીમતથી તેને સેંકડે શો નફો થાય?

રીત—રૂ.૧૨૪ : રૂ.૧૩ :: રૂ.૧૦૦ : રૂ.૧૦$\frac{૧૫}{૩૧}$ તે માલની પડતર કીમત.

માટે રૂ.૧૨$\frac{૧}{૨}$—રૂ.૧૦$\frac{૧૫}{૩૧}$=રૂ.૨$\frac{૧}{૬૨}$ રોકડી કીમતમાં કુલ નફો.

માટે રૂ૧૦$\frac{૧૫}{૩૧}$:રૂ૧૦૦::રૂ૨$\frac{૧}{૬૨}$:રૂ૧૯$\frac{૩}{૧૩}$ જવાબ.

બીજી રીત—આ સરકારી અંકગણિતની સમજુતી રા. ખુશાલદાસ ગોકળદાસે અમદાવાદમાં છપાવીછે તેમાં બધા દાખલા ખરોખર સમજાય એવી રીત સાથે ગણી બતાવ્યા છે તેમાં આ દાખલો માત્ર ખોટો હોય એમ મને લાગેછે. તે રીત નીચે પ્રમાણે રૂ૧૨॥ રોકડાની કીમતની વાયદાની કીમત રૂ૧૩ છે, માટે રૂ૧૨॥ રોકડાની કીમતનું ૧૩—૧૨॥=૨૦॥ વ્યાજ થયું, માટે

૧૨॥ : ૧૦૦ :: ૦॥ : ૪ ટકા રોકડાની કીમતનું વ્યાજ થયું. ને મૂળ

કીમત ઉપર ૨૪ ટકા વાંધર્દાની કીમત છે માટે ૨૪-૪=૨૦ ટકા મૂળ કીમત ઉપર રોકડી કીમતે નફો.

અંકગણિતમાં પણ ૨૦ ટકા જવાબ છે; માટે ઉપરની બે રીતમાંની કઈ રીત ખરી? દાખલામાં ૨૪ છે ત્યાં ૨૪-૮ ટકા એમ લખે તો અંકગણિત પ્રમાણે ૨૦ ટકા જવાબ પહેલી રીત પ્રમાણે આવે.

તા. ૨૬-૮-૮૭. લા. એક મેહેતાજી.



## सारसंग्रह.

**હિંદી રાજ્યવંશીઓની છબી**—કચ્છના નામદાર રાવ, તેમના ભાઈ કાલુભા, મહારાજ સર પ્રતાપસિંગ, મોરબીના ઠાકોર તથા કુચબિહારના મહારાજ અને મહારાણીની આઇલ પેઇન્ટિંગની છબીઓ મહારાણીજીના હુકમથી જાણીતા ચિતારા મિ૰ સીડની હાલે ચિતરીછે. પોતાના આખા કદની એક ઓઇલ પેઇન્ટિંગ છબી પોતાની રાજ્યધાની મધે લાવવા માટે નામદાર રાવે તે ચિતરવાનો હુકમ આપ્યો છે.

જ્યુબીલીની યાદગીરીમાં મિ૰ ગ્લાડસ્ટન અને મિસીસ ગ્લાડસ્ટને ગયા અગસ્ટની તા. ૩૦ મીને દિવસે જેટલાં નામદાર માહારણીમાયના જેટલીજ ઉમરનાં તથા તેમનાથી ચઢતી ઉમરનાં માણસો મળી શક્યાં એટલાં જમાં કરીને હાવરડન ખાતે તેમને એક મિજબાની આપી હતી. આ વેળા મિ. ગ્લાડસ્ટને મહારાણીની સલામતી ચેતવાવતાં હાલની જ્યુબિલિને ત્રીજા જ્યોર્જ રાજાની જ્યુબિલી સાથે સરખાવતાં જણાવ્યું છે કે મહારાણીમાયના અમલમાં દરેક પ્રજા ખુશી ખુશાલીમાં રહેછે. તેમને વળી એવી રીતે જણાવ્યું કે મહારાણીજીના નામ તથા કામના આ પ્રતાપછે. દરેક લોકોને ફાયદો આપનાર કાયદા ઉપર તે નામદાર હમેશ ખુશીથી બાહાલી આપતાં રહ્યાં છે, અને તે નામદારના અમલમાં વેપાર ધંધો, ખેતી ઉદ્યોગો, રાજદ્વારી હકો વિગેરે દરેક બાબતમાં બ્રિટિશ પ્રજા ઘણી આગળ વધી છે.

**સ્વેઝ કેનલને લગતી ગોઠવણ**—લંડન ટાઇમ્સના તા. ૧૯ મી સપ્ટેમ્બરના અંકમાં "લંડન ટાઇમ્સ" જણાવેછે કે ઈંગ્લાંડ અને ફ્રાન્સ

વચ્ચે એવી ગોઠવણ થયછે કે સ્વેઝ કેનલની દેખરેખ રાખવાનું કામ એક ઇન્ટરનેશનલ કમિશનને સોંપવું, જેમાં કેરો ખાતેના સઘળા કોનસલો આવે. આ નેહેરને ક્યાંથી સ્વતંત્ર બનાવવી તેની હદ નક્કિ કરવા માટે એક સ્વતંત્ર કમિશન નીમવું. આ સવાલનો નિવેડો લાવવામાં જે માત્ર એક બાબત બાકી રહીછે તે નેહેરના રક્ષણ માટે તેનું સ્વતંત્રપણું જાળવી રાખવામાં આવશે તેની જામીનગીરી માટે એક હથિયારબંધ ફોજ બનાવવાને લગતા સવાલનો નિવેડો લાવવાને લગતી છે. આ ફોજ ઘણું કરીને ૨૦૦૦ માણસોની થશે.

**હિંદી હુન્નરને લગતું ચોપાનિયું.**—હિંદી હુન્નરને લગતું ચોપાનીઉં જે ઇંગ્લાંડ ખાતે લંડનવાળો મિ૦ ગ્રિગ્સ હિંદુસ્થાનની સરકારના આશ્રય હેઠળ કાઢેછે તેમાં આ રચિઓલોજિકલ ખાતાની બાબતના ચૂંટી કાઢેલાં ચિત્રો હવેથી આપવામાં આવશે. આગળ જેવી સુંદર ઢબમાં હુન્નરકામને લગતાં ચિત્રો કાયમજ રેહેશે. તેની કિમત ત્રણ માસને સારૂ માત્ર બે શિલીંગ છે. સરકારી અમલદારો તથા ખાતાઓને આ ચોપાન્યું સ્થાનિક સરકારો મારફતે અથવા કલકત્તાના મહેસુલ અને ખેતીખાતાની આફીસ મારફત્તે મળશે, અને પ્રજાને તે મુંબાઈ તથા કલકત્તાના પ્રખ્યાત ચોપડી વેચનારાઓ પાસેથી મળશે.

**પદભ્રષ્ટ રાજાનું મરણ**—અયોધ્યાના પદભ્રષ્ટ રાજા જેઓ ૩૦વર્ષ થયાં કલકત્તામાં હતા તેઓ ૨૦ મી સપટેમ્બરને મંગળવારે સ્વર્ગવાસી થયાછે.

આ વર્ષે કાશી આગળ ગંગાનું પાણી ૩૯ ફૂટ ઉંચે ચડયું હતું. એવું મોટું પૂર ગયાં બાર વરસોમાં આવ્યું નથી.

ઇંગ્લાંડથી કાપડ આવેછે તે ઉપર માપ લખેલાં હોયછે તે ખોટાં હોયછે. એ ઠગાઇ અટકાવવાને ત્યાંની સરકારે કાયદો કર્યોછે કે એવું કપટ કરનારને સજા કરવામાં આવશે. એવો કાયદો આ દેશમાં કરવાનો મનસુબો ચાલેછે.

ફ્રાન્સમાં કપ્તાન જોવીશ અને મ. માલેટ ગયા આગષ્ટ માસની ૧૩ મી તારીખે બલુનમાં બેસી ૨૦૦૦ ફીટ સુધી ઉંચે ચડ્યા અને સહીસલામત પાછા આવ્યા.

—:o:—

## सरक्युलर.

જા. નં. ૧૬૨ સને ૧૮૮૭-૮૮.

કાઠિયાવાડની સરકારી નિશાળોના ધુજતઆસાર મહેતાજીઓ તરફ. સલામ સાથે લખવાનું કે રાજકોટ બાર્ટન ફિમેલ ટ્રેનિંગકોલેજમાં દાખલ થવા જે બાઇઓ ઉમેદ રાખતી હોય તેમની ઉમરે અભ્યાસ વગેરે હકીકતનું પત્રક ગઈ સાલ ગુજરાત શાળાપત્ર માહે અકટોબર સને ૧૮૮૬ નામાં પાને ૨૩૬ મે અમારો જાવક નંબર ૩૨૩ તા. ૨૩-૯-૮૬ નો સરક્યુલર તથા તેના સંબંધનું પત્રક છપાયું છે તે પ્રમાણે મોકલાવશો. આ સાલને માટે પણ તેજ પ્રમાણે હકીકત જોઇએછે માટે જે બાઈ લાયક હોય અને તેને આવવા મરજી હોય તો તેનું પત્રક ભરાવી અમને તા. ૩૦ મી નવેમ્બર સને ૧૮૮૭ સુધી પહોંચે તેમ મોકલશો. તા. ૨૪ મી માહે સપટેમ્બર સને ૧૮૮૭ મુ. રાજકોટ.

Gopalji S. Desai.
આસીસ્ટંટ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર.
કાઠિયાવાડ પ્રાંત.

---

## निशाळोनां इनामपत्रक.

સોરઠ પ્રાંત.

જા. નં. ૪૭૮ તા. ૧૭-૯-૮૬.

રાણપુર. વારષીક પરીક્ષા વખતે દરબાર મ. ખાનશ્રી નીજામહમદ ખાનજી સાહેબે ૩૨) પતાસાં. દરબાર ખાનશ્રી જોરાવરખાનજીસા. ૩૧) પતાસાં. દરબારશ્રી અનવરખાનજી સા. ૩૧) પતાસાં. બીજા સદગૃહસ્થોએ ૩-૯-૦—તોરી. સ્કૂલકમિટિ તરફથી તથા સોની ત્રીકમજી ભીમજી તરફથી અને બીજુ માણેકચંદ વિગેરે મળી ૨૧॥ સાકર.—કુતિઆણા. મ. રા. બા. ગોપાળજી સુરભાઈ પધારતાં ખુદાવંદ નવાબ સાહેબ તરફથી ૨૨૪) રમાલ તથા ૩૨) પતાસાં તા. ૨૬-૫-૮૬ ૨૩) પતાસાં ઓજા નથુ ભીમજી પોતાના દીકરાનો વિવાહ કર્યો તેની ખુસાલીમાં ૩૧) પતાસાં પરચુરણ ૨૦॥ પતાસાં.—દેવડા. સદગૃહસ્થો તરફથી ૨૧) પતાસાં

તથા સાકર—ચીતળ, ભાગદારો તરફથી રૂ૯) ચોપડીયો રૂ૨) મીઠાઈ.
અકાળા. ગામખાતે સાકર શેર ૪)—જરખીઆ. બીલખા દરબારશ્રી
આજમ વાલાકાકા દેદ્દાન તરફથી રૂ૨ાા ચોપડીયો રૂ૨) રૂમાલ રૂ૦ાા
મીઠાઈ—માંગરોળ. મેતા પુંજાએ પોતાને ત્યાં દીકરાનો જન્મ થવાની
ખુશાલીમાં રૂ૩) પતાસાં.—લોએજ. ખુદાવીંદ માંગરોળ દરબાર સાહેબે
રૂ૫) ચોપડીઓ—નિશાખા. રા. ત્ર્યંબકરાય મુળશંકર રૂ૧) ચોપડીઓ રૂ
૦ાા સાકર પરચુરણ રૂ૦ાા—ખોગેસરી. જુનાગઢ શહેરના વસુલાતી અ-
ધિકારી મે. મંગળજી ગૌરીશંકર રૂ૧–૬–૦ રૂમાલ મે. કુતિઆણાના વ-
હીવટદાર ભવાનીદાસ પ્રભુદાસ રૂ૧–૩–૦ રૂમાલ—વેરાવળ તા. સ્કુ-
વાર્ષિક પરીક્ષા વખતે મે. ખુદાવીંદ નવાબસાહેબ તરફથી રૂ૪ા પતાસાં.
રૂ૩–૧૨–૦ કેરી—પાટણ. વાર્ષિક પરીક્ષા વખતે મે. ખુદાવીંદ નવાબ
સાહેબ તરફથી રૂ૧ાાા મીઠાઈ—સુત્રાપાડા. રૂ૪ા રૂમાલ તથા મીઠાઈ.
કેશોદ. વહીવટી કચેરીમંડળ તથા મહેતાજી આણંદજી વહાલજી રૂ૧૪–૧૦–૬
ચોપડીઓ તથા મીઠાઈ—લોઢવા. પટેલ લાખા બીખા. રૂ૧) ની સાકર
ભંડુરી. મે. વેરટદાર દયાશંકર માધવજી રૂ૩—૬—૦ સાકર તથા ચોપડીયો
પાટણ કંન્યાશાળા. ખુદાવીંદ નવાબસાહેબ તરફથી રૂ૫ાા ચોપડીઓ તથા
સાકર—પોરબંદર તા. સ્કૂલ. શેઠ ગોપાળજી કહાનજી રૂ૮) બુંદીના લાડુ
માજી તા. મા. જીવરામ મહાદેવ રૂ૨) પતાસાં મે. દરબારશ્રી તરફથી
રૂ૩૦) પતાસાં તથા ચોપડીઓ.—મોઢવાડા. કામદાર રા. રામજી પ્રાગજી
રૂ૫) રૂમાલ. પ્રભાશંકર બાણશંકર ઉ. ભા. ના. મામલતદાર રૂ૧—૯–૦
સાકર તથા ચોપડીઓ. મીઆણા વૈ. દોલતરામ મયારામ રૂ૧—૧૦—૬
સાકર તથા સ્લેટો.—જાફરાબાદ. રાજુલાના મે. મહાલકરી સાહેબ છોટા-
લાલ રૂગનાથ રૂ૧) સાકર. સ્ટેટ તરફથી રૂ૧૫—૫—૬ ચોપડીઓ રૂ૨)
મીઠાઈ. મહાજન તરફથી રૂ૧) મીઠાઈ. શેઠ કાવસજી બમનજી રૂ૧)
સાકર પરચુરણ બીજા ગૃહસ્થોએ રૂ૧—૯—૦—ઢસા. તાલુકદાર સા.
રૂ૫—૬—૯ ચોપડીઓ રૂ૧) સાકર રૂ૧૦) મહેતાજીને—વસાવડ. ગામના
મહાજન તથા જમાત રૂ૨) પતાસાં વાર્ષિક પરીક્ષા વખતે—મોટા દેવ-
ળીઆ. ગામના ભાગદારો તરફથી વાર્ષીક પરીક્ષા વખત રૂ૧) સાકર.
બગસરા. આજમ ભાગદારો તરફથી રૂ૧૮) ચોપડીઓ રૂ૨) પતાસાં રૂ૫)

મ્હેતાજીને ૨૬) આસિસ્ટંટોને ૨૬) પટાવાળાને ૨૩) ઈ. ટીચરને મે. રા. સા. ડે. એ. ઇ. સા. પરીક્ષા લીધી ત્યારે.—માણેકવાડા. આ. જ-માદાર બસારતખાં શેરખાં ૨૨) ચોપડીઓ તથા પતાસાં—બાંટવા. મે. વિનાયક રાવસાહેબ તરફથી ૨૩૦ ગરીબના છોકરાઓને ચોપડીઓ તથા સ્લેટો. વાલાસાન માણાવદર દરબાર સાહેબે પોતાના દીકરાની સાલગીરીને દિવસે ૨૧—૧૫—૬ કેરી મણ ૧ શેર ૫)—ગદીડ. દરબાર ખાનશ્રી સાહામતખાનજી સાહેબે પોતાને ૪ થા કલાસનો અખબાર મળતાં ૨૨ાા પતાસાં ૨૨ાા મહેતાજીને પાઘડી. વાર્ષિક પરીક્ષા વખત ૨૧—૯—૦ પહેલી ચોપડી અને ૨૧ાા પતાસાં—લીંબુડા. ગીદડ દરબાર ખાનશ્રી સામત-ખાનજી સાહેબે પરીક્ષા લઈ ૨૧) સાકર પરચુરણ ૨૨ા કુલ ૨૩ા ઇનામ વહેંચ્યું—માણાવદર. બુ. ગજનફરખાજી સા. ૨૨૦) ચોપડીયો ૨૨૫) કેરીઓ ને સાહેબજાદાની સાલગીરીને દીવસે ૨૪) ના કેરી—છંદ્રા. સોની લક્ષ્મીચંદ વહાલજી પોતાના ઘરની વાસ્તુ કરી તે વખતે ૨૧) મીઠાઈ. જેતપુર. બાગદારવાળા શ્રી ગોદડ પુંજાએ પોતાના કુંવરને નિશાળે બેસાડી ૨૭) પતાસાં ૨૫) મહેતાજીને અને આસિસ્ટંટને લુગડાં તાલુકા કોર્ટના મેમ્બર સાહેબોએ વાર્ષિક પરીક્ષા વખતે ૨૨૩—૧૨—૦ ચોપડીઓ તથા મીઠાઈ—બ્રાંચ સ્કૂલમાં. ૨૪) ને પાઠશાળામાં. જેપુર તાલુકા કોર્ટના મે-મ્બર સાહેબોએ ૨૨) વાર્ષિક પરીક્ષા વખત વિદ્યારથીઓને રોકડા.—જે-તપુર કન્યાશાળા. વાર્ષીક પરીક્ષા વખત ૨૩) છોકરીઓને લુગડાં તાલુકા કોર્ટના મેમ્બર સાહેબોએ પ્રાંત વકીલ નાગજી હેમરાજે ૨૨) કેરી. પરચુ-રણ ૨૧—૬—૦—બીલખા. વાર્ષિક પરીક્ષા વખત બાગદારો સાહેબ ૨૩) મહેતાજીને ૨૨) આસિસ્ટંટને ૨૧૮) છોકરાઓને લુગડાં તથા મીઠાઈ કન્યાશાળામાં. ૨૧) મહેતાજીને ૨૫) છોકરીઓને લુગડાં તથા મીઠાઈ. મેંદરડા. દરબાર સાહેબો ૨૬) મહેતાજી તથા આસિસ્ટંટોને ૨૧૪) છો-કરાઓને ચોપડીયો તથા મીઠાઈ. વાર્ષીક પરીક્ષા વખતે. ઠકર સુંદરજી હરજી પોતાના પુત્રને નિશાળે બેસાડી ૨૧) મીઠાઈ ઠકર ગોવિંદજી હીરાએ. પોતાના પુત્રને નિશાળે બેસાડી ૨૧) મીઠાઈ. ઠકર. પ્રેમાનંદ શામજીએ. પોતાના દીકરાને નિશાળે બેસાડી ૨૧) મીઠાઈ પરચુરણ ૨૦ાા મીઠાઈ. ઉના. ખુદાવિંદ નવાબ સાહેબ તરફથી વાર્ષિક પરીક્ષા વખત ૨૨-૧૩-૬

ચોપડીઓ રૂ૪—૨—૬ રૂમાલ રૂ૩) મીઠાઈ કુલ રૂ૧૦ ને રૂ૭—૦—૬ છોકરાઓને પાણી પાયું.—કંન્યાશાળામાં. રૂ૩—૧૪—૦ ચોપડીઓ. ૦—૬—૦ સ્લેટો રૂ૦॥ મીઠાઈ કુલ રૂ૫) ઇનામ વહેંચ્યું—ગાધકડા. વેરાવળના શ્રાવક ગોવિંદજી (વિરપાળ રૂ૧) મીઠાઈ—રોહીસા. વિપ્ર ગાંડા વેલજીએ પોતાના ભાઇનો વિહીવા થયો તેની ખુસાલીમાં રૂ૩) રૂમાલ ૨· વાના તા. ૧૭-૯-૮૬ મુ. જુનાગઢ.

(ઇંગ્રેજી સહી.) ગણુપતરામ અનુપરામ.
ડેપ્યુટી. એ. ઈ. સોરઠ.

### પ્રાંત ઝાલાવાડ.

જા. નં. ૬૭૨. ૨૦-૧૦-૮૭.

ધ્રાંગદરા. મહારાજા રાજસાહેબ બહાદુરે રૂ૫) મીઠાઈ તા.૨૦-૭-૮૬ વહેંચી—પાણસીણા. શા. ગફુલ હીરાએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૧) પતાસાં વહેંચ્યાં.—વઢવાણ તા. સ્કૂ. મહેતા મૂળચંદ ધનજી તથા કોઠારી આણંદજીએ ઉનાળામાં છોકરાઓને પાણી પાવામાં રૂ૪) આપ્યા. ચાચકા. રાણાશ્રી બાલુભા નાનભાને ત્યાં કુંમારશ્રીનો જન્મ થવાથી રૂ૧) સાકર વહેંચી—મેથાસા. ઝાલાવાડ પ્રાંતના સરવેઅર વીરજી જેઠાએ અને કામદાર રઘુ નાનજીએ મળી રૂ૧॥ સાકર તથા ચોપડીયો.—ધ્રાંગદરા. રા. રા. વૈદ્યરાજ અંબાશંકર બાવાભાઇએ રૂ૧૦) સાકર વહેંચી—ટીકુર. મહેતા પીતાંબર જેઠાએ રૂ૧૧॥ ખરચ કરી તમામ નિશાળીઆને જમાડ્યા—વાંકાનેર કન્યાશાળા. મહેરબાન ન્યાયાધીશની રાધણપુરમાં મોટી જગ્યાએ બદલી થવાથી રૂ૨॥ સાકર વહેંચી—લીમડી નં ૧ લો. શા. દેવશી વજ્ઞશીની દીકરી સ્વર્ગવાસ થવાથી રૂ૭) સાતની સુખડી વહેંચી. અને કંન્યાશાળામાં રૂ૫) ની સુખડી વહેંચી.—વઢવાણ બ્રાંચ નં. ૨ જો. સુતાર ચતુર કરશને રૂ૧) મીઠાઈ—ખેરાળી. રાણાશ્રી દીવીસંઘજી ભૂપતસંઘજીના કુંવર રતનસંઘજીને નિશાળે બેસાડી રૂ૨॥ સાકર રૂ૩) મહેતાજીને પાઘડી લખતર. રા. રા, જાદવરાય હરીરામે તથા કહાનજી ચતુરજીએ મળી રૂ૩) પતાસાં.—ધ્રાંગદરા તા. સ્કૂ. વૈદ્ય હરી દેવજીએ રૂ૧૦) ની મીઠાઈ વહેંચી અરણીટીંબા. આમરણના દરબાર સાહેબ તરફથી રૂ૨) મીઠાઈ—રંગપુર. રાણાશ્રી રતનસીંહ વખતસીંહજીએ તા. ૧૨-૯-૮૬ ના રોજ રૂ૬) ખરચ

કરી છોકરાઓને જમાડ્યા.—કટુડા. આજમ વહિવટદાર સાહેબે ૨૧) સાકર વહેંચી.—લખતર. આજમ ન્યાયાધીશ સાહેબે ઉનાળામાં છોકરાઓને પાણી પાવાના ખર્ચના ૨૪ા આપ્યા—પીપળી. સંસ્થાન બજાણા દરબારના નામદાર કુમારશ્રી પધારતાં ૨૧) મીઠાઈ તથા મહેતાજીને-બજાણા. સંસ્થાન ધરમપૂરના હા. કારકુન રા. બળવંતરાવે ૨૬) નાં પતાસાં વહેંચ્યાં. તથા ૨૨) એક હોંશીઆર કસરત કરનારને આપ્યા.—વઢવાણ સીટીસ્ટેશન. ઝાલાવાડ પ્રાંતના મે. આ. પો. એ. સા. પધારી ૨૨—૬—૦ ની ચોપડીઓ તથા ૨૧૦) ની મીઠાઈ રવાના તા. ૨૦-૧૦-૮૭.

(ઇંગ્રેજી સહી.) કૃષ્ણલાલ ગોવિંદલાલ.
ડે. એ. ઇ. પ્રાં. ઝાલાવાડ.

## સુરત મ્યુનિસિપાલીટી.

આ. નં. ૬૮૫. ૨૨-૧૦-૮૬.

ગોપીપુરા. નં. ૬ ની સ્કૂલમાં, ઝવેરી શેઠ. લલ્લુભાઈ ફતેભાઈએ પોતાના ચીરંજીવી ચુનીલાલને નિશાળમાં બેસાડી ૨૫) મીઠાઇ વહેંચી.

(ઇંગ્રેજી સહી.) આ. સેક્રેટરી. મ્યુનિસિપાલ. સ્કૂ.

## પ્રાંત કચ્છ.

જા. નં. ૨૧૨૧ તા. ૬-૧૧-૮૬.

માંડવી એ. વ. સ્કૂલ—શેઠ ફરામજી મનચેરજી મુંબાઇવાળા મે. દાકટર સાહેબને ત્યાં પધારેલા તેમણે ૨૬) ની રોઇલરીડર નામની ચોપડીઓ નં. ૫ સારા હોંશીઆર છોકરાને આપવા મોકલી હતી. રા. રા. નર્મદાશંકર લાધાભાઇએ સંગીતસાર માર્ગની ચોપડી નં. ૭ દરેકની કિમત ૨૨) વાળી ઇનામમાં આપી હતી—નંબર ૧ લાની ઇ. ગૂ. નિ.—મી. રિઆજુદીન અહમદ, બી. એ. કરાંચીના મહેમેડન કોલેજના ફર્ઝ. આ. માસ્તરે સ્કુલમાં આવી ૨૧) મીઠાઈ વહેંચી—અંજાર. ઇ. ગૂ. નિ.—વાર્ષિક પરિક્ષા વખતે નામદાર મહારાજાધિરાજ મિરજાં મહારાઓશ્રી ખેંગારજી સવાઈ બહાદુર તરફથી ૨૨૧—૧૫—૯ નું મહાજન સમસ્ત તરફથી ૨૯) રા. રા. ડે. એ. ઇ. સાહેબ તથા વહીવટદાર કાળીદાસભાઇએ કુલ ૨૩૦—૧૫—૯ નું ઇનામ વહેંચ્યું. શેઠ ઠકર સુરારજી સુળજી સ્કુલની સ્થિતિથી સંતોષ પામી ૨૨૧)નારૂમાલ તથા મીઠાઈ વહેંચી. મે. ડીસ્પેન્સ-

